કરશનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળા, અંક ૨૦

# સાહિત્ય અને વિવેચન

[ ભાગ ૨ ]

દી. બ. કેશવલાલ હ. ધ્રુવ, બી. એ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક:
રસિકલાલ છોટાલાલ પરીખ
અધ્યક્ષ,
ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર, અમદાવાદ

આવૃત્તિ ૧ લી ઈ. સ. ૧૯૪૧
પ્રત : ૧૭૦૦ વિ. સં. ૧૯૯૭

*

કીમત ૧ રૂપિયો

મુદ્રક:
સોમાલાલ મંગળદાસ શાહ
ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ
પાંચકૂવા, અમદાવાદ

# કરશનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાનો

## પરિચય

**સ્વર્ગવાસી** કરશનદાસ મૂળજી સામાજિક સુધારાના એક આગેવાન હતા. ઈંગ્લાંડમાં પ્રવાસ કરીને આવ્યા પછી કાઠિયાવાડમાં તેમને સરકારી નોકરી મળી હતી. તે ઈ. સ. ૧૮૭૧ માં ગુજર્યા પછી તેમની સ્વદેશસેવાની યાદગીરી રાખવા કાઠિયાવાડમાં એક ફંડ રૂ. ૩૪૮૫) નું થયું હતું. તે ઇ. સ. ૧૮૮૩ માં સોસાયટીને એવી સરતે સોંપવામાં આવ્યું છે કે તેના વ્યાજમાંથી તેમને નામે પુસ્તકો રચાવવાં તથા છપાવવાં. આ ફંડની રૂ. ૩૨૦૦) ની નોટો સોસાયટી હસ્તક છે. આજ સુધીમાં આ ફંડમાંથી નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યા છે:

૧ પ્રાણીવર્ણન, ભાગ ૧
૨ ,, ભાગ ૨
૩ ,, ભાગ ૩
૪ મહાન આલ્ફ્રેડનું ચરિત્ર
૫ વનસ્પતિ શાસ્ત્રનાં મૂળતત્ત્વ
૬ અનેક વિદ્યાનાં મૂળતત્ત્વ
૭ સર વિલિયમ વોલેસ
૮ ઉદ્યોગી પુરુષો (બીજી આવૃતિ)
૯ ધર્મનીતિ
૧૦ ન્યાયશાસ્ત્ર
૧૧ સ્વાતંત્ર્ય
૧૨ શિક્ષણસૂત્ર
૧૩ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર (બીજી આવૃત્તિ)
૧૪ રાજા રામમોહનરાયનું જીવનચરિત્ર
૧૫ સામાજિક સેવાના સન્માર્ગ
૧૬ મહાભારતની સમાલોચના
૧૭ સુખ અને શાન્તિ
૧૮ ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો
૧૯ સાહિત્ય અને વિવેચન, ભાગ ૧
૨૦ ,, ભાગ ૨

તા. ૨૮-૧-૧૯૪૧ }
અમદાવાદ }

રસિકલાલ છો. પરીખ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭૧ | ૮ | (snythetic) | (synthetic) |
| ૨૭૩ | ૩ | વા | વાસિ |
| ૨૭૪ | ૧ | સ્વતં ત્રછંદ | સ્વતંત્ર છંદ |
| ,, | ૧૨ | त | द्रुत |
| ૨૭૭ | ૨૩ | शशुपालवध | शिशुपालवध |
| ૨૮૫ | ૧૨ | પૂર્વને | પૂર્વ ને |
| ૩૧૩ | ૯ | वा तो | वा नो |
| ૩૧૭ | છેલ્લી | -हरणा | -हरणाद् |
| ૩૨૯ | ૨૦ | વર્ગ | વર્ષ |
| ૩૩૩ | ૯ | હતો | હતો. |
| ૩૩૫ | ૬ | બાયકથી | બાયડથી |

**સૂચના:**—"ગૂજરાત" "સૂધી" "ઊપજ (અંગના શબ્દો)" "ઊતર (અંગના શબ્દો)" વગેરેમાં દી. બ. ધ્રુવને પાછળથી દીર્ઘતા જ ઇષ્ટ હતી, તે લક્ષ્યમાં રાખી તે શબ્દોની જોડણી સ્વીકારવી. તે રીતે સાનુનાસિક અંત્ય ઊકાર પાછળથી દીર્ઘ જ તેમણે સ્વીકાર્યો હતો.

# સાહિત્ય અને વિવેચન

## ભાગ ૨

# આર્ય વાણીનો વિકાસ*

આજના વ્યાખ્યાનના પ્રમુખ અને શ્રોતા તમે જ છો. વ્યાખ્યાનકર્તાની ઓળખ માટે હું પોતે જ ઊભો છું. એ શિષ્ટાચારમાં જનારો સમય બચાવી હું વ્યાખ્યાન જ શરૂ કરું છું. આજથી ૪૦૦૦ વર્ષ ઉપરાંતથી આપણે ત્યાં જે ભાષાનો પ્રવાહ વહ્યો જાય છે તેનું નામ અને સ્વરૂપ કાળે કાળે બદલાયું છે છતાં તે પ્રવાહ સળંગ છે. આટલો લાંબો પ્રવાહ કોઇ પણ વાણીનો ચાલ્યો જાણવામાં નથી. ભગવાને માનવજાતિને આપેલાં શરૂઆતમાં વાણીનાં સાધન વડે પૃથ્વીના ભિન્નભિન્ન ભાગમાં ભિન્નભિન્ન કાળે તે તે પ્રજાની સંસ્કૃતિ અનુસાર જૂદી જૂદી ભાષાઓ ઉત્પન્ન થઈ. હું અત્યારે આર્યાવર્ત્તની વાણીના વિકાસ વિષે કહેવા માંગું છું. એ વાણીનું એક અલાયદું જ કુટુંબ છે. દ્રાવીડી સાંથળી ભૂતિયા વગેરે ભાષાના કુટુંબથી જૂદું પડે છે. આર્ય વાણી એટલે આર્ય કુટુંબ નહિ. આર્ય વાણીનાં જેવાં રૂપાંતર થયાં છે એવાં બીજે કયાંયે થયાં નથી. સામાન્ય રીતે બે વાણી આપણે જાણીએ છીએ: પ્રાકૃત અને સંસ્કૃત. એ બે મોટા વર્ગ છે. ૪૦૦૦-૫૦૦૦ વર્ષના સંસ્કૃતના બે મોટા પ્રવાહઃ સંસ્કૃત અને સંસ્કૃત પૂર્વનો પ્રવાહ. એ પછી પણ જો કે અનેક પ્રવાહ થયા. જેમ સ્વર્ગમાં મંદાકિની, આપણે ત્યાં ગંગા અને પાતાળમાં બીજા નામે ઓળખાય તેમ વાણીનું સમજવું. આપણે ગુજરાતી વિષે જ વિચાર કરીએ. કોને ગુજરાતી કહેવી તે વિષે તકરારો ચાલુ છે. શબ્દોના ભંડોળથી

---

* ગુ. વ. સો. તરફથી તા. ૨૧ મી સપ્ટેમ્બર અને ૫ મી ઓક્ટોબર, ૧૯૨૯ એ બે દિવસોએ સાંજના ૭ વાગ્યે પ્રેમાભાઇ હૉલમાં આપેલાં વ્યાખ્યાન.

ભાષા બને છે. ભાષા વ્યાકરણથી ઓળખાય છે. જ્યાંસુધી ગુજરાતી ભાષા ગુજરાતી વ્યાકરણ મુજબની હોય ત્યાંસુધી તે ગુજરાતી ભાષા. લેખકોની અને વ્યવહારની ભાષા જૂદી પાડવી ઠીક નથી. એમાં જે ફેર પડે છે તે આકર્ષક તત્વને લીધે છે. વિદ્વાન વક્તાનૂં ભાષણ આકર્ષક હોય છે. જ્યાં ત્રણ શબ્દોનૂં કહેવાનૂં એક શબ્દમાં જ કહી દેવાય ત્યાં ભાષા ગૌરવવાળી બને છે. પ્રેમાનંદની ભાષા માટે તમે શૂં કહેશો ? તેણે લોકભાષામાં લખ્યૂં છે તે સ્વીકારવા તૈયાર છો કે કેમ ? શામળ ભટ, દલપતરામ અને કાન્તે બોલાતી ભાષામાં લખ્યૂં છે અને નાનાલાલ પણ તેમાં જ લખે છે. ઈબારતનો સંબંધ નથી. ભાષાનો સંબંધ છે.

આપણી જૂનામાં જૂની વાણી તે વેદની વાણી. તે સંબંધી યુરોપિયન વિદ્વાનો માને છે કે તે સાહિત્યની ભાષા હતી, લોકભાષા નહિ. હૂં કહૂં છૂં કે લખાતી ભાષા બોલાતી નહિ કેમ હોય ? હૂં નથી માની શકતો કે વેદના રચનારા ઋષિઓએ નવી વાણી રચી, એ કવિતાઓ લખી નાંખી. વેદની ભાષા સંસ્કૃત કરતાં જૂની છે. સંસ્કૃત પહેલાંની માટે અતિસંસ્કૃત. તે પછી સંસ્કૃત. યુરોપના વિદ્વાનોએ તો એક કલ્પિત ભાષા જ ઊભી કરી છે. તે ભાષાનૂં નામ ઈન્ડોજર્મનિક. તે ભાષામાં લોકો કદી બોલ્યા છે ? જ્યારે આપણે ત્યાં તો પ્રેમાનંદ જેવા કવિઓ પોતે લોકો સમક્ષ પોતાનાં આખ્યાનો કહી સંભળાવતા. તે લોકભાષા હતી. વેદના મંત્રો અગ્નિ સમક્ષ બોલાતા. બૌદ્ધોના વખતમાં પણ લોકભાષામાં જ લખાતું. જે ભાષા લોકોમાં વપરાતી હોય તે વ્યાવહારિક ભાષા કહેવાય. અતિસંસ્કૃતનૂં વ્યાવહારિક સ્વરૂપ ઋગ્વેદનાં સૂત્રો રચાયાં ત્યારે હતૂં.

ઋગ્વેદનૂં ક્ષેત્ર કયૂં ? તે રચનારા અને બોલનારા કયાં રહેતા હતા ? આખા હિંદમાં વ્યાપી ગયા હતા ? તેમ હોય તો જૂદી જૂદી બોલીઓ હોય. ગુજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી વગેરે અપભ્રંશ ઉપરથી થઈ છે. વિંધ્યાચળથી બે ભાગ પડે છે. ત્યાંથી આર્યભાષાના પ્રવાહના બે ભાગ પડે છે. એક ઓરિસા બાજુ ગયો અને બીજો મહારાષ્ટ્ર અને ગુજરાત બાજુ આવ્યો વેદકાળમાં પ્રાંતિક બોલીઓ છે કે નહિ ? વિચારો કે તે વખતે આર્યભાષા બોલનારા કેટલા ભાગમાં પ્રસર્યા હતા. ઋગ્વેદનો પ્રદેશઃ સિંધુની બે બાજુનો મુલક; કાશ્મીર, મુલતાનની ઉત્તરનો અને દક્ષિણનો અને પંજાબનો પ્રદેશ. બહુ બહુ તો ગંગા નદી સુધીનો પ્રદેશ. આટલા નાના ભાગમાં તમારે કેટલી પ્રાંતિક બોલીઓ માનવી છે ? પ્રાંતિક બોલીઓનાં રૂપો મળે છે. પાણિનિએ તે વખતની ભાષાનૂં એક જ વ્યાકરણ માન્યૂં છે તો આપણે એક ભાષા જ માની લેવી જોઈએ. એની પહેલાં મારી દષ્ટિ પહોંચતી નથી.

વેદની અતિસંસ્કૃતવાણી લોકભાષા અને વ્યાવહારિક ભાષા હતી. જો કે સાથે સાથે એ સાહિત્યની ભાષા પણ હતી. બધા વ્યાપાર એ વાણીથી થતા. ઋગ્વેદની વાણી એ જૂનામાં જૂની આર્યવાણી છે. સાહિત્યમાં તે જ પ્રથમ સ્વરૂપ લે છે. અવાચક સ્થિતિમાંથી વાચા ઉત્પન્ન થઈ. તે પછી લોકોની વાણીનો પ્રવાહ આગળ વધ્યો. ઋગ્વેદ પછીનૂં સાહિત્ય તે તે પછીના ત્રણ વેદઃ યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. તે ત્રણ વેદોને ઋગ્વેદ પછીના કેમ ગણિયે છિયે ? તેમાં અમુક અમુક રીતના ઉચ્ચાર બદલાય છે. તેમાં ઋગ્વેદના મંત્રોનૂં અસ્તિત્વ માની લેવામાં આવ્યૂં છે. એ ઋચાઓનો વિનિયોગ

પાછળથી થાય છે. સામવેદના સામમાં ક્વચિત્ પાઠભેદ હોય છે. સંગીત ને તાલમાં ઋચાઓને ગોઠવવાનો પ્રયત્ન એમાં થયો છે. તે બતાવે છે કે તે અર્વાચીન છે.

લઘુ અને ગુરુ એ પિંગળનાં બે ચિહ્નો છે. આ બે સિવાય ત્રીજો સ્વર આપણી પાસે નથી. સામવેદ અર્વાચીન છે. ગીતાના વખતમાં પણ તે લોકપ્રિય હતો. ઋગ્વેદ પછીના ત્રણ વેદો અર્વાચીન છે. યુરોપિયન વિદ્વાનો એથી જૂદો અભિપ્રાય ધરાવે છે. તેઓ માને છે કે મનુષ્યજાતિના જન્મની સાથે વ્હેમો જન્મેલા છે. અથર્વવેદમાં વ્હેમો વધારે છે તેથી તે ઋગ્વેદની સાથે જ રચાયો હશે એમ તેઓ કહે છે. હૂં તો માનૂં છૂં કે ઋગ્વેદ પહેલાંનો અને અથર્વવેદ પછીનો છે. સુમીરિયન સંસ્કૃતિના બે શબ્દો અથર્વવેદમાંથી નીકળે છે એ જોતાં અથર્વવેદ એ સંસ્કૃતિના સમયમાં રચાયો હશે. ઋગ્વેદ વખતે વાણિજ્ય હતૂં પણ ઘણૂં થોડૂં હતૂં. લોકોની હાજતો પણ થોડી હતી. એટલે ઋગ્વેદ વખતે સુમીરિયા સુધી ગયા હોઈયે એ બને નહિ. બાકીના ત્રણ વેદની ભાષા સાહિત્યની છે. સામવેદ રચાયો ત્યારે ઋગ્વેદની ઋચાઓનૂં પાઠ્ય થયૂં. સાહિત્યની ભાષા એટલે વાઙ્મયની વાણી. વાઙ્મય અતિસંસ્કૃત કહૂં છૂં એટલે સમજવૂં કે લોકવાણી એટલી આગળ વધી છે. ત્રણ વેદના પાઠો વાંચશો એટલે એ જણાશે.

ત્રીજા થરને હૂં નામ આપૂં છૂં નૈમિત્તિક. લોકવાણી અહીં બહુ આગળ વધે છે. આ કાળમાં મોટો ફેરફાર થાય છે. તે કાળમાં વેદની અતિસંસ્કૃત વાણીને પવિત્ર માનવામાં આવી. એટલે લોકભાષા ભ્રષ્ટ ગણાઈ. લોકોનૂં માનવૂં એમ થયૂં કે વેદની વાણી ધાર્મિક ક્રિયાઓ તેમજ બીજા એવા પવિત્ર

પ્રસંગોમાં જ વાપરવી. પતંજલિ વગેરે કહે છે કે એ ભાષા વપરાય છે. પણ લોકોની ભાષા જૂદી પડે છે. વાંગ્મય સ્થિતિ વખતે એ વ્યાવહારિક અતિસંસ્કૃત સ્વીકારિયે છિયે. તે વખતે નૈમિત્તિક અતિસંસ્કૃત બનાવિયે છિયે. અતિસંસ્કૃતનો કાળ બહુ મોટો છે. ભાષા મોડી વહેલી બદલવાનાં કારણો છે જેમકે રાજ્યપરિવર્તન થાય. પ્રાચીન કાળમાં બીજે તેવાં રાજ્યપરિવર્તન થતાં હતાં પણ આપણે ત્યાં તેમ ન હતૂં. મહાભારતના યુદ્ધમાં કૈંક રાજ્યોનૂં નિકંદન નીકળી ગયૂં, દ્વારકા પાણીમાં ગયૂં. યાદવ સ્ત્રીઓનૂં હરણ થયૂં. યુધિષ્ઠિરનૂં ધર્મરાજ્ય ગયૂં. વૈદિક કાળમાં એવૂં રાજ્યપરિવર્તન થયૂં ન હતૂં પણ નવાં થાણાં થયાં. જેમ જેમ આગળ વધાયૂં તેમ લોકો પણ આગળ વધ્યા. આમ વિદેહ સુધી અને આમ વિંધ્યાચળ સુધી. આથી ભાષાની ખાસિયતો ન રહી અને સ્વરૂપ પણ બદલાયૂં. નૈમિત્તિક કાળના મુખ્ય અંશ વૈદિક કાળ અને જ્ઞાન. તેને અંગે નવું સાહિત્ય કરવાની જરૂર પડી. નૈમિત્તિક સાહિત્યનો કાળ એ ઉપનિષદ્ સાહિત્યનો હતો. એ વખતે લોકભાષા અતિસંસ્કૃત ન હતી. આ રીતે અતિસંસ્કૃતની ત્રણ અવસ્થા થઈ. તેની ચોથી અવસ્થા થયાનૂં આપણા જાણમાં નથી. કેટલાંક ઉપનિષદો જે અર્વાચીન છે તેને એમાં મૂકિયે તો જૂદી વાત.

હવે આર્ય લોકો આગળ વધવા માંડ્યા. આમ મગધ સુધી અને આમ ગુજરાત સુધી ફેલાયા. ચાર મોટા વંશ હસ્તિમાં આવ્યા. એક હસ્તિનાપુરનો ચંદ્રવંશ, અયોધ્યાનો ઇક્ષ્વાકુ વંશ, મગધનો વંશ અને ચોથો એક. આ કાળમાં ભાષા અને સાહિત્ય આગળ વધ્યાં. રામાયણ અને મહાભારતના બે મોટા કાવ્યગ્રંથો રચાયા. તે ગ્રંથો હાલ જે ઉપલબ્ધ છે તે નહિ. ઋગ્વેદમાં અનુષ્ટુપો છે અને આ કાવ્યોમાં પણ અનુષ્ટુપ છે. આ બંને

અનુષ્ટુપોમાં ફેર છે. આ ગ્રંથોના અનુષ્ટુપમાં નવું માધુર્ય આવે છે. એ નવીનતાને લીધે વાલ્મીકિને આદિકવિ કહિયે છિયે. પ્રસંગને અનુકૂળ, સાહિત્યને અનુકૂળ અને ઉપયોગી વાલ્મીકિમાં જોઈયે છિયે. વૈદિક કાળથી આ રીતે છૂટા પડી સંસ્કૃતકાળમાં આવિયે છિયે. નૈમિત્તિક અતિસંસ્કૃત વપરાતું હતૂં ત્યારે આ વ્યાવહારિક સંસ્કૃત પણ વપરાતૂં હતૂં. એ સાથે સાથે જ હતાં. મહાભારત સાહિત્યનો નિર્ણયકાળ એ વ્યાવહારિક સંસ્કૃતનો આરંભકાળ. સંસ્કૃત નામ કેટલાક યુરોપિયન લેખકોને બનાવટી લાગે છે. સંસ્કૃત સૂધારેલૂં નામ તેઓ ગણે છે. બીજા સંસ્કારોને માનનાર આર્ય પ્રજા શૂં ભાષાસંસ્કારને માનતી નહિ હોય? અતિસંસ્કૃતના અંતિમ કાળમાં મંત્રકાર્ય પૂરૂં થાય છે અને આખ્યાનો કરવાની પદ્ધતિ શરૂ થઈ. વાઙ્મયિક અતિસંસ્કૃતમાં જેટલી લોકકથા સમાઈ અને નૈમિત્તિક કાળમાં જે લોકકથાઓ, આખ્યાનો થયાં તેને જોડનાર રામાયણ અને મહાભારત. તેનો એક જ દાખલો નળોપાખ્યાનનો. નળરાજા દ્યૂતમાં કુશળ હતો. પરંતુ તેની સાથે જોઇયે છિયે કે યુધિષ્ઠિરને કૌરવો દ્યૂત રમવા બોલાવે છે ત્યારે યુધિષ્ઠિર તે માંગણી તરત સ્વીકારે છે. તે વખતે એવી માન્યતા હતી કે યુદ્ધ કે દ્યૂતની ચેલેન્જ સ્વીકારવી જ જોઈયે. લાંબામાં લાંબૂં નળનૂં ઉપાખ્યાન મહાભારતમાં સમાવી દીધૂં છે. એ ઇતિહાસ છે, પૂર્વની સ્થિતિ બતાવે છે. અત્યારનાં ગાયનો લોકોની અધમ રુચિ બતાવે છે, જ્યારે તે વખતનાં આ આખ્યાનો તે વખતના લોકોની ઉત્તમ રુચિ બતાવે છે. પહેલાં મહાભારત જેવાં મોટાં કાવ્યો લોકો આગળ કહેવાતાં. એ સંસ્કૃતમાં કહેવાતાં. સંસ્કૃત લોકભાષા હતી. એ વ્યાવહારિક સંસ્કૃત હતૂં. વ્યાવહારિક સંસ્કૃત એટલે લોકભાષા. એમાં શૂં થયૂં? લોકોની ભાષામાં – વ્યવહારિક સંસ્કૃતમાં – સાહિત્ય ખડૂં

થયું. મહાભારત અને રામાયણ જેવા ગ્રંથો રચાયા. કેટલાક કહે છે કે તે ઈ. સ. પૂર્વેના બે-ત્રણ સૈકામાં રચાયાં છે અને કેટલાક કહે છે કે ઈ. સ. પછીના બે-ત્રણ સૈકામાં રચાયાં છે. કેટલાક કહે કે તેમાં કેટલાંક આખ્યાનો પાછળથી ઉમેરાયાં છે. બંગાળા અને આ બાજુનાં આખ્યાનોમાં ફેર પડે છે એટલે એમ બનવું સંભવ છે. વૈદિક છંદોના અર્થ સમજાતા નિરુક્ત વખતે બંધ પડ્યા છે. યાસ્ક પોતે કહે છે કે મારા પહેલાં વેદના વિવેચનકારો થઈ ગયા છે. યાસ્ક ઈ. સ. પૂર્વેના ૧૦મા સૈકામાં થઈ ગયો છે. તે યાસ્ક કે જેણે નિરુક્ત લખ્યું છે. અતિસંસ્કૃતનો કોષ નિઘંટુ છે. આગળ ચાલતાં પાણિનિની અષ્ટાધ્યાયી આવે છે. દરેક અધ્યાયમાં ચાર પાઠ છે. ૩૨ પાઠમાંના ૨૯ પાઠ તે વખતના વ્યાવહારિક સંસ્કૃતને લગતા છે અને ૩ પાઠમાં અતિસંસ્કૃતનું વ્યાકરણ છે. પાણિનિ એવા કાળમાં થયા કે જે કાળમાં સંસ્કૃત લોકભાષા – વ્યાવહારિક ભાષા – હતી. છતાં તેમાં પ્રાંતો પરત્વે તો ભેદ હશે જ. જેને આપણે પ્રાકૃત કહિયે છિયે તે પાણિનિના વખતમાં ન હતું.

બુદ્ધ અને મહાવીર પ્રાકૃતમાં ઉપદેશ કરે છે. તમે કહેશો કે બુદ્ધ અને મહાવીર નેપાલ અને અયોધ્યા બાજુ થયા અને પાણિનિ પેશાવર બાજુ થયા. પણ પાણિનિ પોતાના ગ્રંથમાં 'વિંધ્યાચળની ઉત્તરની બધી લોકભાષાનો ઉલ્લેખ કરે છે. પાણિનિ અયોધ્યા બાજુની ભાષાનો અજાણ્યો ન હતો. તે વખતે અતિસંસ્કૃત પવિત્ર વાણી હતી. તે પછીનો કાળ એ વાઙ્મય સંસ્કૃતનો કાળ.

*વ્યાવહારિક અતિસંસ્કૃત પછી નૈમિત્તિક સંસ્કૃતનો કાળ આવે છે. અતિસંસ્કૃતનો ત્યાં લય થાય છે. અતિસંસ્કૃતનું

* વ્યાખ્યાન-૨.

ખાસ લક્ષણ સ્વરનૂં છે જે તે વખતે લુપ્ત થયૂં હતૂં. વાઙ્મય સંસ્કૃતના કાળમાં લુપ્ત થવાની તૈયારીમાં હતૂં. અતિસંસ્કૃત નૈમિત્તિક થયૂં ત્યારે વ્યવહારની ભાષા કઈ? લોકજીવન તો વ્યવહારની ભાષામાં ચાલતૂં હશે. આ ધોરણથી વાઙ્મય અને નૈમિત્તિક અતિસંસ્કૃત એ બે સમયમાં જૂનામાં જૂના સંસ્કૃતની શરૂઆત આવે છે. એની કંઈક ઝાંખી યાસ્કના પુસ્તકમાં અને પાણિનિના વ્યાકરણમાં થાય છે. સારૂં સાહિત્ય બહુ બચ્યૂં નથી. મહાભારતની મૌલિક સંહિતા નથી તોપણ એક દૃષ્ટાંત છે. હરિવંશમાં એવો પ્રસંગ આવે છે. દ્વારકાના યાદવો એક અસુરના નાશ માટે નાટક મંડળીના રૂપે તેના ગામ જાય છે, પણ તેઓને ગામમાં પેસવા દેવામાં આવતા નથી. તેઓ ગામની બહાર નાટકો ભજવે છે. રામનો જન્મ અને રંભાનો એમ બે ખેલ ભજવે છે. આ ભજવાયા પછી અસુરને ખબર પડી. ખેલ સારા લાગતાં અસુર તેમને ગામમાં પેસવા દે છે. નાટકના ગુણદોષ સંબંધી પરિષદ તપાસ કરે છે. તે વખતે નાટકોમાં ફી લેવાતી ન હતી. નાટકથી રાજી થનારાઓ ખૂશ થઈ મોટાં ઈનામો આપતા. નાટકના ગુણદોષનૂં વિવરણ કરનારાઓએ જણાવ્યૂં કે આ લોકોની વાણીસંસ્કૃતિ સારી છે.

પછી વ્યાવહારિક સંસ્કૃતમાંથી વાઙ્મય સંસ્કૃત બન્યૂં. વાઙ્મય સંસ્કૃત થયૂં એટલે લોકભાષા એટલી આગળ વધી. મુકદમા, આખ્યાનો બધૂં એમાં થતૂં પણ એ લોકની બોલવાની ભાષા ન હતી. એ વાઙ્મયની ભાષા હતી. અમુક વખતે એ વ્યાવહારિક ભાષા હતી એ મળે છે. પાણિનિ બંનેનૂં વ્યાકરણ ભેગૂં લખે છે. પાણિનિ આશરે ઈ. સ. પૂર્વે ૭–૮ મા સૈકામાં થયો. યુરોપિયન સ્કૉલરો પાણિનિ ઈ. સ. પૂર્વેના પાંચમા સૈકાથી પહેલાં થયો એમ કહેવાને તૈયાર નથી. ભલે તેઓ તેમ કહે. ઈ. સ.

પૂર્વેના પાંચમા અને છઠ્ઠા સૈકામાં તો ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીરે વાઙ્મયને બદલે લોકભાષામાં ઉપદેશ કર્યો છે. તે ધર્મપ્રચારકોના પહેલાં કે નહિ તો ૧૦૦—૨૦૦ વર્ષ પહેલાં આરંભ થયો હશે. જૈન આગમોમાં કહ્યું છે કે ભગવાન મહાવીર પોતે અર્ધમાગધીમાં ઉપદેશ કરતા હતા. જૈન સાહિત્યમાં આપણે શું જોઇયે છિયે? તેમાં જૂનામાં જૂનાં અંગો છે. તે શ્વેતાંબરોને કબૂલ છે. દિગંબરોને કબૂલ નથી. દિગંબરો કહે છે કે આગમો નષ્ટ થયા છે. ચંદ્રગુપ્ત વખતે મગધમાં દુકાળ પડયો હતો. તેઓ કહે છે કે તે બાર વર્ષનો હતો. હું માનું છું કે તે બહુ બહુ તો બે વર્ષનો હશે. તે દુકાળ વખતે ભદ્રબાહુની સરદારી નીચે જૈનોનો કેટલોક ભાગ દક્ષિણમાં દ્રાવીડ દેશ બાજુ ઊતરી પડયો. તેમાં પઠન પાઠન થયું નહિ. બધું કંઠસ્થ હતું. પાર્શ્વનાથ વખતે દિગંબર સ્થિતિ વધારે જોરમાં હતી. દિગંબરો દક્ષિણમાંથી દુકાળ પછી મગધ પાછા ફર્યા તેને લગતો લેખ વિવાદગ્રસ્ત છે. એટલું જાણવામાં છે કે ચંદ્રગુપ્તે આર્યાવર્ત્ત જીત્યું ને ચક્રવર્તી થયો. નંદ પહેલો ચક્રવર્તી હતો. તે વખતે ચક્રવર્તીનો પ્રદેશ વિંધ્ય અને હિમાલયની વચ્ચેનો ગણાતો. જો કે ચંદ્રગુપ્ત તો પશ્ચિમ સમુદ્ર સુધી પણ પહોંચ્યો હતો. એલેકઝાંડર ગુજરી જતાં સિંધુના પશ્ચિમ કાંઠાનું રાજ્ય તેના સરદાર સેલ્યુકસના હાથમાં આવે છે. ચંદ્રગુપ્તે ખોયેલો પ્રદેશ પાછો જીતી લીધો. ગ્રીક તવારિખકારો કહે છે કે સેલ્યુકસ ફાવતો નથી. સિંધુની પશ્ચિમનો પ્રદેશ આપી દેવો પડ્યો. એનો સંબંધ તૂટવા ના પામે તે માટે વ્યાપારિક સંબંધ જોડવો પડયો. એ વખતે ચંદ્રગુપ્તની ઉમર મોટી હતી. તે પોતે સેલ્યુકસની દીકરી જોડે પરણ્યાનું હું માનતો નથી. એના પુત્ર બિંદુસાર જોડે પરણાવી

હશે. અશોકનો સંબંધ ગ્રીકો સાથે સારો રહેવાનું કારણ પણ એ હશે. આ ઇતિહાસમાં નથી. હું કલ્પનાથી કહું છું. ચંદ્રગુપ્ત કે બિંદુસારે દક્ષિણનો મુલક જીતી લીધો. અને તેથી જ અશોકના લેખો માયસોર બાજુ મળે છે. હું માનું છું કે ચંદ્રગુપ્તે શરૂઆત કરી અને બિંદુસાર વખતે જીતાયો. માયસોરમાં બેલગોળામાં એક પ્રાચીન જૈન શિલાલેખ છે. જેમાં જણાવ્યું છે કે અહીં ભદ્રબાહુ આવ્યા હતા અને તેમની જોડે ચંદ્રગુપ્ત આવ્યા હતા. બીજો એક કન્નડ લેખ છે. તે મુજબ પ્રો. રત્નસ્વામી આયંગર જણાવે છે કે ચંદ્રગુપ્તનું લશ્કર કોંકણના એક ઘાટને માર્ગે થઈ દક્ષિણમાં આવી તાંજીરથી પાછું ફરે છે. દુકાળ પછી ચંદ્રગુપ્તનું મૃત્યુ થયું હોય અને બિંદુસાર દક્ષિણમાં આવી એ મુલક જીતે છે ત્યારે દુકાળ વખતે દક્ષિણમાં આવેલી જૈન પ્રજાને નિમંત્રણ કરી મગધમાં ફરી લાવે છે. નવા આવનારા જૈનોએ કહ્યું કે આગમો નષ્ટ થયાં છે. તેથી તેમણે નવાં શાસ્ત્રો રચ્યાં. આ રચનારા દિગંબરો હતા. જૈન આગમની બે બાબત મળે છે. ભગવાન મહાવીર થયા તેના ૨૫૦ વર્ષના પહેલાં ભગવાન પાર્શ્વનાથ થયા. તેમણે ઉપદેશેલા ધર્મનો જ ઉપદેશ ભગવાન મહાવીરે કર્યો. ભગવાન પાર્શ્વનાથે જે એક વ્રત ઇચ્છા ઉપર છોડયું હતું તે આમણે સામેલ કર્યું. પાર્શ્વનાથનો સમય લગભગ પાણિની સાથે આવે છે. તેમણે કઈ ભાષામાં ઉપદેશ કર્યો તે જણાતું નથી. ભગવાન મહાવીરે જે ગ્રંથો રચ્યા તે સંસ્કૃતમાં છે. તે નૈમિત્તિક સંસ્કૃતમાં છે. તેમણે ૧૪ પૂર્વો રચ્યાં છે. એ પૂર્વોના ગ્રંથો કયા તે આપણે જાણતા નથી. અંગો પહેલાંનાં માટે પૂર્વો કહેવાનાં. અંગોમાં એ પૂર્વોનું દોહન આવે છે. ગ્રંથો સંસ્કૃતમાં લખ્યા અને ઉપદેશ અર્ધમાગધીમાં આપ્યો તેનો શો અર્થ? અર્ધમાગધી એટલે શું? તે વખતે સંસ્કૃતિનાં ક્ષેત્રો કયાં હતાં? ત્યાંની જૂદી જૂદી

બોલીઓમાં કેવો ફેર હતો? કચ્છ, કાઠિયાવાડ અને અમદાવાદની બોલીમાં જેવો ફેર પડે તેવો હોવો જોઈએ. આ વખતે સંસ્કૃતિનું કેન્દ્ર મગધ હતું. પૌરાણિક કાળમાં અયોધ્યા અને તે પછી હસ્તિનાપુર, તે પછી મથુરા, તે પછી કૌશાંબી અને ત્યાંથી પાટલીપુત્ર એમ સંસ્કૃતિનાં કેન્દ્ર બદલાય છે. જ્યારે મગધરાજ્ય આટલું મજબૂત થયું ત્યારે બીજાં પણ મજબૂત રાજ્યો હતાં. સંસ્કૃતિનાં બીજાં કેન્દ્રોમાં એક મથુરા અને બીજું ઉજ્જયિની. ત્રીજું શક પડતું છે. મગધની એ વખતની વ્યાવહારિક ભાષા માગધી, એનો નમૂનો રહ્યો નથી. બીજી શૌરસેની ભાષા હતી. એનું નામ મળતું નથી. અશોકના લેખોનો અભ્યાસ કરિયે છિયે ત્યારે ખબર પડે છે કે પૈશાચી નામે એક બોલી હતી. હેમચંદ્રાચાર્ય જૂની અને નવી પૈશાચી એમ ભેદ પાડે છે. આ ભાષા ક્યાં હતી? ગ્રિયર્સન એમ કહે છે કે અફગાનિસ્તાન, ચતરાલ બાજુની જે ભાષા છે તે તેને મળતી છે. ઈન્ડોઈરાનિયન કુટુંબની એ છે. એને ઈરાન બાજુની ભાષા સાથે વધારે સંબંધ છે, એમ એ કહે છે. આપણા લોકોએ આર્યવાણીનો અભ્યાસ કર્યો છે. એક જ દેશ રાજ્યદ્વારી પ્રસંગમાં મગધ સાથે આવ્યો છે. મગધની આજુબાજુ આટવિકોનો પ્રદેશ હતો. એ જંગલના પ્રદેશના લોકોની ભાષા આર્યકુટુંબની હતી નહિ. હર્ષચરિતમાં તેનો ઉલ્લેખ આવે છે. વિંધ્યાટવી બહુ જ વિસ્તારવાળું વન હતું. પ્રિયદર્શનામાંનું આટવિક એ મગધ પાસેનું હતું. પોતાની સરહદ ઉપર બંડ બખેડા ના થાય તે માટે જંગલી લોકોને વશ રાખવા એવી અંગ્રેજોની પણ ક્યાં રાજનીતિ નથી? કાબુલ અને કંદહારમાં બીરબલ અને માનસિંહ ગવર્નર તરીકે જઈ શક્યા હતા; જ્યાંથી અત્યારે અંગ્રેજોને પણ પાછા ફરવું પડ્યું છે. કોશલ અને મહાકોશલનો આટવિક પ્રદેશ તે વખતની રાજનીતિ

પ્રમાણે નંદોએ જીતી લીધો હશે. બૃહત્કથાના આરંભમાં કહ્યું છે કે ત્યાં પિશાચ લોકો વસતા હતા. આ પ્રમાણે સંસ્કૃતિનાં ત્રણ ઉત્તમ મથકો છે. એક મગધ, બીજું મથુરા અને ત્રીજૂં પિશાચોનૂં. ત્રણેની વાણી માગધી, શૌરસેની અને પૈશાચી, એનો વ્યાવહારિક નમૂનો એકે રહ્યો નથી. આ ત્રણ પ્રકારની બોલીમાંથી કયા પ્રકારની બોલીમાં ભગવાન બુદ્ધ અને મહાવીરે ઉપદેશ કર્યો હશે ? કહે છે કે ભગવાન મહાવીરે અર્ધમાગધીમાં ઉપદેશ કર્યો. તેમની જન્મભાષા તો ગંગા પ્રદેશની વ્યાવહારિક ભાષા હતી. બુદ્ધ અને મહાવીરનો ઉપદેશપ્રદેશ ઉત્તરમાં હિમાલયની તળેટી, દક્ષિણમાં મગધ, પશ્ચિમમાં લગભગ હસ્તિનાપુર અને કોશાંબીની આજુબાજુનો હતો. તે પ્રદેશમાં બંનેએ અનેક ચોમાસાં કર્યા હતા, અનેક શિષ્યો કર્યા હતા. બુદ્ધની હિમાલયની તળેટીની ડુંગરી ભાષા બધા લોકો સમજે તેમ હતૂં નહિ. સંસ્કૃતિનૂં મુખ્ય કેન્દ્ર મગધ હતૂં. તેઓએ બધા લોકો સમજી શકે તેવી ભાષામાં ઉપદેશ કર્યો અને તે અર્ધમાગધી ભાષા હતી કે જે ત્રણેના મિશ્રણરૂપે બની હતી. જૈન આગમોમાં આપણા પુરાણોની માફક અનેક અદ્‌ભુત વાર્તા છે. ભગવાન મહાવીરનો ઉપદેશ સાંભળવા દેવો આવતા અને પશુ પક્ષીઓ પણ આવતાં. એ બધી અતિશયોક્તિ છે. એનો અર્થ એ કે એમણે સર્વસામાન્ય ભાષા વાપરી જે અર્ધમાગધી કહેવાઈ. જો ઉપદેશ એમાં કર્યો તો પૂર્વો સંસ્કૃતમાં કેમ લખ્યાં? તેમના પહેલાં પાર્શ્વનાથ થયા તેમણે ઉપદેશ સંસ્કૃતમાં કર્યો હશે. બ્રાહ્મણોએ શાસ્ત્રો સંસ્કૃતમાં લખ્યાં એમ કદાચ મહાવીરે પૂર્વો સંસ્કૃતમાં લખ્યાં હશે. તેમણે ઉપદેશ લોકભાષામાં કર્યો તે સ્થાનિક લોકભાષા નહિ પણ સર્વસામાન્ય લોકભાષા એટલે અર્ધમાગધી. ભગવાન મહાવીરે પૂર્વો સંસ્કૃતમાં લખ્યાં અને

ઉપદેશ અર્ધમાગધીમાં કર્યો તેનું પરિણામ શું આવ્યું? તેમના શિષ્ય સુધર્માએ સામાન્ય જનતા સારૂ પૂર્વોનું દોહન કરી અંગો લોકભાષામાં બનાવ્યાં. તે વખતે જૈન સંઘના ત્રણ વર્ગ હતા. સાધુ, શ્રાવક અને શ્રાવિકા, એ ત્રિરત્ન હતાં. જૈનો પૂર્વો સમજી શકતા નહતા એટલે સુધર્માએ અંગો લખ્યાં. આપણે પણ વિચારવાનું કે મૃતભાષામાં લખીશું તો લોકોપયોગી નહિ થાય. તે સાથે શિષ્ટ ભાષા ન જોઇયે એમ પણ નહિ.

હવે બૌદ્ધો વિષે વિચાર કરિયે. હજુ માત્ર ૨૫ વર્ષ પહેલાં જ મનાતું હતું કે લંકાથી મળેલા પાલી ગ્રંથોમાં જણાવ્યા મુજબ બુદ્ધ ભગવાને પાલી ભાષામાં જ ઉપદેશ કર્યો અને પાલીમાં જ ગ્રંથો લખ્યા હતા, પણ થોડાં વર્ષો અગાઉ સ્ટીન સાહેબ ગોબીના રણમાં ગયા હતા. જ્યાંથી તેમને અનેક પ્રાચીન ગ્રંથો મળ્યા હતા, જેમાંના કેટલાક તો ઈ. સ. ના પહેલા સૈકા જેટલા પ્રાચીન હતા. જૈન સાધુઓ મહાવીર અને સુધર્માના વખતમાં પણ પૂર્વો જ વાંચતા હતા, પણ સુધર્માએ લોકો માટે અંગો રચ્યાં. દક્ષિણમાં ગયેલા જૈન પાછા ફર્યા ત્યારે તેઓ અંગોને માનવા ન લાગ્યા અને બે ભાગ પડી ગયા.

બૌદ્ધોમાં બે ભાગ છે. હીનયાન અને મહાયાન. બુદ્ધ ભગવાનનો મુખ્ય ઉપદેશગ્રંથ ધમ્મપદ તે પાલીમાં લખાયો હતો એમ મનાતું હતું ને સ્ટીન સાહેબને ગોબીના રણમાંથી સંસ્કૃતમાં લખાયેલું તે મળી આવ્યું છે, તે જોતાં લાગે છે કે બુદ્ધ ભગવાને ઉપદેશ તો પાલી કે માગધીમાં જ કર્યો હશે. બુદ્ધના વખતમાં પ્રાકૃત હતું. મહાવીરની માફક બુદ્ધે પણ સર્વસામાન્ય ભાષા વાપરી હશે. બુદ્ધના નિર્વાણ પછી ૧૮ શાખાઓ પડી ગઈ. એ વખતની વ્યવહારૂ ભાષા પ્રાકૃત હતી. એનાં ત્રણ

મોટાં કેન્દ્ર મગધ, શૂરસેન અને પૈશાચી પ્રદેશ, બુદ્ધે મૂળ ગ્રંથો પ્રાકૃતમાં લખ્યા હોય પણ પાછળથી તે સંસ્કૃતમાં ફેરવી નંખાયા હોય. ઈ. સ. પૂર્વેના ત્રીજા બીજા સૈકામાં લંકામાં પાલી બોલી. ગઈ હતી. લંકામાં જંગલી લોકો હતા. તેઓએ પાલી ધર્મ-ભાષા તરીકે સ્વીકારી લીધી. વ્યાવહારિક પ્રાકૃત ઈ. સ. પૂર્વેના. ૭–૮ મા સૈકાથી શરૂ થયું. ઈ. સ. ની શરૂઆત સુધી એ વ્યવ-હારૂ ભાષા હતી. એનો અપવાદ માગધી છે.

# વાગ્વ્યાપાર

## પ્રસ્તાવના

ગયા જૂન માસના ઉત્તર ભાગમાં અમદાવાદમાં સાહિત્ય-પરિષદ મળી હતી, તેમાં જોડેનો નિબંધ વાંચ્યો હતો. એ ભાષાશાસ્ત્રના જે સામાન્ય નિયમો જળવાઈ આપણા ઉચ્ચારોની આનુપૂર્વી બંધાઈ છે તે ઉપર પ્રકાશ પાડવાના ઉદ્દેશથી લખાયો હતો. એ વાદગ્રસ્ત વિષય ઉપર પાછળથી એ અનુપૂર્તિઓ ઉમેરી છે. એ અનુપૂર્તિઓ સાથે પણ પ્રસ્તુત લેખ પૂર્ણતાનો દાવો કરતો નથી. અકાર આકારને ગુણવૃદ્ધિ સંજ્ઞા ન આપવા દેવા માટે, બારે સ્વર અકારને પલાખાં લગાડી લખવાનું સૂચવવા માટે, સ્વરની પાંત્રીસવ્યંજની કહેવરાવવાનો આગ્રહ ધરાવવા માટે, ળ લ ને સ્પર્શ લેખવા માટે, હકારને અર્ધસ્વર ન ગણવા માટે, કંઠ્ય અને ઓષ્ઠ્ય ઉષ્મવ્યંજનની અતિવૈદિક કાળમાં હયાતીનો તર્ક ઊઠાવવા માટે, પ્રાણધ્વનિ અને મૃદુનાસિક્યધ્વનિનું સ્વરૂપ કલ્પવા માટે, મૂર્ધસ્થાન અસલ ઊર્ધ્વદંતમૂલીય હતું ને અતિતાલવ્ય ન હતું એવો નિર્ણય બાંધવા માટે અને બીજી પણ તકરારી કે નવતર બાબતો માટે લેખક પોતે જ ટીકાને પાત્ર છે.

૨૧–૨–૦૯
અમદાવાદ

કે. હ. ધ્રુવ

## પારિભાષિક શબ્દો

ઉચ્ચાર Sound.
ઉષ્મવિધાન Sibilation.
ગુણ-વૃદ્ધિવિધાન Diphthongal and triphthongal compounding.
ઘોષવિધાન Sonance.
નાસિક્યવિધાન Nasalization.
ન્યૂનસ્પર્શ Partial contract.
પાસ Sound-projection.
પ્રક્ષેપ Insertion.
પ્રાણવિધાન Aspiration.
માર્દવ Softening.
વર્ણ Written character.
વાગ્વ્યાપાર Phonetic process.
વાણી Speech.
વિકાસ Evolution.
વિધાન Process.
વિલંબન Lengthening.
વિવૃતિ Broadening.
વ્યાપાર Process.
સ્થાન Organ of speech.
સ્થાનાંતરવિધાન Deorganization
સ્પર્શ Complete contact.

## સંકેત

અ.—આરબી. પા.—પાલી. ફા.—ફારસી. વૈ.—વૈદિક.
ગૂ.—ગૂજરાતી. પ્રા.—પ્રાકૃત. મ.—મરાઠી. સં.—સંસ્કૃત.
જૂ. ગૂ.—જૂની ગૂજરાતી. લા.—લાટિન.

## ઉચ્ચારણ સામ્ય

| | |
|---|---|
| But દ્રુત અકાર | Let અતિદ્રુત વિવૃત એકાર |
| Turn વિલંબિત અકાર | Cat દ્રુત વિવૃત એકાર |
| Path દીર્ઘ આકાર (વિલંબિત) | Late વિલંબિત સંવૃત એકાર |
| Fit દ્રુત હ્રસ્વ ઇકાર | Marry વિલંબિત સંવૃત એકાર |
| Bitter વિલંબિત ઇકાર | Obey, Sorrow દ્રુત સંવૃત ઓકાર |
| Feet દીર્ઘ ઈકાર (વિલંબિત) | Note વિલંબિત સંવૃત ઓકાર |
| Stood દ્રુત હ્રસ્વ ઉકાર | Dog દ્રુત વિવૃત ઓકાર |
| Stool દીર્ઘ ઊકાર વિલંબિત | Fraud વિલંબિત વિવૃત ઓકાર |
| અર્ધસ્વરનો સ્વર અસ્પર્શન | સ્વરનો અર્ધસ્વર થવો અસ્પર્શન |

અર્ધસ્વરનો વ્યંજન થવો સંસ્પર્શન

રા. નરસિંહરાવ સંપ્રસારણ ઉપરથી વિરુદ્ધ અર્થનો પ્રતિસંપ્રસારણ બોલ ઘડે છે. વળી એ વૈદિક સ્વરભક્તિ અને પ્રાકૃત વિપ્રકર્ષ સંજ્ઞા ઉપયોગમાં લે છે.

# ઉપોદ્‌ઘાત

પ્રમુખ મહાશય,

સાહિત્યરસિક સજ્જનો અને ભાષાવૈજ્ઞાનિક બંધુઓ!

તમારી અનુજ્ઞાથી આપણી બોલીના ઉચ્ચારો કેવી રીતે બોલાય છે, તે વિષે વિવેચન કરવા હું તમારી આગળ ઊભો થાઉં છું. 'અનુજ્ઞાથી' એમ એટલા માટે કહું છું, કે સ્વાભાવિક રીતે તમે વખતે કહો કે ગૂજરાતી બોલી તો અમે બોલતા બોલતા મોટા થયા છિયે — એ કયે દહાડે અમારી અજાણી છે કે તે કેમ બોલાય છે તેના નિરૂપણની અપેક્ષા રહે? હાથ–કાંકણ જોવાને અરીસાની કોને જરૂર પડે છે? એ તમારા કહેવાની સત્યતા અંશતઃ હું સ્વીકારું છું; તોપણ ક્રિયાગોચર છતાં લક્ષના અભાવે અનુભવગોચર ન થયેલી અથવા અનુભવગોચર છતાં અસ્પષ્ટ સંસ્કાર ધરાવતી બાબતનું ભાન કરાવવા કંઠમણિ-ન્યાયે મારા જેવાની પ્રવૃત્તિનો અવકાશ છે, એમ માનું છું. આટલા જ ઉપોદ્‌ઘાતથી હું મારા કાર્યમાં ત્યારે વ્યાપૃત થાઉં છું.

# વાગ્વ્યાપાર

વાણીનું યંત્ર મુખ છે. એ યંત્રમાંથી અનેક ઉચ્ચાર નીકળે છે. એ બીજભૂત ઉચ્ચારોમાંથી કેટલાકને આપણે "સ્વર" ને કેટલાકને "વ્યંજન" કહિયે છિયે. સ્વરો "હ્રસ્વ-દીર્ઘ-ગુણવૃદ્ધિ-સંવૃત-વિવૃત પ્રક્રિયા"ને લીધે પરસ્પર વધતો ઓછો સંબંધ ધરાવતા અને એકબીજાથી જૂદા પડતા આપણે જોઈયે છિયે. વળી "વ્યંજન"માં પણ એક જ વર્ગમાં ભેદ અને [1]સાદૃશ્યનું [2]તારતમ્ય છે. આ બીજભૂત ઉચ્ચારો કેવા વાગ્વ્યાપારથી બોલાય છે, તેઓની વચ્ચે કેવો સૂક્ષ્મ સંબંધ છે, તથા તે તે વિધાન વાણીના સ્વાભાવિક વ્યાપાર હોઈ ભાષાના વિકાસમાં કેવાં વારંવાર દેખા દે છે—તેનું સહજ નિરૂપણ કરવા પ્રયત્ન કરિયે.

આપણી ઉચ્ચારમાળાનો આદિભૂત ઉચ્ચાર અ છે તે, વાણીના પ્રવાહનું મૂળ ગણું, તેમાંથી બોલાય છે; ને તે બોલતાં મુખ મધ્યમ રીતે પહોળું રહે છે. અકારનો ઉચ્ચાર કરવામાં માત્ર કંઠનો જ વ્યાપાર છે. શ્વાસક્રિયાના પ્રાણવાયુના સંઘટ્ટનથી કંઠવીણામાંથી ઊઠતો ધ્વનિ ' કંઠ્યવિધાન "ના સંસ્કારે અકારરૂપે બહાર પડે છે. એ રીતે અકાર કેવળ કંઠ્ય ઉચ્ચાર છે. તે હ્રસ્વ એટલે ટૂંકો છે.

વાણીના વિકાસમાં સ્થાનની અનુકૂળતાથી "સ્થાનાંતર-વિધાન" સ્વાભાવિક રીતે પ્રવર્તે છે. હવે કંઠ્ય ઉચ્ચારનું સ્થાન કંઠ એટલે જિહ્વામૂળ તે અને તાલવ્ય ઉચ્ચારનું સ્થાન

---

૧ મળતાપણું. ૨ વધતાઓછાપણું.

તાલુ સમસૂત્ર સામસામે છે. વળી કંઠ્ય અને ઓષ્ઠ્ય ઉચ્ચાર કરતાં ગળાની બારી અને ઓઠની પોલ બરાબર સામે આવે છે. આ અનુકૂળતાને લીધે ઉક્ત "સ્થાનાંતરવિધાન"થી કંઠ્ય अ નો અનુક્રમે તાલવ્ય इ અને ઓઠ્ય उ ઉદ્ભવે છે. વાણીનો આ સ્વાભાવિક વ્યાપાર અત્યારે પણ પ્રવર્તતો [૩]શ્રુતિગોચર થાય છે. તેને અન્વયે સં. लवङ्ग તે લવિંગ, સં. जननी તે જનુની, આ. हलवार–ફા. सिरवाल તે સુરવાળ આપણી બોલીમાં બોલાય છે. સંસ્કૃતમાં √कृ ઉપરથી चिकीर्षा આદિ દૃષ્ટાંતમાં કંઠ્ય વ્યંજનનો તાલવ્ય આદેશ થાય છે, તે એ જ વ્યાપારનું ફળ છે. વળી સં. गो–गौस्., લા. वॉस् વગેરે શબ્દમાં સંસ્કૃત કંઠ્ય વ્યંજન લાટિનમાં ઓષ્ઠ્ય રૂપે દેખા દે છે, તેમાં પણ એના એ વ્યાપારની પ્રવૃત્તિ છે.

અકાર, ઇકાર ને ઉકારનાં ઉચ્ચારસ્થાન આ રીતે ભિન્ન છે. પરંતુ તેઓ એક વિષયમાં સમાનતા ધરાવે છે–ત્રણે હ્રસ્વ સ્વર છે. એ સમાનતાને લીધે એકનું બીજામાં આપોઆપ [૪]પરિવર્તન (સ્વરસંક્રમ) થાય છેઃ–જેમકે સં. कदाचन–પ્રા. कुदाचन, સં. √क्षु–ગૂ. √છીંક, ફા. सरपेच–ગૂ. સિરપેચ, સં. इक्षुकारः–પ્રા. उच्छुकारो, સં. √चि–चिनु–ગૂ. √चण, સં. √लू-लुना–ગૂ. √लण ઇ. ઇ.*

હ્રસ્વ अ इ उ સ્વર લંબાવવાથી आ ई ऊ એ દીર્ઘ સ્વર પ્રગટે છે. દીર્ઘ સ્વરની ઉત્પત્તિમાં કારણભૂત વ્યાપાર તે "વિલંબનવિધાન." હ્રસ્વ સ્વરની પેઠે દીર્ઘતાના સમાન ધર્મને અવલંબીને દીર્ઘ સ્વરની પણ માંહોમાંહિ ફેરફારી થાય છે.

---

૩ સાંભળવામાં આવતો, કાને પડતો. ૪ બદલાવું તે.

* જુઓ વળી √છણ–√છિણ, મગજી–મુગજી, સં. तीर्थ પ્રા. तूहो (ford) જેવાં બેવડાં રૂપો.

જુઓ સં. मूयः–प्रा. मीयो; જુઓ વળી ગૂ. ખૂંટા–ખીંટી, જૂઠું–અજીઠું, કીટ–કાટ ઇ. વખતે દીર્ઘ સ્વરને સ્થાને સંધિસ્વર પણ ગુરુતાના સમાન ધર્મને લીધે થાય છે; જેમકે સં. वालुका–ગૂ. વેળુ, સં. मात्रा–ગૂ. મોટ, ગૂ. બરાબર–બરોબર, ખરાખર–ખરેખર–ખરોખર, ઠાર મારવું,–ઠેર મારવું–ઠોર મારવું. "વિલંબનવિધાન" એ પણ વાણીનો એક સ્વાભાવિક વ્યાપાર છે, તે આપણી બોલીમાં સં. अधीनने ઠામે આધીન સં. पटल प्रा. पडलने ઠામે ગૂ. પડાળ, સં. स्तनने ઠામે થાન, સં. खनि प्रा. खाणीने ઠામે ગૂ. ખાણ વગેરેમાં મળી આવે છે. જૂની ગૂજરાતીમાં સપ્તમ્યંત નામ સાથે સંબદ્ધ નામનો છઠ્ઠી સાથે સાતમીનો પ્રત્યય નિ છે, તે સપ્તમ્યંત નામ હાલ એકારાંત થઈ નામયોગી અવ્યય બની જતાં છઠ્ઠી સાતમીનો સંયુક્ત નિ પ્રત્યય ની રૂપે દેખા દે છે, તે પણ "વિલંબન" વ્યાપારનું કાર્ય છે. ઉદા. સં. रामस्य पार्श्वे–જૂ. ગૂ. रामनि पासि–ગૂ. રામની પાસે. પંચમીના પ્રત્યય તરીકે ઓળખાતા થી પ્રત્યયનો અંત્ય ઈકાર પણ "વિલંબનવિધાન"નું ફળ છે. તેમ વળી 'જતી વખતે' વગેરેમાં વર્તમાનકૃદંતને અંતે આવનાર ઈકાર પણ "વિલંબન-વિધાન"થી ઉત્પન્ન થયેલ છે; પરંતુ તે વિવેક ભૂલી આપણે અત્યારે અંત્ય દીર્ઘ ઈકારમાં સ્ત્રીપ્રત્યયના ભ્રમથી વખતને નારીજાતિ નામ તરીકે પ્રયોજિયે છિયે.

[5]મૂલપ્રકૃતિરૂપ કંઠ્ય સ્વર અને વિકૃતિરૂપ તાલવ્ય તથા ઓષ્ઠ્ય [6]સ્વરમાંથી એકાર ઓકાર અનુક્રમે ઉદ્ભવે છે. એ પ્રત્યેકના [7]પ્રાકટ્યમાં [8]પરભાગસ્થ વિકૃતિસ્વરનું પ્રાધાન્ય છે. [9]અભ્યાસભૂત કંઠ્ય સ્વર પ્રધાનભૂત તાલવ્ય ને ઓષ્ઠ્ય સ્વરોની

---

૫ બીજભૂત. ૬ ઇકાર ઈકાર અને ઉકાર ઊકાર. ૭ ઉત્પત્તિ. ૮ એ–ઓના પાછલા અંશ જે ઇકાર કે ઈકાર અને ઉકાર કે ઊકાર. ૯ augment.

અપેક્ષાએ ગુણીભૂત છે. ગૌણ અભ્યાસના ઉમેરણને લીધે આ નવા વ્યાપારને "ગુણવિધાન" નામ આપિયે છિયે. તાલવ્ય અને ઓષ્ઠ્ય સ્વરમાં કંઠ્ય સ્વર એકવાર [10]અભ્યસ્ત થવા ઉપરાંત બીજીવાર અભ્યસ્ત થયાથી બીજું જોડકું ઐકાર ઔકારનું પ્રગટે છે. એના [11]આવિર્ભાવમાં કંઠ્ય સ્વરનો અભ્યાસરૂપે ફરી વધારો થાય છે તે કારણથી વાગ્વ્યાપાર "વૃદ્ધિવિધાન" [12]સંજ્ઞાને પાત્ર થાય છે. આ રીતે (अ કે आ)+(इ કે ई) ને (उ કે ऊ)=ए ને ओ એ "ગુણિવિધાન"નું, અને (अ કે आ)+{(अ કે आ)+(इ કે ई)} ને {(अ કે आ)+(उ કે ऊ)}=ए ને औ એ "વૃદ્ધિવિધાન"નું સમીકરણ બંધાય છે. અને ગુણ વૃદ્ધિ તે તાલવ્ય અને ઓષ્ઠ્ય સ્વરમાં [13]અસવર્ણ કંઠ્યસ્વરનું એકવારનું અને વધારા ખાતે બીજી વારનું ઉમેરાતું કે જોડાતું છે.

છેલ્લા કહેલા બે વ્યાપાર "સ્થાનાંતરવિધાન" અને "વિલંબનવિધાન"ની પેઠે વાણીના સ્વાભાવિક વ્યાપાર છે, એ ભાષાના વિકાસમાં ગોચર થાય છે. બન્ને વ્યાપારો સંસ્કૃતમાં પૂર્ણ બળે પ્રવર્ત્તે છે; જેમકે √ दिश्–देश–दैशिक, √ उष्–ओषधि–औषध. ગૂજરાતીમાં તત્સમ શબ્દમાં જ "વૃદ્ધિવિધાન" શ્રુતિગોચર થાય છે, જેમકે नीति–नैतिक, बुद्ध–बौद्ध. તદ્ભવ શબ્દોમાં તો માત્ર ગુણસ્વર થાય છે; જેમકે √क्षुर्–√હોર, दुःख–દોહલું, कूट–ખોટું, √निमि–√મેલ, વૃદ્ધિસ્વર માત્ર સં. ऊपस् ઉપરથી થનારા ઓ શબ્દમાં શ્રવણગોચર છે અને સઉ–સૌ, બાઉ–બૌ, બાઇ–બૈ(બૈરું), સઇ–સૈ જેવાં બેવડાં રૂપમાં સંભળાય છે.

"ગુણવિધાન" અને "વૃદ્ધિવિધાન"થી થનારા સ્વરોની તથા તાલવ્ય અને ઓષ્ઠ્ય સ્વરોની અદલાબદલી ભાષાના

---

10 augmented. 11 ઉત્પત્તિ. 12 નામ. 13 ભિન્ન સ્થાનનો.

વિકાસમાં આપણે દેખિયે છિયે. જુઓ સં. औषध–ઓસડ, रौप्य–રૂપું, सौभाग्य–સોહાગ–સુહાગ, वैर–વૅર, चैल–ચેડાં ફાડવાં, कोण–ખૂણો, वेदना–વીણ, फेन–ફીણ, फुप्फुस–ફેફસું, नूपुर–નેપુર, પ્રા. पोट्ट–મ. पोट–ગૂ. પેટ વગેરે. પ્રેમાનંદના સમયની ગૂજરાતીના पच्छे, वळते ને ઠેકાણે હાલ પછી, વળતી રૂપ વપરાય છે, તેમાં પણ એવી જ અદલાબદલી છે.

ઘણાખરા દૃષ્ટાંતમાં ए ऐ સ્થાને તાલવ્ય અને ओ औ ને સ્થાને ઓષ્ઠ્ય સ્વર થાય છે, તે એ જોડકાંમાં તે તે પરભાગસ્થ સ્વરનું પ્રાધાન્ય અને અભ્યાસસ્થ સ્વરનું ગૌણત્વ સૂચવે છે. મહાન વૈયાકરણ પાણિનિ પ્રાધાન્યને અનુલક્ષીને જ ઇકાર ઉકારના ए ओ ગુણ અને ऐ औ વૃદ્ધિ કહે છે.

સંધિસ્વરને બદલે તાલવ્ય કે ઓષ્ઠ્ય સ્વર ન થતાં કોઈ વખતે અભ્યાસના ગૌણ કંઠ્ય અકારનો [14]આદેશ થયેલો પણ મળી આવે છે; જેમકે औज्ज्वल्य–√અજવાળ, અજવાળું, गोधूम–ગહું–ઘઉં, क्षेमन्–ખમા ઇ. ઇ.

અહિં કહેવું પડે છે, કે સંસ્કૃત વૈયાકરણો ए ओ તથા ऐ औની સાથે अ તથા आને પણ "ગુણવિધાન" અને "વૃદ્ધિવિધાન"નાં કાર્ય માને છે તે બરાબર નથી. अ ए ओને ગુણસંજ્ઞા અને आ ऐ औને વૃદ્ધિસંજ્ઞા વ્યાકરણના નિયમો બાંધવાની સરળતાને અનુલક્ષીને તેમણે ભલે આપી હોય, તેને આપણે લેવા દેવા નથી. એ સંકેત વ્યાકરણમાં [15]સયુક્તિક હશે, પરંતુ ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ [16]અશાસ્ત્રીય છે. "ગુણવિધાન" અને "વૃદ્ધિવિધાન"થી થનારા સ્વરો અને તેમના ઉત્પાદક અંશભૂત સ્વરો અસવર્ણ છે. ए ओ તથા ऐ औ તે

---

૧૪ substitution. ૧૫ મતલબસર. ૧૬ unscientific.

अ आ સાથે કે इ ई તથા उ ऊ સાથે સવર્ણતા ધરાવતા નથી. એથી ઉલટું સંસ્કૃત વૈયાકરણના ગુણવૃદ્ધિભૂત अ आ સ્વરો પ્રકૃતિભૂત अ સ્વર સાથે સવર્ણ છે. વળી પ્રકૃતિભૂત अ અને ગુણભૂત अ એ એના ઉચ્ચારમાં કોઈ પ્રકારનો ભેદ શ્રુતિગોચર થતો નથી તો વ્યર્થ તેમનો વિષયવિભાગ પાડવાનું કંઈ સ્વારસ્ય નથી; કલ્પિત ગુણ अ ઊભો કરવાનું કારણ નથી. વળી આકારને સંસ્કૃત વૈયાકરણોએ દીર્ઘ એવું નામ આપ્યું છે ને તે સાર્થક છે, તો પછી તેને ભ્રમ ઉપજાવનારૂં નવું વૃદ્ધિ નામ આપવામાં પણ કંઇ સ્વારસ્ય નથી જણાતું. અકાર આકારને ગુણવૃદ્ધિ સંજ્ઞા આપિયે, તો તેના પ્રધાન ઉત્પાદક અંશભૂત अની પૂર્વે કયો અસવર્ણ સ્વર અભ્યસ્ત કહેવો—જેના યોગથી અકાર આકાર પ્રગટે? ગમે તે દૃષ્ટિબિંદુએ તપાસતાં વિવાદાસ્પદ વૈયાકરણ પરિભાષા અશાસ્ત્રીય છે. એટલે [17]અગ્રાહ્ય છે. એ પરિભાષાનો ગોટાળો શાથી ઉત્પન્ન થયો, તે વિચારિયે. આપણે જેને હ્રસ્વ સ્વર કહી ગયા તેમાં અનુસ્વાર ન મળ્યું હોય અથવા તો તેની પછી સંયુક્ત વ્યંજન ન આવ્યો હોય, તો છંદશાસ્ત્રમાં તેને "લઘુ" સ્વર કહે છે. આપણા દીર્ઘ સ્વર અને સંધિસ્વર "ગુરુ" કહેવાય છે. હવે સં. √तड्‌નું √ताड् અને √चुर्‌નું √चोर् થાય છે, તે લઘુ સ્વરને બદલે મળતા દીર્ઘ સ્વર-રૂપ અને મળતા સંધિસ્વર-રૂપ ગુરુ સ્વર મૂકવાથી થાય છે. આ રીતનો ફેરફાર તે વાણીનો એક સ્વાભાવિક વ્યાપાર છે, તેને અનુસરીને સં. अधीनનું ગૂ. આધીન, गुरुનું ગોર વગેરે થાય છે.

ઉપર આપણે હ્રસ્વત્રિપુટી, દીર્ઘત્રિપુટી, ગુણયુગ્મ અને વૃદ્ધિયુગ્મ એ રીતે કુલ દસ સ્વર વિષે કહી ચૂક્યા. આ દસ

---

૧૭ ગ્રહણ ન કરી શકાય એવી.

સ્વર જૂના છે. વૈદિક અને લૌકિક સંસ્કૃતમાં તે મળી આવે છે. ऐ-औને પ્રાકૃતમાં વૈયાકરણોએ બાતલ કરેલા છે. શિષ્ટ પ્રાકૃતમાં સંસ્કૃત ऐ-औને ઠેકાણે अइ-अउ એવી જોડણી મળી આવે છે. પરંતુ લોકની બોલીમાં એવી [૧૮]પૃથક્કૃતિ થઈ નહિ હોય, એટલે કે ઐ-ઔ તે ઐ-ઔ રૂપે જ. [૧૯]અપૃથક્કૃત બોલાતા હશે. એમ ન હોય તો સૈ ઔ સૈજપર વૌઠા જેવા સાદા ચાલુ શબ્દોમાં અ-ઔનો ઉચ્ચાર સંપ્રદાય વિચ્છિન્ન માનતાં શી રીતે જળવાઈ રહે? વળી રાઇને ગ્રામ્ય વર્ગ રૈ, ન્હાઉં ને ન્હૌ બોલે છે, તેમાં વૃદ્ધિયુગ્મ અસ્થાને પણ દેખા દે છે; તે લોકવાણીમાં ઐ-ઔના શુદ્ધ ઉચ્ચાર જળવાયાની સાક્ષી પૂરે છે. આ રીતે [૨૦]મહાસંસ્કૃત સંસ્કૃત અને પ્રાકૃતમાં થઈ [૨૧]અતિપ્રાકૃતમાં ઊતરી આવનારા [૨૨]પૂર્વોક્ત દસ સ્વરો જૂના જ છે. એ દસ સ્વરોના ઉચ્ચાર "સંવૃત" એટલે સાંકડા છે. એમાંના ए-ओને મળતા પહોળા ॲ ऑ એ બે સ્વરો "વિવૃતિવિધાન"થી નવા થયા છે. ગૅબ અને રૉફમાં ॲને ऑ શ્રુતિગોચર થાય છે, તે "વિવૃત" છે. પરભાષામાંથી વિવૃત સ્વર સાથે જ વગર વિકારે આવેલા [૨૩]ગૅબ જેવા શબ્દોમાં એ વિવૃત ઉચ્ચાર સ્વતઃસિદ્ધ છે; અને રૉન, ચૉંક, વૅર વગેરે [૨૪]તદ્ભવ શબ્દોમાં સાધિત છે. સાધિત પહોળા ઉચ્ચારનો ઉદ્ભવ અનેક કારણથી થાય છે. (૧) વખતે એમ બને છે કે શબ્દમાંના એકાદ વ્યંજનનો લોપ થવાથી એકંદર વજન ઘટવાને લીધે આપોઆપ સ્વર વિવૃત બોલાય છે; જેમકે પ્રા. पइट्ठो-પૅઠો, પ્રા.

૧૮ સંધાયલા ઉચ્ચાર છૂટા પડવા તે. ૧૯ છૂટા ન પડેલા. ૨૦ વેદનું સંસ્કૃત. ૨૧ સંસ્કૃત કુટુંબની ચાલુ દેશભાષા જેવી કે હિંદુસ્તાની, ગૂજરાતી, મરાઠી વગેરે. ૨૨ પહેલાં કહેલા. ૨૩ 'ગૅબ'ની વ્યુત્પત્તિ વિચારવી. ૨૪ સંસ્કૃત ઉપરથી થયેલ.

वह्लिअं–વહેલું, સં. चतुष्क प्रा. चउक्क–ચોક, પ્રા. √चिहुट्ट–√ચોટ ઇ. ઇ. (૨) વખતે કોમળ ઉચ્ચારનું અનુસ્વાર ભળેલું હોવાથી ઉચ્ચાર પહોળો પડે છે; જેમકે ઇઁટ, ખઁચ, વઁગણ, √પઁાક, √ચઁાક ઇ.; (૩) વખતે [25]પર અનુનાસિક વિવૃત ઉચ્ચાર ઉત્પન્ન કરવામાં સહકારી થાય છે; જેમકે નેણ, કેમ, હેન, મોમ, હોણી, શોન ઇ. (૪) વખતે એમ પણ બને છે કે આમાંનું એક કારણ નથી હોતું, છતાં સંવૃત ઉચ્ચારવાળા સરૂપ શબ્દથી નોખા પાડવાની ખાતર ઉચ્ચાર વિવૃત કરવામાં આવે છે; જેમકે કરે=હાથવડે, કરે=નીપજાવે; ગોળ, ગોળ; મોર, મોર; કોડી, કોડી વગેરે. અહિં કહેવું જોઇએ કે સોમ, રોમ, લોમ વગેરે [26]તત્સમ શબ્દમાં ઓકાર સંવૃત છે, તો પ્રેમ, સેના, વેન વગેરે તત્સમ શબ્દમાં એકાર વિવૃત બોલવાનું કંઈ કારણ નથી.

જૂના સ્વરોમાં આ રીતે એક તરફથી આપણે બે નવા વિવૃત સ્વરોનો વધારો કર્યો છે, તો બીજી તરફ આપણે જૂના મૂર્ધન્ય અને દંત્ય સ્વરો મૂળગા ખોઈ બેઠા છિયે. સંસ્કૃત લિપિમાં નોખા દંત્ય અને મૂર્ધન્ય સ્વરવર્ણ છે, પરંતુ ઉચ્ચારના સંબંધમાં ગોટાળો છે. બધા વૈયાકરણોને મૂર્ધન્ય સ્વરનાં હ્રસ્વ અને દીર્ઘ [27]રૂપ બન્ને માન્ય છે, ત્યારે દંત્ય સ્વરનું [28]હ્રસ્વ રૂપ જ કેટલાક કબૂલ રાખે છે ને કેટલાક હ્રસ્વ અને દીર્ઘ બે આપે છે. [29]દીર્ઘરૂપ ભાષામાં કોઇ પણ બોલમાં મળી આવતું નથી. હ્રસ્વ ऌકાર પણ માત્ર क्लृप्त બોલમાં ક્લૃપ્ત છે. વ્યાકરણપ્રક્રિયામાં ऌકાર–ऋકારને એક ગણ્યા છે, જુઓ

---

૨૫ પછી આવનાર. ૨૬ સંસ્કૃતમાંથી વગર વિકારે ઉતરી આવેલા.
૨૭ ऋ ને ॠ. ૨૮ ऌ ૨૯ ॡ

હોતૃ+लृकारः=होतॄकारः, જેથી વિચાર્યમાણ લૃકારનું નોખાપણું નષ્ટ થાય છે. બીજી ऋકારનો ઉચ્ચાર રૂપાંતર પામતો આવ્યો છે. પ્રાતિશાખ્ય તેને જિહ્વામૂલીય એટલે કંઠ્ય કહે છે; વ્યાકરણ મૂર્ધન્ય લેખે છે. પ્રાકૃતમાં મૂર્ધન્ય તેમ જ દંત્ય સ્વર છે નહિ. વર્તમાન ગૂજરાતીમાં તત્સમ શબ્દોમાંનો ऋકાર તે રકારમાં अ इ उ મેળવીને બોલિયે, તેવો ઉચ્ચારવામાં આવે છે. બોલીમાં લુપ્ત થયેલા ऋકાર અને षકાર લિપિમાં તત્સમ શબ્દોમાં દૃષ્ટિગોચર થાય છે, તે તો ચિત્રામણનાં મેનાંપોપટ છે. હ્રસ્વ દીર્ઘ મૂર્ધન્ય દંત્ય સ્વરના શુદ્ધ ઉચ્ચાર તો પ્રાકૃતમાં છે નહિ; ને ગૂજરાતીમાં આપણે ખોયા જ છે, એમ કહેવું પડે છે. એ સ્વરોના "ગુણવૃદ્ધિવિધાન" થી થનારા ગુણસ્વર અને વૃદ્ધિસ્વર તો સંસ્કૃત મહાસંસ્કૃતે પણ ખોયા છે. અપૃથક્કૃત સ્વરોચ્ચારને ઠેકાણે અભ્યાસ અને પ્રધાનઅંશભૂત મૂર્ધન્ય દંત્ય સ્વરની ૩૦પૃથક્ક્રિયાથી થયેલાં अर् अल् आर् आल् એવાં કઢંગાં વિકૃત રૂપો વૈયાકરણો આપે છે, જે સંધિકાર્યથી થયેલા ए ओ ऐ औने સ્થાને પૃથક્ક્રિયાથી થનારાં अय् अव् आय् आव् રૂપને મળતાં છે. સરવાળે બે મૂર્ધન્ય, બે દંત્ય તથા બે બે સંધિસ્વરભૂત કંઠમૂર્ધન્ય અને કંઠદંત્ય એમ આઠ સ્વરોચ્ચાર અત્યારે વાણીમાંથી લુપ્ત થયા છે, જ્યારે નવા તો બે જ ઉદ્ભવ્યા છે.

આપણા સ્વરોચ્ચારની સરખામણી ઇંગ્રેજી ભાષાના સ્વરોચ્ચાર સાથે કરી વિશેષ એટલે વૈલક્ષણ્ય ધ્યાનમાં લેઇયે. આપણો અકાર બહુધા મધ્ય લયે અને પદ પદાંશને છેડે દ્રુત લયે બોલાય છે. રમત એ પદમાં પહેલા બે સ્વરોચ્ચાર મધ્ય લયના છે; પરંતુ પદાંત તકારમાંના સ્વરનો ઉચ્ચાર દ્રુત છે. તે દ્રુત લયે બોલાય છે તેથી

૩૦ સંધાયલા ઉચ્ચાર છૂટા પડવા તે.

તેને કેટલાક વિદ્વાનો સામાન્યતઃ મધ્ય લયે બોલાતા સ્વરોની અપેક્ષાએ શાંત કહે છે. સ્વર જે પ્રકૃતિએ ઉચ્ચાર્ય–ઉચ્ચારાત્મક જ છે તેને શાંત એટલે અનુચ્ચાર્ય કહેવો એ વદતોવ્યાઘાત જેવું છે. આ અશાંતિ ઉપજાવનાર દ્રુત લયે બોલાતો અકાર ઇંગ્રેજીમાં છે નહિ. અકાર પછીના બીજા બધા સ્વર આપણામાં મધ્ય લયે બોલાય છે. ઇંગ્રેજીમાં fast વગેરે બોલમાં આકાર દ્રુત છે. વળી aleમાં વિલંબિત લયનો ए છે. isleમાં મધ્ય લયનો आ અને દ્રુત લયનો इ તથા outમાં મધ્ય आ અને દ્રુત उ સંકીર્ણ—પૃથગ્ભૂત રહે છે. જ્યારે આપણા ऐ औમાં ઉત્પાદક અંશભૂત સ્વરો મળી જઈ ઉચ્ચારો અપૃથગ્ભૂત–અસંકીર્ણ છે. ઇંગ્રેજીમાં બીજા પણ સંકીર્ણ સ્વરો છે, પણ તે પ્રસ્તુત વિવેચનમાં અનુપયોગી છે.

અત્યાર સૂધીમાં જે જે વાગ્વ્યાપારનું નિદર્શન કર્યું છે, તે તેના કાર્ય સાથે અહિં એક વાર ગણાવી આગળ વધિયે. પ્રથમ વ્યાપાર "કંઠ્યવિધાન"–જેણે કરીને અકાર પ્રગટ્યો. બીજો વ્યાપાર "સ્થાનાંતરવિધાન," તેની પ્રવૃત્તિ इકાર उકારના આવિર્ભાવમાં મનોગોચર થાય છે. ત્રીજો વ્યાપાર "વિલંબનવિધાન"–જેથી હ્રસ્વ સ્વરના દીર્ઘ સ્વર आ ई ऊ નીપજે છે. ચોથો વ્યાપાર "ગુણવૃદ્ધિવિધાન"–જેનું કાર્ય ए ओ ऐ औ છે. પાંચમો વ્યાપાર "વિવૃતિવિધાન"; એને લીધે ऍ ऑ ઉદ્ભવે છે. આ રીતે અકારનો इ उ સાથે, आ બધાનો आ ई ऊ સાથે, એમનો પાછો ए ओ ऐ औ સાથે અને એમાંના સંવૃત ए ओ નો વિવૃત ऍ ऑ સાથે સંબંધ ધ્યાનમાં લેઇશું, તો સાંખ્યશાસ્ત્રમાં નિરૂપિત સૃષ્ટિના આવિર્ભાવના જેવી એક તરેહની અવિચ્છિન્ન શૃંખલા અથવા પરંપરા પ્રતીત થશે.

ઘાંટો જે કંઠમાંથી નીકળે છે અને જેને તે કારણથી ઘાંટો કહે છે, તેનો કંઠમાં [37]રોધ થઈ પૂર્ણ સ્પર્શથી ककार [38]ઉદ્દ્ભવે છે. તે અઘોષ અલ્પપ્રાણ છે. "પ્રાણવિધાન" થી તે મહાપ્રાણ खकार રૂપે સંભળાય છે. અઘોષ અલ્પપ્રાણ ककार અને મહાપ્રાણ खकार "ઘોષવિધાન" થી ઘોષ અલ્પપ્રાણ गकार અને મહાપ્રાણ घकार રૂપે શ્રુતિગોચર થાય છે. "નાસિક્યવિધાન" થી થતો કંઠ્ય ઉચ્ચાર ङकार છે, જે 'ડઙ થઇ ગયો' જેવા વિરલ પ્રયોગમાં ક્વચિત [39]શ્રવણારૂઢ થાય છે, જો કે તેમાં પણ ઉચ્ચારવિવેકના અભાવે લખાય છે તો 'ડંગ' જ.

ઘાંટાનો કંઠ્યપ્રસ્તાર આપણે જોયો. એ જ પ્રસ્તારપદ્ધતિથી તાલુ મૂર્ધા દંત અને ઓષ્ઠ સ્થાનમાં પ્રાણવાયુનો રોધ થઈ પૂર્ણ સ્પર્શથી તે તે અવાંતર વ્યાપારે કરીને તાલવ્ય મૂર્ધન્ય દંત્ય અને ઓષ્ઠ્ય વ્યંજનપંચક અનુક્રમે આવિર્ભાવ પામે છે. પાંચ વર્ગમાં "નાસિક્યવિધાન"થી થનારા [40]અંતિમ ઉચ્ચારો ङ ञ ण न म "અનુનાસિક" કહેવાય છે. સિંધી કચ્છીમાં વિદ્યમાન તાલવ્ય અનુનાસિક પ્રશ્નાર્થ 'કાઞ' માં શ્રુતિગોચર થાય છે, જો કે એની પણ લખવામાં જોડણી 'કાંય' એવી થાય છે. પહેલા બે અનુનાસિક શબ્દના આરંભે મહાસંસ્કૃત સંસ્કૃત પ્રાકૃત કે અતિપ્રાકૃત એકેમાં સાંભળવામાં આવતા નથી, જ્યારે મૂર્ધન્ય અનુનાસિક માત્ર પ્રાકૃતમાં શબ્દના આરંભે શ્રવણગોચર થાય છે.

સંસ્કૃત વૈયાકરણ [41]અનંતરોક્ત પચીસ વ્યંજનને જ પૂર્ણ સ્પર્શથી બોલાતા લેખે છે; અને તેમને સ્પર્શવ્યંજન સંજ્ઞા

૩૭ રોકાણ. ૩૮ પ્રગટે છે. ૩૯ કાને સંભળાતો. ૪૦ છેલ્લા. ૪૧ હવણાં જ કહેલા.

આપે છે, પરંતુ અવૈયાકરણને પણ સ્વાનુભવથી વિદિત થશે કે મૂર્ધન્ય ડકાર ણકાર અને દંત્ય નકાર બોલવામાં જેમ પૂર્ણ-સ્પર્શની જરૂર છે તેમ મૂર્ધન્ય ळકાર અને દંત્ય લકાર બોલવામાં જરૂર છે. સબબ ડકાર-ણકાર અને દકાર-નકારને જેટલે દરજ્જે સ્પર્શવ્યંજન સંજ્ઞા ઘટે છે, તેટલે દરજ્જે ळકાર લકારને પણ ઘટે છે. મૂર્ધન્ય ळકાર મોટે ભાગે ડકાર સાથે સંબંધ ધરાવતો પણ ણકાર તરફ ઢળતો અલ્પપ્રાણ ઘોષ ઉચ્ચાર છે અને દંત્ય લકાર દકાર સાથે સંબંધ ધરાવતો પણ નકાર તરફ ઢળતો અલ્પપ્રાણ ઘોષ વ્યંજન છે. એના એ જ શબ્દની ઋગ્વેદમાં ळકારથી અને યજુર્વેદમાં તથા લૌકિક સંસ્કૃતમાં ડકારથી કરેલી જોડણી જોઇયે છિયે, તે ळકાર ડકારના સંબંધની પ્રતીતિ આપે છે. ઉદા. अग्निमीळे पुरोहितम्-अग्निमीडे पुरोहितम् । ભાષાના વિકારમાં પણ સં. √आलुड् ઉપરથી ગૂ. √ડોળ-ડોળો આદિ દૃષ્ટાંત એ જ સંબંધના જ્ઞાપક છે. ळકારનું ણકાર તરફનું વલણ સં. घूर्ण्-ગૂ. √ઘોળ, સં. चूर्ण-ગૂ. √ ચોળ એ જોડકાંથી કળી જવાય છે. ळકાર ણકાર બહુ પાસેના એક સરખા જેવા ઉચ્ચાર હોવાથી સાથે બોલવા મુશ્કેલ પડયાથી વ્યુત્પત્તિપ્રાપ્ત ‘ વળણ ’ ને સ્થાને ‘ વલણ ’ બોલિયે છિયે, તે તો સૌના લક્ષમાં હશે. બીજી તરફ નકાર સાથે દંત્ય લકાર વધતો ઓછો સંબંધ ધરાવે છે તે સંસ્કૃતમાં દકાર-લકારના અને નકાર-લકારના સંધિમાં દકારને સ્થાને લકારનો અને નકારને સ્થાને નાસિક્ય લકારનો આદેશ કહી આપે છે. ઉદા. विद्युद्+लता=विद्युल्लता; अस्मिन्+लोके=अस्मिल्ँलोके. વળી સં. √दह्-दाह ઉપરથી લાહ્ય, √आन्दोल् ઉપરથી √હીલોળ, भद्र ઉપરથી ભલ્લું-ભલું, नील ઉપરથી લીલું, આદિ દૃષ્ટાંત એ જ સંબંધના

અનુમાપક છે. તમે ળકારને અર્ધસ્વર કહેશો, તો હું તમને પૂછીશ કે य र ल વનું [42]સંપ્રસારણ વ્યાકરણમાં इ ऋ ऌ उ ઠરાવ્યું છે, તેવું ળકારનું સંપ્રસારણ કોઈ ઠરાવી રાખ્યું છે? બીજી રીતે પણ હું બતાવવા તૈયાર છું કે ળકાર અર્ધસ્વર થઈ શકે નહિ. कકારનો મહાપ્રાણ જેમ ख અને गકારનો घ બોલાય છે, તેમ યકાર વકાર જે અંતસ્થ છે તેમનો મહાપ્રાણ છે નહિ. એથી ઊલટું ળકારનો સ્વતંત્ર વિશિષ્ટ મહાપ્રાણ ઉચ્ચાર એક વાર વિદ્યમાન હતો. ઋગ્વેદી અલ્પપ્રાણ ળકારનો પ્રતિનિધિ ळ અને મહાપ્રાણ ઉચ્ચારનો ळ्ह જોવામાં આવે છે. એ મહાપ્રાણ ઉચ્ચાર બોલાતો હતો, ત્યારે લિપિ [43]અજ્ઞાત હતી. લિપિ [44]પ્રચારમાં આવી, તે લૌકિક સંસ્કૃતના સમયમાં. તે વખતે અલ્પપ્રાણ ળકાર જ શિષ્ટ જનના વ્યવહારમાંથી લુપ્ત થયો હતો, તો તેના મહાપ્રાણ જોડીદારની વાત જ શી? આમ છતાં પણ લોકવાણીનો પરમકારુણ્યથી આદર કરનાર બુદ્ધ ભગવાનની પવિત્ર પાલી ભાષામાં ળકાર વિદ્યમાન છે અને હાલની આપણી બોલીમાં ઉતરી આવ્યો છે, તે ઉપરથી એવી અટકળ થાય છે કે પાલી પહેલાંની લૌકિક સંસ્કૃતમાં અને પાલી સમકાલીન તથા તે પછીની પ્રાકૃત ભાષામાં અને લોકવાણીમાં વૈદિક ળકારનો [45]સંપ્રદાય અવિચ્છિન્ન જળવાયો હશે. અલ્પપ્રાણ ળકાર આવી રીતે બચ્યો. પણ તેનો મહાપ્રાણ જોડીદાર તો ઘણા જૂના કાળમાં નાશ પામ્યો હશે, તે અસંયુક્ત કેવળ ઢકારનો પૂર્વજ હોવા છતાં લિપિમાં ळ ને ह નો સંયોગ દર્શાવતા સંયુક્ત વ્યંજન રૂપે લખાયો હોવાથી ટેવી શકાય છે. એ મહાપ્રાણ જોડીદાર [46]પ્રાકૃતવર્ગના મુખમાં સં. √સ્ત્રી, ગૂ. બ્હીનો

૪૨. અર્ધસ્વરને સ્થાને મળતો સ્વર થવો તે. ૪૩ જાણવામાં ન આવેલી. ૪૪. વપરાટ. ૪૫ ચાલી આવેલી ઉચ્ચારની પદ્ધતિ. ૪૬ સામાન્ય મનુષ્યનો વર્ગ.

જેવી પ્રાણપૃથક્ક્રિયા પામ્યો હશે. 'મ્હી' જે કે લખિયે છિયે च અને મહાપ્રાણ હથી, તોપણ તે બોલાય છે તો વકાર અને "પ્રાણાધાન વ્યાપારે"[૪૭]અનુપ્રાણિત હકારથી; તેવી જ રીતે ळકારનો જોડીદાર "પ્રાણાધાન વ્યાપારે" પ્રાણયુક્ત ळકાર રૂપે પરંતુ લિપિમાં 'મ્હી'ની પેઠે ळ्ह રૂપે આકારાયો હશે, અને ઉત્પત્તિએ મહાપ્રાણ મૂળ વ્યંજન તદ્દર્શક ભિન્ન વર્ણના અભાવે લિપિમાં સંયુક્ત વ્યંજન રૂપે લખાયો હશે ને લખાતાં લખાતાં બોલાયો પણ હશે. આ રીતે ચલાવેલી સૂક્ષ્મ તપાસમાં અલ્પપ્રાણ ळકારનો મહાપ્રાણ જોડીદાર નીકળી આવવાના કારણથી ळકાર અર્ધસ્વર ગણાઈ શકે નહિ. લકારનો આવો મહાપ્રાણ જોડીદાર નીકળી આવતો નથી, તોપણ તેના સંબંધમાં ભાષાના સ્વાભાવિક વલણનાં આપેલાં ઉદાહરણો ઉપરથી, સંસ્કૃતમાં થતા સંધિ ઉપરથી અને સર્વવિદિત સ્વાનુભવ ઉપરથી લકાર અર્ધસ્વર નથી તે પ્રાપ્ત થાય છે જ. તાત્પર્ય એ કે ळકાર લકારમાં પૂર્ણસ્પર્શ વ્યાપાર છે.

ळકાર અને લકારને સ્પર્શવ્યંજનમાં પંક્તિ આપવાની સાથે બીજા બે વ્યંજનોચ્ચાર ભેળવી લેવાના છે. તે બે ઉચ્ચાર તે 'કોડ઼' ને 'કોઢ઼'માંના ड़ ને ढ़ છે. બન્ને મૂર્ધન્ય ઉચ્ચાર છે, ને તે ડોલ અને ઢોલમાંના ड ને ढ સાથે સંબંધ ધરાવે છે. [૪૮]તીવ્ર ઉચ્ચારણના ड ढ "માર્દવવિધાન"થી કોમળ બની ड़ ढ़ રૂપે બોલાય છે. એ કોમળ ઉચ્ચારો સ્વાભાવિક માર્દવ ધરાવતા ळકાર ણકાર [૪૯]પરસ્થિત ન છતાં [૫૦]અનારંભે તદ્દ્ભવ શબ્દમાં શ્રુતિગોચર થાય છે. આ બે નવા ઉચ્ચારને માટે વિશિષ્ટ વર્ણ લિપિમાં છે નહિ.

---

૪૭ પ્રાણ જેમાં ભળેલો છે એવો. ૪૮ જોરદાર. ૪૯ પછી આવેલ. ૫૦ શરૂવાત સિવાયનું ઠેકાણું.

પૂર્વોક્ત ઓગણત્રીસ વ્યંજનમાં "સ્પર્શવિધાન" પૂર્ણ છે, ત્યારે હવે પછી તપાસવાના છ વ્યંજનમાં તે ન્યૂન છે. આ છ વ્યંજનો પૈકી य र ને व એ ત્રણ અંતસ્થ કે અર્ધસ્વર કહેવાય છે. અંતસ્થ એટલા માટે કે સ્વરની પેઠે તે કેવળ અસ્પૃષ્ટ નથી તેમ વ્યંજનની પેઠે પૂર્ણસ્પૃષ્ટ નથી, પરંતુ એની વચ્ચે છે; અર્ધસ્વર એટલા માટે કે [૫૧]સ્પર્શાંશનો ત્યાગ કરી "સંપ્રસારણ વ્યાપાર" થી સંસ્કૃત ગૂજરાતીમાં य व તે इ उ રૂપે અને સંસ્કૃતમાં र તે ऋકાર રૂપે દેખા દે છે અને [૫૨]સ્પર્શાધિક્ય ધારણ કરી ગૂજરાતીમાં અનુક્રમે ज व ड રૂપે શ્રુતિગોચર થાય છે. ઉદા. √यज्–इष्ट, √वच्–उक्त, √प्रच्छ्–पृष्ट, जयन–જીન, लवण લૂણ, यव–જવ, √ज्वल्–√બળ, सौरभ–સોડમ, √क्षुर–√છોડ. જીભનું આગલું ચાપું અને ટેરવું તાલુ અને મૂર્ધાસ્થાનને લગભગ અડોઅડ થતાં ધાંટાનો કંઈક રોધ થઈ ન્યૂન"સ્પર્શવિધાન" થી યકાર રકાર અનુક્રમે બોલાય છે. વકાર અતિવૈદિક કાળમાં તો બે ઓઠના જ પ્રયત્નથી બોલાતો. ઈંગ્રેજી w જેવો તે કેવળ ઓષ્ઠ્ય વ્યંજન હશે; કેમકે તે ઓષ્ઠ્ય ઉકારને મળતો અર્ધસ્વર છે. પરંતુ વ્યાકરણ રચાયાં ત્યારથી તો નીચલા ઓઠના અને ઉપલા દાંતના સંયુક્ત પ્રયત્નથી બોલાતો દંતોષ્ઠ્ય છે.

નિર્દિષ્ટ ત્રણ અર્ધસ્વર પછી બોલાતા [૫૩]ઈષત્સ્પૃષ્ટ વ્યંજન શકાર ને સકાર છે. જીભનું આગલું ચાપું અને ટેરવું તાલુ અને દંત સ્થાનને લગભગ અડોઅડ થતાં ધાંટો સાંકડા માર્ગમાંથી "ઉષ્મવિધાન" થી સીસકારી રૂપે પસાર થતાં શકાર અને અને સકાર શ્રુતિગોચર થાય છે, તે તાલવ્ય અને દંત્ય ઉષ્મવ્યંજનની સંજ્ઞા પામે છે.

---

૫૧ સ્પર્શનો ભાગ. ૫૨ સ્પર્શનો વધારો, વધારે સ્પર્શ. ૫૩ થોડા સ્પર્શવાળા.

છેલ્લો ઈષત્સ્પૃષ્ટ વ્યંજન હ છે. ઉષ્માના [૫૪]ઉપચયથી ઉષ્મવ્યંજન થાય છે; તેમ કેવળ પ્રાણના ઉપચયથી મહાપ્રાણ હ થાય છે. ઘાંટો ગળામાંથી પસાર થતાં જિહ્વામૂળ આગળ ઘૂંટાઈ "પ્રાણવિધાન"થી હકાર બોલાય છે. વૈયાકરણ એને "અર્ધસ્વર" કહે છે. જો ન્યૂન"સ્પર્શવિધાન" ને લીધે તેઓ એને આ સંજ્ઞા આપતા હોય, તો ઉષ્મવ્યંજનને પણ તે સંજ્ઞા આપવી પડશે. વળી અર્ધસ્વરનું સંપ્રસારણ થઈ મળતો મૂળ-સ્વર થાય છે. હકારનું તેવું સંપ્રસારણ છે નહિ. અર્થાત્ હકારને અર્ધસ્વર કહેવો તે અશાસ્ત્રીય છે.

ઉપર જણાવેલા પાંત્રીસ વ્યંજન પૈકી "માર્દવવિધાન"-થી થનારા ड़ ढ़ નવા છે. ळ મહાસંસ્કૃતમાંથી પ્રાકૃત દ્વારા લોકવાણીમાં [૫૫]અવિચ્છિન્ન સંપ્રદાયે ઉતરી આવેલો વ્યંજન છે. બાકીના બત્રીસ લોકવાણીમાં ને શિષ્ટ ભાષામાં વૈદિક કાળથી ચાલ્યા આવેલા જૂના વ્યંજનો છે. માત્ર ત્રણ જૂના વ્યંજન આપણે ખોઈ બેઠા છિયે. એ ખોવાયલા વ્યંજન તે जिह्वामूलीय उपध्मानीय અને ષકાર છે, તે અનુક્રમે કંઠ્ય ઓષ્ઠ્ય અને મૂર્ધન્ય ઉષ્મવ્યંજનો છે. આપણા શકાર અને સકાર સાથે સંસ્કૃતમાં ષકાર પણ રહ્યો છે. પરંતુ जिह्वामूलीय અને उपध्मानीय ઉષ્મવ્યંજનો તો વૈદિક કાળમાં [૫૬]લુપ્ત થયા હોય, એમ જણાય છે. લુપ્ત થનાર અથવા વિકાર પામનાર ઉચ્ચારને બદલે ભાષા સ્વાભાવિક રીતે એક અથવા વધારે અંશમાં મળતો ઉચ્ચાર પ્રયોજે છે. આ રીતે સંસ્કૃતમાં √ इष् ઉપરથી इच्छा, √ प्रच्छ् ઉપરથી प्रश्न, √ विष् ઉપરથી अवेवेट्, षष् ઉપરથી षट्, √ शास् ઉપરથી अशात्–अशाद्, √ विद् ઉપરથી अवेस्–अवेः થાય છે.

---

૫૪ વધારો. ૫૫ લાગટ અતૂટ. ૫૬ નાશ પામેલ.

વાણીના વિકાસમાં પણ સં. शाक्किक ઉપરથી કાછિયો, श्मश्रु ઉપરથી મૂછ, शशादन ઉપરથી સિચાણો વગેરે દૃષ્ટાંત એના મળી આવે છે. પરંતુ સંસ્કૃતમાં दधृष् ઉપરથી दधृक् (પ્રથમાનું એકવચન) થાય છે, તેમાં તો મૂર્ધન્ય ઉષ્મવ્યંજનને સ્થાને કંઠ્ય સ્પર્શવ્યંજન જોવામાં આવે છે, તેમ જ ઋગ્વેદી पुरुषः ઉષ્મ-વ્યંજનથી બોલે છે ત્યારે યજુર્વેદી पुरुषः કંઠ્ય સ્પર્શવ્યંજનથી પઠે છે–આનું કેમ ? આ ગોટાળો સૂચક અને બોધદાયક છે. બન્ને દૃષ્ટાંતમાં કંઠ્ય સ્પર્શ વ્યંજનનું નાશ પામેલું પૂર્વરૂપ जिह्वामूलीय ઉષ્મવ્યંજન હોવું જોઈયે, જેના જ સ્વાભાવિક ક્રમમાં ઉષ્મવર્ગનો અન્ય કોઈ ઉષ્મવ્યંજન અથવા તો કંઠ્ય વર્ગનો અઘોષ મહાપ્રાણ એ બે આદેશ સંભવે છે; આથી दधृष् અને पुरुष ને છેડે મૂર્ધન્ય ઉષ્મવ્યંજન હાલ તો છે, તોપણ તેને છેડે जिह्वामूलीय એટલે કંઠ્ય ઉષ્મવ્યંજન [૫૭]અતિવૈદિક કાળમાં હશે; તેને સ્થાને અન્ય ઉષ્મવ્યંજન થવાથી दधृष् पुरुष થયા હશે અને કંઠ્ય અઘોષ મહાપ્રાણ થવાથી दधृख् पुरुख ઉચ્ચાર થયા હશે; જેમાંના પહેલા ઉદાહરણમાં खकार પદાંતે હોવાથી તેનું दधृक् થયું તે ઇષ્ટ જ છે. વળી સં. √ शेल् 1 P to go, √ श्रेल श्वल्क् 10 U to tell–फक्किका, √ श्वित् 1 A to become white–श्वित्त white–फेन √ श्वस् 2 P to breathe –फुप्फुस એ દૃષ્ટાંતોમાં ઉતરી આવેલ તાલવ્ય ઉષ્મવ્યંજન અને फकार તે અતિપ્રાચીન उपध्मानीय એટલે ઓષ્ઠ્ય ઉષ્મ-વ્યંજનના પ્રતિનિધિ જણાય છે. ત્યમ વળી સં. श्वन्–લા. cunis, સં. √ श्रद् + धा–લા. credo એ દૃષ્ટાંત અતિવૈદિક કાળના जिह्वामूलीय ને ઠેકાણે સંસ્કૃતમાં તાલવ્ય शकार અને

---

૫૭ વૈદિકકાળ પહેલાંનો સમય.

લાટિનમાં કંઠ્ય ક્કાર ઉતરી આવ્યાની [58]પ્રતીતિ આપે છે. તેમ જ વળી સં. √ स्तृ—स्वर्—ગ્રા. pheri, સં. √ स्वन्—ગ્રા. phono એ અને એવાં બીજાં ઉદાહરણ ઉપરથી અતિવૈદિક ઉપધ્માનીયનું [59]અસ્તિત્વ અનુમિત થાય છે. આ રીતે जिह्वामूलीय ને ઉપધ્માનીય તે વૈયાકરણોએ કલ્પી કાઢેલા ઉષ્મવ્યંજનો નથી, પરંતુ એકવાર હયાતી ધરાવનારા ઉચ્ચારો છે, તે સમજી શકાય છે. એ બે ઉચ્ચાર માપી ન શકાય એટલા જૂના કાળથી અને ષકાર પ્રાકૃત કાળથી આપણે ખોઈ બેઠા છિયે.[60]

બાર સ્વર અને પાંત્રીસ વ્યંજનનું નિરૂપણ કર્યા પછી ત્રણ "ધ્વનિ" વિષે કહેવું બાકી રહે છે. સ્વરનો પોતાની મેળે ઉચ્ચાર થાય છે ને વ્યંજન સ્વરની પૂર્વે અથવા પછી [61]ઉપશ્લિષ્ટ થઇ બોલાય છે, ત્યારે ધ્વનિ સ્વર પછી આવી સ્વરમાં સળી જઇ બોલાય છે. સ્વર ઉપર "નાસિક્યવિધાનથી" "નાસિક્યધ્વનિ" સ્વરમાં [62]સમાહિત થાય છે. તે [63]તીવ્રતાએ બોલાઇ આશ્રયભૂત લઘુ સ્વરને ગુરુ બનાવે છે. ઉદા. અંશ, કંસ ઇ. ઇ. "માર્દવ-વિધાન" થી બોલાનારો કોમળ "નાસિક્યધ્વનિ" આશ્રયભૂત સ્વરના માપમાં વધારો કરતો નથી. ઉદા. કંઇ, જંઈ, અં વગેરે. બન્ને "નાસિક્યધ્વનિ" લિપિમાં સ્વર ઉપર અનુસ્વાર કિંવા શિરોબિંદુ રૂપે લખાય છે.[64] શબ્દની અંદર આ સ્વર પછી અનુ-

---

૫૮ ખાતરી. ૫૯ હોવાપણું, હયાતી. ૬૦ નિઃકપટ વગેરેમાં જે જિહ્વામૂલીય અને કંઠ્યનો યોગ છે તેનો પ્રતિનિધિ ગળામાંથી બોલાતો ફારસી काफ તો ન હોય? ૬૧ સજડ મૂકાયલો. ૬૨ ભેળવેલો. ૬૩ sharpness, soft nasal projection. ૬૪ कंस कंइ સંસ્કૃત અસ્પૃષ્ટ અનુસ્વારમાં રહેલો ગુરુત્વાધાનનો ગુણ ગુરુરેખા સહિત બિંદુથી જણાવવો. कँस, पाँसु, अँश વગેરે. (ઉમેરો કરવા માટે આ નોંધ લેખકે કરી છે. તે પૂર્વે વિચારેલી પણ રદ કરેલી નોંધ આ પ્રમાણે છે: "કોમળનાસિક્ય પોલા બિંદુથી અને તીવ્રનાસિક્ય ભર્યા બિંદુથી બતાવિયે તો ઠીક; અનુનાસિક સામાન્ય

નાસિક્ય આવતાં આકારમાં કોમળ નાસિક્યનો પાસ બેસે છે, તેનું લિપિમાં પ્રદર્શન કરવામાં આવતું નથી. ઉદા. પાન, કામ, દાણી ઇ. એ શબ્દોની વર્ણ છૂટી પાડીને બોલિયે તો પ્રથમ વર્ણ પા નહિ પણ પાં હોય એવો ભાસ થાય છે. સ્વરમાં નાસિક્ય તત્ત્વ સમાહિત બની "નાસિક્યધ્વનિ" પ્રગટે છે, તેમ સ્વરમાં પ્રાણતત્ત્વ સમાહિત થયે "પ્રાણધ્વનિ" ઉદ્‌ભવે છે; જેમકે ઓણ, એન ઈ. તેને લિપિમાં નિરૂપિત કરવાની એક રીત નથી. આશ્રયભૂત સ્વરમાં ભળી જવા રૂપ કાર્યથી "નાસિક્યધ્વનિ" ને તે મળતો છે, તેથી "નાસિક્યધ્વનિ" શિરોબિંદુથી તો "પ્રાણ-ધ્વનિ" અધોબિંદુથી પ્રદર્શિત થવો ઘટે છે. આજકાલ વલણ સ્વરના પૂર્વે મહાપ્રાણ હના પ્રક્ષેપથી તે બતાવવા તરફ છે; જે વસ્તુસ્થિતિ સૂક્ષ્મદૃષ્ટિએ તપાસતાં કદાચ યોગ્ય નહિ ગણાય.

ઉક્ત ત્રણ ધ્વનિ પૈકી કોમળ "નાસિક્યધ્વનિ" અને "પ્રાણધ્વનિ" એ બે નવા છે. તીવ્ર "નાસિક્યધ્વનિ" તો જૂનો છે. એવો જ જૂનો "વિસર્ગધ્વનિ" આપણે ખોઈ બેઠા છિયે. તે સંસ્કૃતમાં છે, પણ પ્રાકૃતમાં લુપ્ત થયો છે. ઋકાર ષકારની પેઠે "વિસર્ગ" પણ તત્સમ શબ્દોમાં વિદ્વાનો બોલે છે અને લખે છે, તે સંસ્કૃતની નકલ છે.

સ્વર વ્યંજનને આપણે પાંચ સ્થાનમાં વહેંચી દીધા. તે પૈકી કંઠ અને ઓષ્ઠ એ સ્થાન તો સારી પેઠે જાણીતાં છે. દંત શબ્દે કરીને દાંતની ઉપલી પંક્તિ સમજવાની છે, શાથી જે દંત્ય ઉચ્ચારો બોલાય છે તે જીભના ટેરવાની[૬૫]સહકારિતાથી ઉપલા દાંત વડે બોલાય છે. તાલુસ્થાનમાં તાલુ શબ્દનો શો

રીતે ભર્યા બિંદુથી પણ જ્યાં તેનો તીવ્ર નાસિક્યથી ભેદ બતાવવાની જરૂર હોય ત્યાં મૂળ ભૂત વર્ણથી બતાવાય."—સંપાદક) ૬૫ મદદ.

સંકેત છે તે સમજાવવાની જરૂર છે. તાળવું શબ્દ ગળાની બારીથી માંડીને ઉપલા દાંતના મૂળની ટોચ સૂધીના મુખની બખોલના ઘુમટને સામાન્ય રીતે લાગુ છે. પરંતુ તાલુ શબ્દ તો આગલા ઉપલા દાંતના મૂળની ટોચ નજીકના ભાગને જ લગાડવાનો છે. તે લગભગ સમસૂત્ર જિહ્વામૂલના સામો છે. હવે બાકી રહ્યું મૂર્ધાસ્થાન, તે કયું? તમે કહેશો કે ગળાની બારી અને ઉપલા દાંત—એ બેની વચ્ચેનો, પણ તાલુસ્થાનથી ઉંચો તાળવાનો ભાગ, તે મૂર્ધાસ્થાન. મૂર્ધન્ય ઉચ્ચાર બોલવાની વર્તમાન પદ્ધતિ જોતાં તમારું કહેવું ખરું છે. પરંતુ પઠનપાઠનમાં પહેલો कवर्ग, બીજો चवर्ग, ત્રીજો टवर्ग, ચોથો तवर्ग ને પાંચમો पवर्ग આવે છે. જો તમારા કહેવા પ્રમાણે કંઠસ્થાન પછી મૂર્ધાસ્થાન હોય ને તે પછી તાલુસ્થાન હોય, તો પહેલો कवर्ग, બીજો टवर्ग, ત્રીજો चवर्ग એવો ઉચ્ચારક્રમ હોવો જોઇયે. કંઠથી क બોલી સમસૂત્ર સામા તાલુથી च બોલી ગુલાંટ મારી તાળવાના શિખરથી ट બોલવાની કઢંગી રીત કેમ સર્વમાન્ય થાય, ને ઉચ્ચારો ગોઠવનાર પ્રથમ વૈયાકરણને શી રીતે આદરણીય હોય? વળી ભાષાના સ્વાભાવિક વ્યાપારને અનુસરી કંઠ્યનો તાલવ્ય ને દંત્યનો મૂર્ધન્ય કરવા જતાં અનુક્રમે તમારા મૂર્ધાસ્થાનને અને [૬૬]યથાનિર્દિષ્ટ તાલુસ્થાનને કૂદી જવાની જરૂર પડશે. ભાષાનો બીજો સ્વાભાવિક વ્યાપાર એવો છે કે પાસેપાસેનાં સ્થાનોના ઉચ્ચારોની માંહોમાંહિ ફેરબદલી થાય. એ અન્વયે તો કંઠ્યનો મૂર્ધન્ય થવો જોઇયે, જે સામાન્ય રીતે થતો નથી. માટે હાલ આપણે મૂર્ધન્ય ઉચ્ચારો કરિયે છિયે તે ખોટા સ્થાનથી કરિયે છિયે. વ્યંજન

---

૬૬ બતાવ્યા મુજબના.

ઉચ્ચારોની [૬૭]આનુપૂર્વી જોતાં ખરું મૂર્ધાસ્થાન તાલુ અને દંત–એટલે કે ઉપલા દાંતની પંક્તિ–ની વચ્ચે આવવું જોઇયે. વાસ્તવિક રીતે છે પણ એમ જ. આગલા ઉપલા દાંતના મૂળની ટોચનો પરંતુ તાલુસ્થાનની નીચેનો ભાગ તે જ મૂર્ધાસ્થાન. મૂર્ધા શબ્દનો અર્થ માથું, એટલે કે ઉપલા દાંતના માથાનો ભાગ. એને ઊર્ધ્વદંતમૂલ પણ કહિયે તો ચાલે; અને તે ઉપરથી કંઠ્યને જેમ जिह्वामूलीय કહિયે છિયે, તેમ મૂર્ધન્યને ऊर्ध्वदंतमूलीय સંજ્ઞા આપી શકાય. ઈંગ્રેજી t અને d નો ઉચ્ચાર આપણી [૬૮]પરિભાષા પ્રમાણે ऊर्ध्वदंतमूलीय જ છે. એ ભાષામાં આપણા જેવા દંત્ય ન હોવાથી વિવેક કરવાના કારણના અભાવે ઇંગ્રેજી વૈયાકરણો એ બે ઉચ્ચારને dental એટલે દંત્ય કહે છે તે ભલે, પણ આપણે નવા [૬૯]નિર્ધારિત મૂર્ધા કિંવા ઊર્ધ્વદંતમૂલસ્થાનથી તે બોલાતા હોઈ ऊर्ध्वदंतमूलीय–મૂર્ધન્ય છે. જૂની ચાલી આવેલી મૂર્ધન્ય ઉચ્ચારની પદ્ધતિ પણ ક્યાં એક સરખી છે? રકાર તાલુસ્થાનથી જરા ઊંચેના ભાગથી બોલાય છે; ळકાર તેથી ઊંચેથી, સંસ્કૃત ऋકાર તેથી પણ ઊંચેથી, ड़ ढ़ તેનાથી એ ઊંચેથી અને ट ठ ड ढ ण તો સૌથી ઊંચેના તાળવાના [૭૦]શિરોભાગથી જ બોલાય છે. એ રીતે મૂલસ્થાનથી ખસતાં તાલુસ્થાન કૂદી જઈ, અમદાવાદના બ્હોરા જરા ખસવાનું કહેતાં અમદાવાદના ખંભાત ને ખંભાતના લંકા જઈ રહ્યા, તેની પેઠે મૂર્ધન્ય ઉચ્ચારો તાળવાના શિરોભાગે જઈ અડચાનું બન્યું છે. કદાચ સહેલાઇથી તેથી પણ આઘા ખસવાનું શક્ય હોત તો ખસત; પણ તેમ છે નહિ, તેથી ત્યાં જ આપણે થોભ્યા છિયે. મૂર્ધાસ્થાનનો પ્રદેશ

૬૭ અનુક્રમ. ૬૮ terminology. ૬૯ નક્કી કરેલ. ૭૦ ટોચ.

તાલુ અને ઉપલા દાંતના વચગાળામાં લેતાં વ્યંજનોચ્ચારનો અનુક્રમ સ્વાભાવિક બને છે. પ્રથમ કંઠમાં, પછી ૭૧સમસૂત્ર સામા આવેલા તાલુમાં, પછી તેની નીચે આવેલા ઊર્ધ્વદંત-મૂલમાં, તે પછી તેની અડોઅડ આવેલા ઉપલા આગલા દાંતમાં ને છેવટે તેની બહારની બાજુએ ઓઠમાં ધાંટાનો વધતો-ઓછો રોધ થતાં આપણે અત્યારે બોલિયે છિયે તે જ ક્રમથી વ્યંજનો પ્રથમ ઉચ્ચારિત થતા હશે. य र ल व ચતુષ્કમાં તાલવ્ય પછી મૂર્ધન્ય ઉચ્ચાર ગોઠવાયલો છે, તે પણ ઉપર સૂચવેલી સ્થાનની નવી કિંવા પ્રાચીનતમ આનુપૂર્વીનું સમર્થન કરે છે. વળી સંસ્કૃતમાં કંઠ્યને સ્થાને તાલવ્યનો આદેશ અને આપણી બોલીમાં સં. √विक्री ઉપરથી √વેચ, कर्ष ઉપરથી ચાસ એ આદિ દૃષ્ટાંત કંઠ પછી લાગલું તાલુ-સ્થાન હોવાની, અને સં. मृत्तिका–માટી, मुक्त–√બોટ, √ग्रन्थ्–√ગાંઠ, कपित्थ–કોઠ, √दुल्–√ડોલ, कपर्दिका–કોડી, वृद्ध–વડો, तुला–તોડો, हनूपीच=હડપચી, पिधान–√ઢાંક, लुष–ઢુંડહાં, √वर्ध् 10 U–વાઢ, घन––ઘણું. धन्या–ધણ–ધેણ, प्रा. धीआ–ઢીંગલી, સં. शिथिल–प्रा. सिढिलं–ઢીલું આદિ દંત્યને સ્થાને મૂર્ધન્ય આદેશના દૃષ્ટાંત દંતસ્થાનની લગોલગ મૂર્ધાસ્થાન હોવાની, એટલે કે પૂર્વે નવી બતાવી તેવી તાલુ મૂર્ધા અને દંતસ્થાનની પ્રાચીનતમ આનુપૂર્વી હોવાની મજબૂત સાક્ષી પૂરે છે. દંત્ય અને મૂર્ધન્ય ઉચ્ચારનો વિવેક સ્પષ્ટ કરવાના લોભમાં આપણે અસલ મૂર્ધન્ય કિંવા ઊર્ધ્વદંતમૂલીય ઉચ્ચારોને સ્થાનભ્રષ્ટ કરી અતિતાલવ્ય બનાવ્યા છે, તેમને પોતાના મૂળ સ્થાનમાં સ્થાપિત કરવા શું ઈષ્ટ નથી?

---

૭૧ દોરીછટ.

સ્થાનો પાસે પાસે હોય છે તેવા પ્રસંગમાં "સ્થાનાંતરવિધાન" સ્વાભાવિક રીતે પ્રવર્તે છે, તેનાં થોડાંક ઉદાહરણ આપણે ઉપર જોયાં. હવે સ્થાનો પાસે પાસે હોતાં એક સ્થાનમાં બીજા સ્થાનનો ઉચ્ચાર ઘુસી જાય છે તે વ્યાપાર વિચારવા રહે છે. એનો એક દૃષ્ટાંત તો પૂર્વે આવી ગયો છે. વકાર મૂળે શુદ્ધ ઓષ્ઠ્ય વ્યંજન હતો તેના ઉચ્ચારમાં દંત્ય ઉચ્ચાર ઘુસી જતાં તે દંતોષ્ઠ્ય બન્યો છે. આવી જ રીતે ઇંગ્રેજી f ના ઉચ્ચારમાં દંતોષ્ઠ્ય તત્ત્વ [૭૨]અનુપ્રવિષ્ટ થયું છે. બીજો દૃષ્ટાંત તાલવ્ય સ્પર્શવ્યંજનના ગ્રામ્ય ઉચ્ચારોનો છે. લૌકિક સ્થાનપરંપરામાં હાલ તાલુ અને દંત સ્થાન [૭૩]અવ્યવહિત પાસે છે. આથી ગ્રામ્ય જન શુદ્ધ તાલવ્ય च छ ज झ ના દંતતાલવ્ય ઉચ્ચાર કરે છે. મરાઠી ચકાર શુદ્ધ તાલવ્ય રૂપે ન બોલાતાં દંત્ય ઉષ્મવ્યંજનના આધાનથી શિષ્ટજનના મુખે પણ દંતોષ્મતાલવ્ય રૂપે બોલાય છે. ઉષ્માધાન જે મરાઠીમાં આવા વિરલ પ્રસંગમાં પ્રવર્તતું શ્રુતિગોચર થાય છે, તેનો ઇંગ્રેજી આરબી વગેરેમાં વ્યાપ્તિપ્રદેશ બહોળો છે; જે તે ભાષાના ઉચ્ચારોના અવલોકનથી પ્રતીત થશે.[૭૪]

ઉચ્ચાર નછરો અને [૭૫]નિષ્પ્રાણ હોવાથી અલ્પપ્રાણ અઘોષ વ્યંજનનું આયુષ ટૂંકું છે, જેને લીધે क च ट त प વ્યંજન લોપ પામી નિરંજન સ્વર જ અવશેષ રહે છે. ઉદા. સં. √विक्ष 6 P (विकिर्) √ વેર, स्वप्न–સ્વપ્ન–સોણું. અલ્પપ્રાણ ઘોષ વ્યંજનનું આયુષ ઉચ્ચાર ભર્યો હોવાથી અલ્પપ્રાણ અઘોષ કરતાં વધારે છે. તેથી વિનાશમાંથી બચવા क च ट त प ઉચ્ચાર ग ज ड द व રૂપ ધારણ કરે છે. ઉદા. સં. काक–કાગ–કાગડો, त्वच्–તજ, कीट–કીડો, वर्षारात्र–વરસાત–વરસાદ, √स्थापय–√થાબડ. પરંતુ

૭૨ દાખલ થયું. ૭૩ અડોઅડ, વચ્ચે અંતરાય વગર. ૭૪ જુઓ આરબી ઐાય વગેરે અને ઇંગ્રેજી ઝેડના વિલક્ષણ ઉચ્ચાર. ૭૫ પ્રાણરહિત.

તાલવ્ય હ્રસ્વ સ્વરનો જ મૃદુ અર્ધસ્વર થાય છે, ઓષ્ઠ્ય હ્રસ્વ સ્વરનો મળતો મૃદુ અર્ધસ્વર ઘણુંખરું થતો નથી; ઉદા. લાડુ–લાડુઓ–લાડુવો–લાડવો.

# અનુપૂર્તિ ૨

## પ્રાણવિધાન

કેટલાંક વરસ થયાં 'મોટું' કે 'મો઼ટું', 'અમે' કે 'અ઼મે', 'જયારે' 'જ્યા઼રે' કે 'જારે,' 'જેનો' કે 'જે઼નો,' કયું ખરું તે વિષે ચર્ચા ચાલ્યા કરે છે. એના સમાધાનનો માર્ગ સરળ કરવા √સરજ ધાતુ લો. એમાં ક્રિયાવાચક અન પ્રત્યય ઉમેરો એટલે સરજન (=ઉત્પત્તિ) થશે. એને હવે કર્તૃવાચક कार ઉપરથી થયેલો आर પ્રત્યય લગાડશો, તો ક્રિયાવાચક નામ સરજનનો અંત્ય ને કર્તૃવાચક आर પ્રત્યયનો આદિ आ પાસપાસે આવશે. अ ને आ નો સંધિ કરવાથી એકમાત્રાપૂર વજન ઘટી પડે. પરંતુ જ્યાં સુધી વ્યુત્પત્તિ સમજાય એવું શબ્દનું સ્વરૂપ રહ્યું હોય, ત્યાં સુધી ભાષા વજન ઘટવા દેતી નથી. વજન જાળવવાનો એક પ્રકાર પ્રક્ષેપ છે. પ્રક્ષેપના વ્યંજન બહુ છે, જેમાંનો એક મહાપ્રાણ હકાર છે. એ હકાર વચ્ચે નાંખો, એટલે સરજનહાર એવું રૂપ થશે, જે અત્યારે આપણે કવિતામાં વાપરિયે છિયે. વિક્રમના સોળમા શતકમાં એ જ રૂપ એકલું વપરાતું હતું. સમય જતાં મહાપ્રાણ હકાર વિકાર પામી પૂર્વના સ્વરમાં પ્રાણરૂપે ભળ્યો, જેથી તે શબ્દ સરજના઼ર એ રીતે બોલાવા લાગ્યો. આ ઉચ્ચાર સત્તરમા શતકમાં પ્રચલિત હતો. પ્રાણ-ધ્વનિને માટે અધોબિંદુ જેવો સંકેત ન હોવાથી એ ઉચ્ચાર સરજનાહાર એમ લખી બતાવાતો, પણ તેનું વજન તો છ માત્રાનું જ લેખાતું; જે દર્શાવે છે કે ઉચ્ચાર સરજના઼ર જ થતો.

વજન જાળવવા મૂળે હકારનો પ્રક્ષેપ કરેલો હતો, તે તો સત્તરમા શતકમાં ઘટ્યું; એટલે પછી મહાપ્રાણ–પ્રાણની જરૂર ન રહેતાં તેનો લોપ થયો ને सरजनार રૂપ થયું. આ દૃષ્ટાંતમાં ધ્યાનમાં રાખવા યોગ્ય બે બાબત છે; – એક તો વજન જાળવવા હકારનો પ્રક્ષેપ અને બીજી વજન ઘટ્યા પછી પ્રક્ષેપોત્થ પ્રાણધ્વનિનો પરિત્યાગ. હવે આપણે 'મોટું' કે 'મ્હોટું' બોલવું તે વિચારિયે. સં. महत्‌ના અંત્ય વ્યંજનને બચાવવા દ્વિર્ભાવથી સંયુક્ત त्त નીપજાવી "સ્થાનાંતરવિધાન"થી દંત્યનો મૂર્ધન્ય કરવાથી પ્રા. महट्ट થાય છે. એમાંનો હકાર પ્રાણતત્ત્વમાં વિસર્ગને મળતો હોવાથી વિસર્ગ જેવા સંધિકાર્યમાં કામે લાગતાં मोट्ट રૂપ થયું. તેમાંના એક ટકારનો લોપ થઈ અકારનો ઉકાર થતાં અને અનુસ્વાર મોળો પડતાં ચાલુ 'મોટું' રૂપ થયું. એ જ ગ્રાહ્ય લાગે છે. સંસ્કૃત महत्‌માંનો હકાર સંધિકાર્યમાં ખપી ગયો પછી પ્રાણધ્વનિનું વિધાન થઈ શકે નહિ, કેમકે અર્થભેદે સ્વરૂપભેદ કરવા જેવું કંઇ કારણ પ્રસ્તુત વિષયમાં છે નહિ. સબબ 'મ્હોટું' લખવું સોપપત્તિક નથી. બીજો શબ્દ જે 'અમે,' તે વૈ. अस्मे પ્રા. अह्मे ઉપરથી મહાપ્રાણનો પ્રાણધ્વનિ થઈ તેનાથી આરંભનો અકાર અનુપ્રાણિત થવાથી બન્યો છે. આ શબ્દમાં પ્રાણધ્વનિ પ્રક્ષિપ્ત નથી. સબબ 'અમે' લખવું ઉચિત છે, પ્રાણધ્વનિનો પરિત્યાગ કરી 'અમે' લખવું યોગ્ય નથી. ત્રીજો શબ્દ વિચારવાનો 'જયારે' 'જ્યારે' કે 'જારે' છે. એ જૂ. ગૂ. जिवारि ઉપરથી છે. અલ્પપ્રાણ વકાર નાશ પામતાં વજન જાળવવા હકારના પ્રક્ષેપથી जिवारिનું जिहारि અને પ્રથમાક્ષરમાં ઇકારને સ્થાને અકાર મૂકવાથી जहारि બોલાયું. પછીથી મહાપ્રાણનો પ્રાણધ્વનિ થતાં છેલ્લું રૂપ जाहारि (=जारि) બન્યું, ને પ્રક્ષેપોત્થ પ્રાણધ્વનિનો

પરિત્યાગ કરતાં ચાલુ ગ્રામ્ય રૂપ 'જારે' થયું; અને પ્રથમાક્ષરમાં અસલ હ્રસ્વ તાલવ્ય સ્વરના પ્રતિનિધિ રૂપ યકારના સમાવેશથી શિષ્ટ 'જ્યારે' રૂપ પણ સિદ્ધ થયું. એ જોતાં 'જ્યારે' બોલવું ને લખવું અનુપપત્તિક છે. ચોથો શબ્દ 'જેનો' કે 'જેનો'. એ જિ (સં. યદ્) સર્વનામમાં મત્વર્થીય તન પ્રત્યય ઉપરથી થનારો અનઉ પ્રત્યય ઉમેરતાં હકારના પ્રક્ષેપથી થયું છે. જિહનઉમાંનો હકાર સમય જતાં પ્રાણાવશેષ થયાથી જિહ્નિઉ (=જ઼િનઉ) નીપજ્યું. તે ઉપરથી હ્રસ્વ સ્વરનો ગુણસ્વર થયે 'જ઼ેનો' રૂપ સિદ્ધ થયું. એ દૃષ્ટિએ 'જેનો' લખવું ને બોલવું તે અયોગ્ય ગણાય.

[ છપાયો: ૧૯૦૫ અને પહેલી સાહિત્ય પરિષદમાં વંચાયો ]

# મુગ્ધાવબોધ ઔક્તિક

સંસ્કૃત ભાષાના વ્યાકરણને લગતો આ એક નહાનો સરખો નિબંધ છે.[1] સંસ્કૃત ઉક્તિ એટલે બોલવાની રીત વિષે એમાં નિયમ આપ્યા છે માટે, અથવા તો પાધરી અને વાંકુડી અથવા कर्ता, कर्म અને भाव उक्तिનું એમાં પ્રધાનપણે વિવેચન કર્યું છે[2] માટે એને ઔક્તિક નામ આપ્યું છે. કેવળ સંસ્કૃત દ્વારા વ્યાકરણ શીખવું મુશ્કેલ પડે એવા મુગ્ધ પુરુષોને માટે ખસુસ કરી આમાં ઠેર ઠેર પ્રાકૃતમાં[3] સમજૂતી આપી છે.

---

૧ પશ્ચિમ ગોળાર્ધના ટાપુ નજરે પડતાં હિંદની સોનાની ભૂમિ જોવા તલપી રહેલા ઉત્સાહી કોલંબસે જેમ તેમને હિંદ નામ આપ્યું હતું, તેમ માતૃભૂમિ અને માતૃભાષા પ્રતિની ભક્તિના પ્રકર્ષને લીધે प्रायः प्राकृत उक्तीनां किंचिदाम्नायसंग्रहः એ આરંભની પંક્તિમાંના प्राकृतः શબ્દ ઉપરથી તથા ઔક્તિકની જૂની ગુજરાતી ભાષા ઉપરથી રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવે આ સંસ્કૃત વ્યાકરણને લગતા નિબંધને ગુજરાતી વ્યાકરણનું નામ આપ્યું જણાય છે; તે ભ્રાંતિ જ છે. વ્રજલાલ શાસ્ત્રીયે રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવને ભૂલાવામાં નાંખ્યા હોય એમ જણાય છે. ગુજરાતી ભાષાના ઇતિહાસમાં ઔક્તિકને તેઓ 'ગૂજરાતી ભાષાનું વ્યાકરણ' જ કહે છે.

૨ આવી જ રીતે જૂના પ્રસ્થાનમાં અલંકારનું પ્રધાનપણે વર્ણન આવવાથી કાવ્યશાસ્ત્રનો વિષય ચર્ચતા શાસ્ત્રને અલંકારશાસ્ત્ર નામ મળ્યું છે; વળી ન્યાય એટલે અનુમાન પ્રધાનપણે સમજાવતું હોવાથી તર્કશાસ્ત્ર ન્યાયશાસ્ત્રના નામથી ઓળખાયું છે.

૩ ગ્રંથકાર 'વ્યાકરણના સંપ્રદાય પ્રમાણે ઉક્તિયોનો પ્રાકૃતમાં સંગ્રહ' કરવાનો પોતાનો વિચાર દર્શાવી ગ્રંથ આરંભે છે.

આ લઘુ નિબંધનો આરંભ संज्ञा પ્રકરણથી થાય છે. તેમાં ચૌદ સ્વર અને તેમના समान, ह्रस्व, दीर्घ, संध्यक्षर, नामी, प्लुत આદિ ભેદ ઓળખાવ્યા છે; પછી વ્યંજનોના વર્ગ પાડી ગણાવ્યા છે, અને अघोष, घोषवंत, शिट्, धुट्, આદિ સંજ્ઞા સમજાવી છે. બીજા પ્રકરણમાં ત્રણ लिंग (=જાતિ), ત્રણ काल, ત્રણ अर्थ (=પુરુષ) અને નામની સાત विभक्ति ગણાવી છે, અને विभक्ति वचनના પ્રત્યય આપ્યા છે તથા રૂપાખ્યાન સારું સાઠેક સ્વરાંત ને વ્યંજનાંત નામ ટાંકયાં છે. अधिकारनी સમજૂતી ત્રીજા પ્રકરણમાં છે. ચોથું પ્રકરણ कृदंत વિષે છે; તેમાં સંબંધક કૃદંત, હેત્વર્થ કૃદંત, પરસ્મૈપદી ધાતુનો पाधरीं उक्ति-(=મૂળભેદ)નો વર્તમાન કૃદંત, કર્તૃવાચક કૃદંત, અને वांकुडी उक्ति (=સહ્યભેદ)નો વર્તમાન કૃદંત, એ પાંચ સમાવ્યા છે. ત્યારપછી पाधरी उक्ति અને वांकुडी उक्तिનું પ્રકરણ આવે છે. पाधरी उक्तिમાં ક્રિયાપદ કર્તા પ્રમાણે પુરુષ વચન લે છે; આથી તેને कर्ता उक्ति પણ કહે છે. वांकुडी उक्ति માં ક્રિયાપદને કર્મ પ્રમાણે પુરુષ વચન લાગે છે; માટે તે कर्मि–उक्ति પણ લખાય છે. वांकुडी उक्तिમાં જ્યારે કર્મ નથી હોતું–એટલે ક્રિયાપદ ત્રીજા પુરુષના એકવચનમાં આવે છે, અર્થાત્ તેને ક્રિયાના ભાવ પ્રમાણે પુરુષ વચન લાગે છે, ત્યારે તે भावि उक्ति કહેવાય છે.[4] છઠ્ઠા પ્રકરણનો વિષય भावलक्षण

૪ वांकुडी उक्तिનો એક ત્રીજો પ્રકાર પણ ગણાવ્યો છે; તેમાં કર્તા નથી હોતો, ને માત્ર કર્મ, ઔક્તિકકાર લખે છે તેમ, કર્તાપણે બોલાય છે. ઉદા: इह सोनउं सहुंगउं वीकाइ. આ પ્રકારને कर्मकर्ता उक्ति નામ આપ્યું છે. પાછળથી આ પ્રકાર ગણત્રીમાંથી કમી કરી ઔક્તિકકારે कर्ता उक्ति, कर्मि उक्ति, અને भावि उक्ति એ ત્રણ જ ભેદ કબૂલ રાખ્યા છે. આથી કદાચ कर्मकर्ता उक्तिનો ભાગ ક્ષેપકે હોય.

એટલે કે सति सप्तमी અથવા ખંડોક્તિ છે. પાંચમા પ્રકરણમાં પૂર્ણોક્તિના कर्त्ता उक्ति, कर्मि उक्ति અને भावि उक्ति એવા ત્રણ ભેદ પાડ્યા છે, તેમ અહીં પણ ખંડોક્તિના कर्त्ता भावलक्षण, कर्मि भावलक्षण, અને भावि भावलक्षण, એવા ત્રણ પ્રકાર બતાવ્યા છે. સાતમા પ્રકરણમાં संधिના નિયમો આપ્યા છે. આઠમા પ્રકરણમાં द्वंद्व, तत्पुरुष, कर्मधारय, बहुव्रीहि, द्विगु અને अव्ययीभाव એ ૭ સમાસ સમજાવ્યા છે. પછી નવમા પ્રકરણમાં સ્વામિત્વવાચક इन् અને मत् (કે वत्) પ્રત્યય, ભાવવાચક त्व, ता, અને य પ્રત્યય, સાદૃશ્યવાચક वत् અને इव, નામધાતુ બનાવનાર આચારાર્થ क्विप् અને यक् પ્રત્યય, ઇચ્છાવાચક काम्य અને क्यन्, અભૂતતદ્‌ભાવાર્થ च्वि પ્રત્યય, તાદ્રૂપ્યાર્થ मय પ્રત્યય અને પ્રકર્ષાર્થ तर અને तम પ્રત્યયની હકીકત છે. અહિં સાત विभक्ति, ત્રણ उक्ति, ૭ समास, અને ઉપરના કેટલાક પ્રત્યયના ઉદાહરણ તરીકે સંસ્કૃતમાં सर्वजिनसाधारणस्तोत्र આપ્યું છે. દશમું પ્રકરણ कारक પ્રક્રિયા વગેરેથી ભર્યું છે; અને તેમાં પાછળથી કેટલાક હાલ ચાલ ઉપયોગના સિદ્ધ અને સાધિત શબ્દો આપ્યા છે, તથા સંખ્યાર્થ શબ્દોના પ્રયોગની સમજૂતી આપી છે. અહિં કારકાદિ વિભક્તિ વિષે મુખપાઠ સારું સંસ્કૃતમાં શ્લોકબદ્ધ કારિકા આપી છે. અગિયારમા પ્રકરણમાં भ्वादि ગણના નવ અનુબંધ બતાવ્યા છે. બારમું પ્રકરણ क्रियापद વિષે છે. તેમાં वर्तमाना, सप्तमी (=વિધ્યર્થ), पंचमी (=આજ્ઞાર્થ) ह्यस्तनी, अद्यतनी, परोक्षा, आशीः, श्वस्तनी, भविष्यंती અને क्रियातिपत्ति એ દશ विभक्ति (=કાળવાચક અને અર્થવાચક રૂપ) માત્ર જણાવી છે,[૫] ત્રણ

---

૫ પાણિનીના દશ લકાર પૈકી પંચમ સંભવાર્થ ( subjunctive ) લેટ્ લકાર છાંદસ હોવાથી લૌકિક સંસ્કૃતમાં તે બાતલ કરીને ।પાણિનીય

અર્થ ( = પુરુષ ) તથા ત્રણ વચન ગણાવ્યાં છે, परस्मैपद અને आत्मनेपद સંજ્ઞા સમજાવી છે, અને દશ गणनो ભેદ કહી બતાવ્યો છે. તેરમા પ્રકરણમાં ધાતુના परस्मैपदी आत्मनेपदी અને उभयपदी, अकर्मक एककर्मक અને द्विकर्मक, તથા गणज नामज અને सौत्र એવા ત્રિધા ત્રિવિધ ભેદ બતાવ્યા છે. ચૌદમા પ્રકરણમાં કર્મણિ ભૂતકૃદંતના क्त (=त) અને કર્તરિ ભૂતકૃદંતના क्तवत् (=तवत्) તથા क्तपूर्विन् (=तपूर्विन्) પ્રત્યયની સમજૂતી છે, અને વીસ ઉપસર્ગની યાદી આપી છે તથા ધાતુ ઉપર તેમની અસર સહેજ કહી બતાવી છે. પંદરમા પ્રકરણમાં છંદઃશાસ્ત્રના આઠ गण એક આર્યામાં સમજાવ્યા છે, અને બે અનુષ્ટુપ્ શ્લોકમાં अनुष्टुप्નું લક્ષણ આપ્યું છે.[૬] અહિં નિબંધની સમાપ્તિ થાય છે.

આ નિબંધ શબ્દરૂપાવળી અને ધાતુરૂપાવળીની મદદ વગર નવા શિખાઉને ઉપયોગી થાય એમ નથી; કેમકે એમાં નામ અને ક્રિયાપદનાં રૂપાખ્યાન બતાવ્યાં નથી. એમાં शिट्, घुट्, नामिन् આદિ જે સંજ્ઞા વાપરી છે તે હેમાચાર્યના વ્યાકરણમાંથી લીધી છે. વળી નામ અને ક્રિયાપદના રૂપાખ્યાનના પ્રત્યયો પણ તેમાંથી જ લીધા છે. સંધિનાં તમામ સૂત્રો 'સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન'ના પ્રથમ અધ્યાયના બીજા તથા ત્રીજા પાદમાંથી ઉતાર્યાં છે. આ શિવાય બીજાં પણ છૂટાંછવાયાં સૂત્રો તે

ક્રમ પ્રમાણે **આજ્ઞાર્થ લકાર** પાંચમી અને **વિધ્યર્થ તથા આશીર્વાદાર્થ લકાર** પૈકી વિધ્યર્થ ક્રમપ્રાપ્ત સપ્તમી વિભક્તિ કહી જણાય છે. દશ વિભક્તિની સંખ્યા આશીર્વાદાર્થ ભિન્ન ગણી પૂરી કરી જણાય છે.

૬ મૂળમાં આવો સ્પષ્ટ વિષયવિભાગ કહી બતાવવામાં આવ્યો નથી. તોપણ ઘણેક પ્રસંગે વિષયની સમાપ્તિયે व આવી સંજ્ઞા મૂકી છે; તેને આધારે ઉપર પ્રકરણ પાડવામાં આવ્યાં છે.

વ્યાકરણમાંથી લીધાં જણાય છે.[૭] સમાસકારિકા, કારકાદિ વિભક્તિની કારિકા, અને બીજા વચ્ચે વચ્ચે આપેલા શ્લોક તે ઔક્તિકકારની પોતાની જ કૃતિ છે કે અન્યની, તે ખાતરીથી કહી શકાતું નથી. નામની વિભક્તિ આદિના ઉદાહરણમાં સર્વજિનસાધારણ-સ્તોત્ર આપ્યું છે તે તો જયાનંદનું છે. એ જયાનંદ વિષે આગળ કહેવામાં આવશે.

ઉપર કહ્યું તેમ વ્યાકરણ તરીકે પ્રસ્તુત ઔક્તિત પ્રસિદ્ધિપાત્ર નથી. પરંતુ કાળબળે રચનારે સ્વપ્નમાં એ નહિ ધારેલી એવી કોઇ નવીન વિલક્ષણ યોગ્યતા તેનામાં આવી છે. ઇસવીસનની ચૌદમી સદીના છેવટ ભાગની ગુજરાતી વાણીની ઝાંખી હાલમાં આપણને માત્ર પ્રસ્તુત ઔક્તિકથી જ થાય છે. એ અપૂર્વ દર્શન સાક્ષર શાબ્દિકોને કરાવ્યા બાબત જ આભારયુક્ત ચિત્તથી અત્રે રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવને ધન્યવાદ આપિયે છિયે.

ઔક્તિકનાં છેલ્લાં છ પ્રકરણ કેવળ સંસ્કૃતમાં છે. પહેલા, બીજા અને સાતમા આઠમા પ્રકરણમાં સૂત્ર અને કારિકા સંસ્કૃતમાં છે, અને વિવેચન પ્રાકૃતમાં છે. ત્રીજું, ચોથું, પાંચમું, છઠ્ઠું અને નવમું એ પાંચ પ્રકરણો તો કેવળ પ્રાકૃતમાં છે. આ રીતે નિબંધનો અર્ધ ઉપરાંત ભાગ પ્રાકૃતમાં એટલે જૂની ગુજરાતીમાં લખાયલો છે. ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ ‘સરસ્વતીકંઠાભરણ’ના કર્તા ભોજદેવના સમય પહેલાં થયો જણાય છે, તોપણ છેક નરસિંહ મહેતાના અને પદ્મનાભના સમય સુધી તે પ્રાકૃત કે અપભ્રંશ એવા સામાન્ય નામથી ઓળખાતી જોવામાં આવે છે. આ રીતે પ્રાકૃત શબ્દ ઉપરથી જ રખે કોઈ એમ માને, કે એ માગધી

૭ જુઓ અઘોષ અને શિટ્‌ની વ્યાખ્યા વગેરે.

કે જૈન પ્રાકૃત છે. જેમ 'સુરતસંગ્રામ' કે 'ગોવિંદગમન'ની, 'કાન્હડદે પ્રબંધ'ની, 'હરિલીલા'ની અને 'કાદંબરી' આદિની ભાષા તે ગુજરાતી જ છે, તેમ આ પણ છે. 'સુરતસંગ્રામ'ને અંતે નરસિંહ મહેતા 'અપભ્રંશ' નામ આપે છે, અને 'કાન્હડદે-પ્રબંધ'ના આરંભમાં પદ્મનાભ 'પ્રાકૃત'માં કાવ્ય કરવાનું કહે છે, તે ઉપરથી એમ કોઈ નહિ જ ભૂલ ખાય કે એ આપણી માતૃભાષા ન હોય.

એ પ્રાકૃત અથવા જૂની ગુજરાતીમાં વિલક્ષણ શું નજરે પડે છે, તેનું પરિશીલન કરિયે. ઔક્તિકમાં પુલ્લિંગ પ્રથમાના એકવચનનો પ્રત્યય બહુધા उ વાપર્યો છે. પાલી આદિ પ્રાકૃતમાં એને ઠેકાણે ओ નજરે પડે છે, અને તે ओ સંસ્કૃત અકારાંત નામના સંબંધે વપરાય છે; ઉદા. સં. देवः પ્રા. देवो. ઔક્તિકમાં તે અન્યત્ર પણ લગાડેલો જોવામાં આવે છે. ઉદા. સં. विवेकी, प्रमादी; ઔ. विवेकिउ, प्रमादिउ. આ उકાર અકારાંત નામને લાગતાં કોઈ વખત જૂદો જ રહે છે; ઉદા. पहिलउ ઇ. અથવા તો કોઈ વખત પૂર્વના अ માં મળી જાય છે, અને अ ને उ બંને બદલ उ જ લખાય છે; ઉદા. संसारु, संबंधु.[૮] નપુંસક રૂપ પુલ્લિંગ રૂપથી માત્ર અનુસ્વારે કરી જૂદું પડે છે; ઉદા. सोनउं, देहरउं, सहुंगउं ઇ. જેમ કેટલાક કીટપતંગાદિક જંતુ નવનવાં શરીર ધારણ કરે છે, નવનવા ભવ જુએ છે, તેમ આ બે પ્રત્યયો વિષે થયું છે. સંસ્કૃતના પુલ્લિંગ પ્રથમાના એકવચનના પ્રત્યય स् કે વિસર્ગનું રૂપ બદલાઇ પ્રાકૃતમાં તેનો ओ થયો. પ્રાકૃતમાંથી બહુધા મૂળ અર્થમાં જ સંક્ષિપ્ત उ રૂપે તે પ્રત્યય

---

૮ બદલાયા વગર આવા રૂપમાં રહેલા ચાલુ ગુજરાતીમાં 'પિયુ' જેવા કેટલાક શબ્દ મળી આવે છે.

જૂની ગુજરાતીમાં આવ્યો. ચાલુ ગુજરાતીમાં આવતાં તેણે પુનઃ પૂર્ણ ઓ રૂપ ધારણ કર્યું; પરંતુ અહિં તેમાં એક નવીન જ ફેરફાર થયો. મૂળ પ્રત્યય સંસ્કૃતમાં તેમ જ પ્રાકૃતમાં વિભક્તિ-વચનવાચક હતો. વર્તમાન ગુજરાતીમાં તે જાતિવાચક જ બની રહ્યો. નપુંસક પ્રથમાના એકવચનના પ્રત્યયમાં પણ લગભગ આવો જ રૂપમાં અને અર્થમાં ફેરફાર થયો. એ અદ્યાપિ ઉં રૂપે નાન્યતર નામોમાં ભળેલો નજરે પડે છે, પરંતુ તે જાતિ-વાચક તરીકે જ, વિભક્તિવચનવાચક તરીકે નહિ.

તૃતીયા અને સપ્તમી વિભક્તિના પ્રત્યયો વિકારના વમળમાં ઓછા ઘુમરાયા છે. સંસ્કૃત પ્રત્યયોમાં જાતિ વિભક્તિ અને વચનનો ત્રિવેણીસંગમ છે. સરળ કરવા તરફના સ્વાભાવિક વલણથી અર્વાચીન ભાષાએ એ અવ્યાકૃત સ્થિતિ (synthetical stage) તજી સંકેતિત અર્થની સમૃદ્ધિમાં નુકશાન વેઠીને પણ ગોટાળો દૂર કર્યો. તૃતીયા અને સપ્તમીના પ્રત્યયો ઔક્તિકમાં આપણને અનુક્રમે इ, इं, કે इइं રૂપે અને इ કે इं રૂપે દર્શન દે છે. બે એ પ્રત્યયકુળ સંસ્કૃત પુલ્લિંગ અને નપુંસક અકારાંત નામની તૃતીયા સપ્તમીના એકવચનના इन અને इ પ્રત્યયો ઉપરથી અનુક્રમે થયા છે.[૯] આપણી ભાષાએ મૂળનો વિભક્તિનો સંકેત સ્વીકારી તેમાંનો જાતિ વચનનો અંશ તજી દીધો છે. આ રીતે એક તરફથી તેનો ગર્ભિતાર્થ ઘટ્યો, તો બીજી તરફથી તેનો વ્યાપ્તિપ્રદેશ વધ્યો અને સરળતા સિદ્ધ થઈ. સંકેતસંકર દૂર કરવાના પ્રયત્નમાં નવા ઉપજેલા પંચમી પછી

૯ આ ગુજરાતી પ્રત્યયોના ઉદ્ભવમાં પ્રાકૃત સ્ત્રીલિંગ નામના તૃતીયા સપ્તમીના એકવચનના પ્રત્યયો, તેમજ પ્રથમ પુરુષ અને દ્વિતીય પુરુષ સર્વનામનાં તે તે રૂપોમાં દષ્ટિએ પડતા પ્રત્યયો સહાયભૂત છે.

આદિના ચાલુ વ્યાકૃત સ્થિતિ ( analytical stage ) ના પ્રત્યયો પણ સહાયભૂત થયા. એ અર્વાચીન પ્રત્યયો વ્યુત્પત્તિપક્ષે શુદ્ધ વિભક્તિના અર્થના જ બોધક હતા; જાતિ કે વચનનો અર્થ તેમાં સમાયો જ ન હતો.

ઔક્તિકના તૃતીયા સપ્તમીના પ્રત્યયોમાં જે અનુસ્વાર છે તે આગંતુક છે. પહેલા પુરુષના અને બીજા પુરુષના સર્વનામનાં તૃતીયા સપ્તમીના એકવચનનાં પ્રાકૃત તેમ જ જૂની ગુજરાતીનાં રૂપ મઇ, તઇ ઇ. જોઇશું તો તેમાં અનુસ્વાર નજરે પડતો નથી. વળી અર્વાચીન તે તે વિભક્તિના પ્રત્યય ( એ, એ ) માં પણ અનુસ્વાર નથી જ.

એ રીતે જે ત્રણ પ્રાચીન પ્રત્યયો કાળપ્રવાહમાં તણાતા તણાતા ગુર્જરી વાણીના પ્રદેશમાં આવીને પડ્યા છે તેમનાં અવનવાં અવસ્થાંતર થયાં છે. પ્રથમાનો પ્રત્યય કાળનાં મોજાંના ઝપાટામાં અથડાઇ કૂટાઈ સ્વરૂપનું કેવળ ભાન ભૂલી જાતિવાચક બની રહ્યો છે, તો તૃતીયા સપ્તમીના અદમૂઆ પણ કંઇક જાતિસ્મર પ્રત્યયો વિભક્તિવાચક રૂપે જ રહ્યા છે.

અવ્યાકૃત સ્થિતિ ( synthetical stage )ના પ્રત્યયોના વિપ્લવમાંથી ગમે તેમ બચી આવેલા આ ત્રણ પ્રાચીન પ્રત્યયો શિવાય બીજા પણ છે. સંસ્કૃતમાં પુલ્લિંગ અકારાંત નામની પ્રથમાના બહુવચનનો પ્રત્યય अस् છે, જે ઉમેરવાથી देव ઉપરથી देवाः રૂપ થાય છે. તે ઉપરથી પાલી આદિ પ્રાકૃતમાં વિસર્ગનો નાશ થઈ આ પ્રત્યય ઊપજ્યો; ઉદા. देवा. ઔક્તિકમાં शेषा (=સં. शेषाः ) આદિ રડ્યાં ખડ્યાં રૂપ જોવામાં આવે છે તે કાંતો સંસ્કૃત પ્રાકૃતના સ્વૈચ્છિક અનુકરણને લીધે હોય, અથવા તો ઉપર કહેલા ક્રમપ્રાપ્ત તદ્ભવ आ પ્રત્યયથી થયેલાં મૂળ-

લિંગાદિ–વિશિષ્ટ–અર્થવાળાં અણછતાં થતાં વિરલ ઉદાહરણ હોય. અમને બીજી કલ્પના કબૂલ છે. પ્રસ્તુત આ પ્રત્યય વિભક્તિના અર્થ રહિત કેવળ પુંલ્લિંગ બહુવચનવાચક તરીકે અર્વાચીન ભાષામાં તદ્‌ભવ ઓકારાન્ત નામ વિશેષણ કૃદંતોમાં પુષ્કળ વપરાય છે. સંસ્કૃત અકારાંત નપુંસક નામોની પ્રથમાના બહુ-વચનનો પ્રત્યય आनि છે. તે ઉપરથી ઉપર પ્રમાણે વિભક્તિનો અર્થ તજી દેઈ ચાલુ નપુંસક બહુવચનવાચક આં પ્રત્યય[10] ઊપજ્યો. તે ઔક્તિકમાં नवां આદિ રૂપમાં જોવામાં આવે છે. સંસ્કૃત अस् પ્રત્યય ઉપરથી પ્રાકૃતમાં અકારાંત શિવાયનાં પુંલ્લિંગ નામોમાં અને બધાં એ સ્ત્રીલિંગ નામોમાં પ્રથમાના બહુવચનનો પ્રત્યય ओ ઉત્પન્ન થયો; ઉદા. अग्गीओ, गुरूओ, मालाओ, बुद्धीओ, घेणूओ ઇ. એ પ્રત્યય પણ વિભક્ત્યર્થ ખોઈ બેઠો તેની સાથે જાત્યર્થ પણ ચૂક્યો. એ રીતે એ નરો બની શુદ્ધ બહુવચનના પ્રત્યય તરીકે અર્વાચીન બોલીમાં પ્રતિષ્ઠા પામ્યો; અને કાળાંતરે બળ વધ્યે બિચારા દૂબળા પડેલા તદ્‌ભવ પ્રત્યય આ તથા આં-ને માથે ચઢી બેઠો. આથી 'છોકરાઓને' 'ઈંડાંઓને' કહેવામાં જો કે પ્રત્યયની પુનરુક્તિ તો થઈ, તોપણ તેથી 'છોકરાને' 'ઈંડાંને' કહેવા જતાં એકવચનનો સંદેહ અને ભ્રમ ઊપજતો દૂર થયો.

પ્રાચીન તદ્‌ભવ પ્રત્યયો છોડી હવે આપણે અર્વાચીન તદ્‌ભિન્ન[11] પ્રત્યયોના પ્રદેશમાં ઉતરિયે. ચતુર્થી દ્વિતીયાના અર્થનો જૂનો नइ (=નવો 'ને') પ્રત્યય ષષ્ઠીના અર્થના तन મૂળ ઉપરથી થયો હોવાથી ષષ્ઠીના પેટામાં આવે છે, માટે ષષ્ઠીના

---

૧૦ પ્રાકૃતમાં તેનું आइं રૂપ જોવામાં આવે છે.

૧૧ મૂળ સંસ્કૃતમાં સાત વિભક્તિના જે પ્રત્યયો આપ્યા છે તેથી ભિન્ન.

અર્વાચીન પ્રત્યયના વિવેચનમાં તે વિષે કહેવામાં આવશે. તે મૂકી દેતાં લક્ષમાં લેવા યોગ્ય પંચમી વિભક્તિ છે. ઔક્તિકમાં તે વિભક્તિનો અર્થ બતાવવા तउ, हूंतउ ને थउ કે थकउ પ્રત્યય આપ્યા છે. એમાંનો પહેલો અવ્યય બનાવનાર સં. तस् પ્રત્યય ઉપરથી છે. પ્રાકૃતમાં તે પંચમીના અર્થમાં तो કે त्तो રૂપે દર્શન દે છે. 'મુગ્ધાવબોધ'ના સમયની નંદિષેણ કૃત अजित-शांतिस्तवनी નનામી ગુજરાતી અવચૂરિમાં આપણા ઔક્તિકની પેઠે તેનું तउ રૂપ વાપર્યું છે. એ પ્રત્યય અર્વાચીન ગુજરાતીમાં ઉતરી આવ્યો નથી. પરંતુ તેની સહોદરી હિંદીમાં એ तें રૂપે અદ્યાપિ રહ્યો છે. અમારી સરતચૂક ન થતી હોય તો બીજો પ્રત્યય हूंतउ ભીમ કવિની સંવત્ ૧૫૪૩ ની 'હરિલીલા'માં એક વાર વપરાયલો છે. ચંદ વરદાયીના 'પ્રથીરાજ રાસા'માં એને મળતાં રૂપ નજરે પડે છે; ઉદા. केतीक दूर अजमेर हूंत ( અજમેરથી કેટલેક દૂર ), અને कहत सिद्ध किहि पुर हुतों ( સિદ્ધ કહે છે, 'કયા શહેરથી ?' ). જો આપણો જૂનો हूंतउ પ્રત્યય तउની પેઠે અવ્યય બનાવનાર ન હોય પરંતુ વિકારી વિશેષણ સરખું રૂપ ઉપજાવનાર હોય, તો મરાઠી हून અને બંગાળી हइतेनी પેઠે સં. भू ધાતુ ઉપરથી ઊપજ્યો સમજાય, અને એ તથા હિંદી हूंत કે हुतों બંગાળી हइतेनी પેઠે भू ના વર્તમાન કૃદંત भवंत् ઉપરથી થયા લેખાય. આ બાબત નિર્ણય કરવા અનેક દૃષ્ટાંતની જરૂર છે. ચાલુ બોલીમાં એ પ્રત્યય રહ્યો નથી. ઔક્તિકનો ત્રીજો પ્રત્યય थउ કે थकउ છે. એનું ઓળખાણ કરાવવું પડે એમ નથી. એનો પરિવાર બહોળો અને બળવાન છે. કવિતામાં એ વિકારી 'થો-થી-થું, થકો-થકી-થકું' ઇ. કે કેવળ અવિકારી

'થકી-થી' રૂપે દેખા દે છે.[૧૨] ગદ્યમાં હાલમાં કેવળ અવિકારી 'થી' વપરાય છે; તે તૃતીયાના પ્રાચીન તદ્ભવ પ્રત્યય 'એ'ની જગા પચાવવાનું કરતો જણાય છે. ટેલર સાહેબ આપણા આ અર્વાચીન થકારાદિ પ્રત્યયને બળાત્કારે સં. તસ્ ઉપરથી ઉપજાવવા મથે છે. પણ તે મિથ્યા માથાકૂટ છે. ષષ્ઠીના 'કેરો-કેરી-કેરું,' 'તણો-તણી-તણું' અને 'નો-ની-નું' ઈ. પ્રત્યયોની પેઠે હાલ પણ તે ત્રણ જાતિમાં જૂદાં જૂદાં રૂપો ધારણ કરે છે. તેથી તેનું મૂળ વિકારી હોવું જોઇએ; અવિકારી તસ્ ઉપરથી તે ઉપજાવાય નહિ. વળી નીચે આપેલા જાણીતા કવિયોના ફકરાઓ ઉપરથી પણ જણાઈ આવશે, કે એ પ્રત્યયમાં અવ્યયાર્થ તસ્ પ્રત્યયની પેઠે મૂળે ભાવલક્ષણનો અર્થ છે, અપાદાનનો અર્થ નથી; તે તો તેમાં પાછળથી ઉપજી આવ્યો છે.

---

૧૨ જુઓ પ્રેમાનંદ કૃત 'માર્કંડેય પુરાણ', કડવું ૪, કડી ૪-૫:—

એવા વેદાધ્યયની ન નિરખ્યા ઓણ રે
**વાદી થાતાં** (=એ વાદી છતાં) છતે નવ કોણ (=કોઇ) રે;
ભાઇ જઈ સંશય નિવારો ત્યાં ય રે
**થાતાં દર્શન** (=દર્શનથી) પાપ નાસે જ્યાં ય રે.

જુઓ વળી ભાલણ કૃત 'ઉત્તર કાદંબરી':—

पिहिलूं **दिग्विजय थया** रे लागा'ता वहू दीन जी,
हवडां वैशंपायन अर्थि जावूं उपनूं वंन्य जी.

दिग्विजय थया=દિગ્વિજયથી, દિગ્વિજયને લીધે.

જુઓ વળી એ જ:—

देवी तह्मो कीधा उपाय, माहारूं भाग्य नहीं **वल थाय.**

वल थाय=બળથી એ, બળથી પણ, બળ કરતાં.

બાંધ્યો થકો (=બાંધ્યો છતાં) હરિદાસ હસે લક્ષ્મીકાંત સાથે લક્ષ.
(પ્રેમાનંદ; 'સપ્તમ સ્કંધ', કડવું ૧૫)

ક્ષણમાં સ્થૂળ થકો (=સ્થૂળ છતાં) કૃશ હોય, કૃશ થો (=કૃશ છતાં)
સ્થૂળ તતક્ષણ સોય; જે પુરુષની પ્રકૃતિ ફરે, આઠ માસમાં નિશ્ચય મરે.
(રત્નેશ્વર; 'અશ્વમેધ', અધ્યાય ૫૭)

સદ્ય પાડીશ શરે તુજને દેખતાં હરિ તેહ;
હૂં થકી (=હું છતાં) હાવે તું નહિ જીવે; ઉગાર્ય તાહારો દેહ.
(રત્નેશ્વર; 'અશ્વમેધ', અધ્યાય ૪૨)

આ પ્રત્યય એકથી વધારે રૂપમાં જૂની ગુજરાતીમાં વપરાયલો જોવામાં આવે છે. પૂર્વે કહેલા अजितशांतिस्तवની અવચૂરિમાં थिकउ રૂપ વાપર્યું છે. અપ્રસિદ્ધ વિષ્ણુદાસ કૃત 'પદ્મનાભચરિત'માં स्यकी, स्थकु રૂપ જોવામાં આવે છે. 'અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક' નામે માસિકમાં છપાતા ગદ્ય રામાયણમાં थ्यकु રૂપ પણ મળી આવે છે. આ બહુરૂપી પ્રત્યય સં. स्था ધાતુ ઉપરથી થયો હોય એમ ધરાય છે. "ચાકર ગામથી આજ આવ્યો." એ વાક્યનો અર્થ વિચારીશું, તો "ચાકર (પૂર્વે) ગામ છતાં આજ આવ્યો—ચાકર પૂર્વે ગામ હતો (स्थित) તે આજ આવ્યો" એવી મતલબ નીકળશે. વળી "મારાથી આ કામ બનશે" એ ઉક્તિનું તાત્પર્ય "હું છતાં—હું હઇશ તો—આ કામ થશે" એવું નીકળે. આ રીતે વ્યુત્પત્તિદૃષ્ટિએ, કરણ અને અપાદાનનો અર્થ વાસ્તવિક—સ્વતઃસિદ્ધ નથી, પરંતુ આરોપિત પ્રસંગપ્રાપ્ત છે, એમ જણાશે. વ્યુત્પત્તિકૌતુકના રસિક પુરુષે અપાદાનાર્થ પ્રયોગ સાથે "હું મુંબાઈ થઈને આવ્યો", "હું સૂરત થતો આવ્યો" એ ઉક્તિઓ સરખાવવા યોગ્ય છે.

બીજો તદ્દભિન્ન અર્વાચીન પ્રત્યય પષ્ઠીનો અર્થ બતાવવા વપરાય છે તે છે. આ પ્રત્યયનો વિસ્તાર ને પ્રસાર થકારાદિ પંચમીના અર્થના પ્રત્યયથી પણ વિશેષ છે. ઔક્તિકમાં પષ્ઠીનો અર્થ બતાવવા तणउ અને नउने તેમનાં જાતિવચનપરત્વ ભિન્નરૂપ નજરે પડે છે. ચાલુ બોલીના 'નો–ની–નું' ઇ. અને કવિતામાં વપરાતાં 'તણો–તણી–તણું' ઇ. રૂપ એ મૂળનાં છે. એ એ પ્રત્યયકુળ અસલ સંસ્કૃત તદ્ધિત પ્રત્યય त्तन‌ના વંશનાં છે. આ વિકારી પ્રત્યય લાગવાથી આખું પદ વિશેષણ જેવું બને છે, એટલે કે તેનો જેની સાથે સંબંધ હોય છે તે પદનાં જાતિ વચન પ્રમાણે તે રૂપ બદલે છે. કોઈ વખત તૃતીયા અને સપ્તમીના પ્રાચીન તદ્દભવ પ્રત્યયો પણ સંબદ્ધ શબ્દના રૂપની અસરથી તે લે છે; ઉદા. तेहनइ योगि, तेहनइ पासि ઇ. એ રીતિ અર્વાચીન બોલીમાં "તેને યોગે", "તેની પાસે" વગેરે પ્રયોગોમાં ભિન્ન સ્વરૂપે ઉતરી આવી છે. "તેને યોગે", "તેને ઘેર" વગેરેમાં તો આપણે કહિયે છિયે કે પષ્ઠી સાથે સપ્તમીનો પ્રત્યય ભળ્યો છે. પરંતુ હ્રસ્વ तेहनइ–तेहनि–तेहिनुं દીર્ઘ તેની રૂપ કરી નાંખ્યાથી, "તેની પાસે" એ ઉદાહરણમાં પણ પષ્ઠી સાથે સપ્તમીનો પ્રત્યય જોડાયો છે, તે આપણા વૈયાકરણો કબૂલ રાખતા જણાતા નથી. ગમે તે રીતે તે પ્રયોગને બંધ બેસાડવા તેઓ નામયોગી અવ્યયોના મિથ્યા બે ભેદ પાડે છે, નારીજાતિ જેવા, અને નરજાતિ જેવા કે નાન્યતર જાતિ જેવા; અને પાસે વગેરે અવ્યયને ભ્રાંતિમાં કૂટાઈ નારીજાતિ અવ્યય બનાવે છે. અહિં પ્રસંગવશાત્ કહિયે છિયે કે "તેને કાજે", "તેને માટે", "તેને સારું" ઇત્યાદિ પ્રયોગમાં, અને "મારું–તારું" વગેરે રૂપ ઉપરથી થયેલાં "મારે–તારે" વગેરે રૂપોમાં, તેમજ દ્વિતીયા ચતુર્થીના પ્રત્યય તરીકે મનાતા અર્વાચીન તદ્દભિન્ન

'ને' પ્રત્યયમાં મૂળ ષષ્ઠીના અર્થના રૂપમાં સપ્તમીનો પ્રાચીન તદ્‌ભવ इ કે 'એ' પ્રત્યય સમાયો છે.

વિભક્તિનાં સંબંધ અર્થે ઔક્તિકમાં माहि, सिउं અને भणी એ ત્રણ નામયોગી વાપરેલા છે તે જાણવા જોગ છે. પ્રથમ નામયોગી ઉપરથી ચાલુ બોલીમાં નવો તદ્‌ભિન્ન સપ્તમીનો 'માં' પ્રત્યય ઉપજી આવ્યો છે. ઔક્તિકના નામયોગીમાં અવ્યયાર્થ સપ્તમીનો પ્રાચીન તદ્‌ભવ इ પ્રત્યય જોડાયલો છે તે જૂદો પાડતાં माह મૂળ રહે, તે બેવડા વિકારથી સં. दक्ष ઉપરથી 'ડાહ્યો' શબ્દ ઉપજાવાય છે તેમ સં. मध्य ઉપરથી થયું લેખાય. સં. मध्य ઉપરથી થયેલા मध्यम વિશેષણના અર્થમાં ઔક્તિક माहिलं આપે છે, તે એ કલ્પનાને કંઇ ટેકો આપે છે. હાલના "માંહિ–માંહ્ય" નામયોગીમાં જે અનુસ્વાર લખાય છે, તે આગંતુક છે. ઔક્તિકનો બીજો નામયોગી सिउं છે, તે કવિતામાં "સાથે"ના અર્થમાં વપરાતા "શું"ને મળતો છે. બંને સંસ્કૃત અવ્યય समम् ઉપરથી થયેલા છે. ત્રીજો નામયોગી भणी હાલમાં વપરાતા "ભણી"ને આકારમાં લગારે લગાર મળતો છે, તોપણ અર્થમાં તફાવત બહુ જણાય છે. ઔક્તિકમાં તે બે વાર વાપરવામાં આવ્યો છે. अजितशांतिस्तव ની અવચૂરિમાં भणी એક વાર નજરે ચઢે છે. એ તથા પદ્મનાભના 'કાન્હડદેપ્રબંધ' તથા ભાલણની 'કાદંબરી' વગેરેમાંથી भणीના વિલક્ષણ પ્રયોગના કેટલાંક ઉદાહરણ નીચે આપિયે છિયે.

जिहां कर्म कर्तापणइ बोलाइ, ते कर्मकर्ता उक्ति कहीयइ। तिहां कर्ता न उच्चरीयइ। कर्म आगलि कर्ता भणी प्रथमा।

(મુગ્ધા. ઔ. પૃ. ૭)

( वहुव्रीहि समासि ) अन्य पदार्थविशेषण भणी समासांति लिंग-वचन नवां हइं । ( મુગ્ધા. ઔ. પૃ. ૧૧ )

अति प्रसिद्ध भणी...पाखी...चउमासउ...सांवत्सरी पडिक्कमणइ... (इ स्तवन) अवश्यइ भणिवउं ( અજિત. અવ. શ્લો. ૩૯ )

जूनीसालसूकां खड, इंधण भणी घणां लक्कड । (કા.પ્ર.૪ । ૩૬)

भंडारि द्रव्य नहि । तेह भणी देवता आराधी पासा पामी स्वर्णथाळ भरी जूवटइ वइठु । ( નર્મકોષ, ઉપોદ્ઘાત )

( शीमलि वृक्ष ) जीर्ण पडवा भी भणी पवननि वलगु जांणि. (કાદં. કથામુખ)

तापसतणि श्रवणि धरी निरखी मिइ कुसुममंजरी ।
जांणे वसंतदर्शन भणी स्मितशोभा वनलक्ष्मीतणी ॥ ( „ પૂર્વભાગ)

૩૫ અને પ્રસંગ ઉપર નજર રાખતાં આ भणी કદાચ મરાઠી म्हणजे અને म्हणून ની પેઠે સં. भण् ધાતુ ઉપરથી ઊપજ્યો હોય. એનો અર્થ અને ઉપયોગ પણ બહુધા म्हणून ને મળતો જણાય છે. कर्ता भणी = कर्ता म्हणून । अन्यपदार्थविशेपण भणी = अन्यपदार्थविशेपण म्हणून । प्रसिद्ध भणी = प्रसिद्ध म्हणून । इंधण भणी = इंधन म्हणून । भंडारि द्रव्य नहि तेह भणी =भंडारीं द्रव्य नाहीं तें हवें म्हणून । भी भणी = भय म्हणून । वसंतदर्शन भणी=वसंत दर्शन झालीं म्हणून । આ વિષય ઉપર અધિક પ્રકાશની જરૂર છે.

---

૧૩ જેના યોગમાં सिउं અથવા ભાલણ કૃત 'કાદંબરી'નો शूं નામયોગી આવે છે તે નામ પ્રાયઃ તૃતીયામાં આવે છે. જુઓ 'ઉત્તર કાદંબરી:'—

वेगि शूं सजाई करु, मंन मांहि उलट अति धरु.

ઔક્તિકમાં સર્વનામનાં રૂપ જૂજ જ વિલક્ષણ છે. પ્રથમ પુરુષ સર્વનામ એકવચનનું રૂપ હઉં છે. એ જ રૂપ અજિતશાંતિ-સ્તવની અવચૂરિમાં જોવામાં આવે છે. जे અને ते રૂપ કરતાં એકવચનમાં जु અને सु રૂપ ઔક્તિકમાં વધારે વાપરેલાં છે. તૃતીયાનું जीणइ રૂપ ચાલુ 'જેણે'ને મળતું છે. હિંદી जो અને सो ઔક્તિકના जु અને सु રૂપના હાલના પ્રતિનિધિ છે. હાલ હિંદીમાં एसा, तेसा વગેરે રૂપ વપરાય છે, તેનાં પૂર્વરૂપ इसिउ, तिसिउ, जिसिउ, किसिउ[14] ઔક્તિકમાં મળી આવે છે. 'કાન્હડદેપ્રબંધ'માં પણ તે રૂપો વાપર્યાં છે. ચાલુ ગુજરાતી 'એવું, તેવું' આદિ રૂપને મળતાં રૂપ[15] ઔક્તિકમાં નથી. પ્રશ્નાર્થ સર્વનામ कउण કે कुण[16] છે. આ રૂપોમાં સં. किम् સર્વનામ અને पुनः અવ્યયનો યોગ બીજરૂપે રહ્યો છે.[17] પ્રશ્નાર્થ સર્વનામ તૃતીયામાં कीणइ-कणइ રૂપ ધારણ કરે છે. નપુંસકમાં પ્રશ્નાર્થ ઘણું કરીને किसुं (સં. कीदृश) વાપરેલ છે તે ઉપરથી આદ્યક્ષરના લોપથી ચાલુ 'શું' ઇ. થયેલ છે. जेवडउ, जेतलउ ઇત્યાદિ કુટુંબ તો અર્વાચીન

---

૧૪ આ શબ્દો સં. ईदृश, तादृश, यादृश, कीदृश ઉપરથી થાય છે.

૧૫ બીમ્સ સાહેબ, ચાલુ રૂપ પંજાબી સિંધી સાથે નિકટ સંબંધ ધરાવે છે, એમ લખે છે. 'જેવો, તેવો' વગેરે તથા 'જેવડો, તેવડો' વગેરે રૂપો પંજાબી जिहा, तिहा વગેરે અને जेडा, तेडा વગેરે સાથે વધારે મળતાં આવે છે. પંજાબી રૂપો અસલ ઉપર આપેલાં હિંદી जेसा, तेसा વગેરે ઉપરથી થયેલાં છે.

૧૬ પ્રશ્નાર્થ 'કોણ' પ્રેમાનંદ કવિતામાં અનિશ્ચયાર્થે વાપરે છે. કદાચ પ્રસિદ્ધ વૈદિક સૂક્ત हिरण्यगर्भः समवर्तताग्रे ઇ. ના ટેકની પંક્તિ कस्मै देवाय हविषा विधेम માં પણ कस्मै પદ અનિશ્ચયાર્થે હશે.

૧૭ આવી જ રીતે "સોઇ-સોય" રૂપો तद् સર્વનામના પુલ્લિંગ રૂપમાં अपि અવ્યય મળ્યાથી થયેલાં છે.

બોલીમાં વિદ્યમાન છે. जेतलउ વગેરે રૂપો સં. यति વગેરે ઉપરથી થયેલાં છે.

ઔક્તિકમાં तेहतणउं, जेहतणउंના અર્થમાં સંસ્કૃત तत्कम् અને यत्कम् રૂપ આપેલાં છે, તેની પણ અહીં જ નોંધ લેવી ઠીક છે. એ રૂપમાંનો क પ્રત્યય કદાચ હિંદી પષ્ઠીના का–की–के અને દ્વિતીયા–ચતુર્થીના को પ્રત્યયનું તથા બંગાળી અને ઓડિયાઇ દ્વિતીયા–ચતુર્થીના के તથા को પ્રત્યયનું[૧૮] પૂર્વરૂપ હોય.[૧૯]

બીજા વિલક્ષણ પ્રયોગ જે ઔક્તિકમાં મળી આવે છે, તેમાંનો એક अपेक्षां, मूल्गां, केवलां ઇત્યાદિ પદોમાં નજરે પડતા आं પ્રત્યયનો છે. એ પ્રત્યય સંસ્કૃત દ્વિતીયાના એકવચનના अम् ઉપરથી ઉપજેલો છે, અને અવ્યય જેવું રૂપ બનાવવામાં વપરાયલો જણાય છે.[૨૦] સંસ્કૃતમાં કોઈ પણ અકારાંત વિશેષણ

૧૮ 'અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક' નામના માસિકમાં છપાયલા ગુજરાતી ગદ્યરામાયણના પૃ. ૨૩ ની ઉપાંત્ય પંક્તિમાં 'अमका' પદમાં જ આ પ્રત્યય ગુજરાતીમાં નજરે પડે છે. 'કાન્હડદે પ્રબંધ'માં એક બે સંદિગ્ધ ઉદાહરણ એનાં મળી આવે છે.

૧૯ પ્રશ્નાર્થ किम् સર્વનામ ઉપરથી રચેલો क પ્રત્યય કાળે કરીને ઉપર ગણાવેલી ભાષાઓમાં પષ્ઠ્યાદિ વિભક્તિના અર્થનો બોધક થયો તેમ વરરુચિ આદિ વૈયાકરણોએ આપેલા પ્રાકૃત तुह्मेच्चओ, अह्मेच्चओ રૂપમાં પ્રથમ દૃષ્ટિગોચર થતો સંસ્કૃત त्यद् સર્વનામ સાથે સંબંધ ધરાવતા त्य મૂળનો પ્રાકૃત च्चओ પ્રત્યય જૂની ગુજરાતીના चो–ची–चुं ઇ. પ્રત્યયને જન્મ આપી પષ્ઠીના સંબંધનો સૂચક થયો હોય. સિંધી અને કચ્છી जो આદિ પષ્ઠીના અર્થના પ્રત્યય આવી જ રીતે કદાચ यद् સર્વનામના य બીજ ઉપરથી થયા હોય.

૨૦ સંસ્કૃત अम् પ્રત્યય ઘણા પ્રાચીન કાળમાં અવ્યયાર્થે आं બન્યો છે. જુઓ उवासगदसाओंમાં મળી આવતા खिप्पां, जुत्तां ઇત્યાદિ પ્રયોગ.

અવ્યયરૂપ ધારણ કરે છે ત્યારે તે अम् પ્રત્યય લે છે. અવ્યયીભાવ સમાસમાં પણ છેડે अ છતાં એ જ પ્રત્યય આવે છે. એ જ ન્યાયે જૂની ગુજરાતીમાં પ્રાચીન તદ્‌ભવ પ્રત્યય आं અવ્યયાર્થ બને એ ઘટે છે. ઔક્તિકમાં જ્યારે તે નામમાં ભળ્યો હોય છે, ત્યારે તૃતીયા સપ્તમી આદિ વિભક્તિનો અર્થ બતાવે છે; ઉદા. कर्तां = સં. कर्त्रा કર્તા વડે; अपेक्षां = સં. अपेक्षया અપેક્ષાએ; कर्तां उक्ति = કર્તરિઉક્તિ; ભાલણની 'કાદંબરી'માં અને નનામા 'ગદ્યરામાયણ'માં આ અવ્યયાર્થ પ્રત્યય નામ વિશેષણને લગાડેલો બહુ મળી આવે છે. હાલમાં આપણે વિશેષણ અને કૃદંતનું અવ્યય જેવું રૂપ કરવા એ પ્રત્યય વાપરિયે છિયે. ઉદા.

રાતે વહેલા**ં** જે સુઈ વહેલા**ં** ઊઠે વીર; ઇ.
ભણ**તાં** પંડિત નીપજે લખ**તાં** લહિયો થાય; ઇ.

આ જ પેટામાં क्रियां करी અને जीर्णं करी જેવાં ઉદાહરણ મૂકવાં ઘટે છે. બંને દૃષ્ટાંતમાં પ્રથમ પદમાં તૃતીયાનો અર્થ રહ્યો છે, અને હાલ પણ 'હાથે કરીને માર ખાધો' વગેરે દૃષ્ટાંતમાં આપણે 'કરી' કે 'કરીને' કેવળ અર્થપોષક રૂપે વાપરિયે છિયે, તેમ ઉપરના દૃષ્ટાંતોમાં करी પણ વપરાયો જણાય છે.

અહિં આપણે અવ્યયાર્થ પ્રત્યયનું પ્રકરણ ઉપાડ્યું છે, તો ભેગાભેગો બીજો અવ્યયાર્થ પ્રત્યય પણ આપિયે. પૂર્વે અમે સૂચન તો કર્યું જ છે, કે સપ્તમીનો પ્રાચીન તદ્‌ભવ પ્રત્યય इ અવ્યયના જેવાં રૂપ બનાવવામાં વપરાય છે. સંસ્કૃતમાં અકારાંત અવ્યયને છેડે ઘણું કરીને अम् જોવામાં આવે છે, તેમ આપણામાં इ પ્રત્યય આવે છે; ઉદા. पासि, पाखलि, हेठि ઇ. હાલમાં પણ 'જતે જતે, રહેતે રહેતે, ધીમે' વગેરે શબ્દોમાં એ પ્રત્યયનો

પ્રતિનિધિ પ્રવર્તે છે. 'કરતી વખતે', 'નીકળતી વખતે' વગેરે ઉદાહરણમાં વર્ત્તમાન કૃદંતમાં જે અંત્ય સ્વર છે તે એ જ મૂળનો છે. વ્યુત્પત્તિદૃષ્ટિએ 'કરતી', 'નીકળતી'નો જ અર્થ 'કરતાં', 'નીકળતાં' એવો છે; પરંતુ તે સમજાયો નહિ અને પાછળથી કદાચ સ્ત્રી પ્રત્યયની ભ્રાંતિ થઈ, તેથી નબળા પડતા અર્થની પુષ્ટિ સારુ પુનરુક્ત 'વખતે' શબ્દ એમાં ઉમેરાયો જણાય છે. ચાલુ 'જ્યારે–ત્યારે' આદિ શબ્દમાં પણ અસલ એ જ પ્રત્યય છૂપાઈ રહ્યો છે, તે એ શબ્દોનાં ઔક્તિકમાં આપેલાં ज वारइ, त वारइ (=જે વારે–તે વારે) ઇત્યાદિ પૂર્વરૂપ જોવાથી કળ્યામાં આવશે.[21] 'મારું, તારું' વગેરે ઉપરથી થયેલાં 'મારે, તારે' વગેરે તૃતીયાનાં મનાતાં રૂપ 'તેની પાસે' વગેરે સ્ત્રીપ્રત્યયવાળાં મનાતાં ષષ્ઠીનાં રૂપ, 'તેને, તેને સારુ, તેને માટે' વગેરે 'ને' પ્રત્યયવાળાં દ્વિતીયા ચતુર્થીનાં મનાતાં રૂપ, ચાલુ પંચમીના અર્થના 'થી, થકી' પ્રત્યયવાળાં રૂપ, એ સૌમાં વિકારી વિશેષણાર્થ મૂળની અંદર મળી ગયેલો એ અવ્યયાર્થ इ પ્રત્યય ઝળકે છે. આજ પેટામાં ઔક્તિકનો रहइं કે रहिं નો પ્રયોગ નોંધવા યોગ્ય છે. એ વર્ણસમુદાય નામ સર્વનામની પછી આવી ચતુર્થી કે ષષ્ઠી જેવો અર્થ ઉપજાવે છે; ઉદા. जह रहइं (=જેને) दान दीजइ; एह रहइ किहिं (=એનું કંઇ); समान रहिं (=સમાનનું) सरीखइ समान सिउं दीर्घत्व हुइ ઇ. ઇ. अजितशांतिस्तव ની અવચૂરિમાં પણ ઠેકાણે ઠેકાણે रहइ–रहिं દેખા દે છે. સંવત્ ૧૫૦૮ ના અમારી પાસેના 'વસંતવિલાસ'માં નીચેના શ્લોકમાં તે વપરાયલો જોવામાં આવે છે.

---

૨૧ રા. બા. શંકર પંડિત जि कालि, ति कालि ઇત્યાદિ મૂળ ઉપરથી ઉપરના અવ્યય ઉપજાવવા મિથ્યા મથે છે. જુઓ એમણે છપાવેલું मालविकाग्निमित्र.

एक दि उपालंभ रे वालंभ रहइं सुविचार ।
बालवइं इक महूअर बहू अ रचइं झणकार ॥

એમાં યમક અને કવિતાના માપની અપેક્ષાએ वालंभ रहइं તે वालंभ रि હોય તેમ વાંચવાનું અને સમજવાનું છે. ભાલણની 'કાદંબરી'માં ષષ્ઠયર્થ र પ્રત્યય બે વાર નજરે પડે છે. નીચેની કડીમાં ઇંદ્રાયુધ ઘોડાનુ વર્ણન છે તેમાં કેવળ र પ્રત્યય છેઃ—

पारशीकर (=પારસીકના) देशनि राइ रानि कीधु भेट ।
अयोनिज ए ऊपनुं रे ऊदधी मांहांथी नेट ॥

બીજો દૃષ્ટાંત વસંતવર્ણનના પ્રસંગમાં આવે છે. તેમાં આનુષંગિક તૃતીયાનો इ પ્રત્યય ભળેલો છે. પંક્તિ નીચે પ્રમાણે છેઃ—

कामिनी रि (=સ્ત્રીના) मुखगंडूषि शीच्या वकुल विकाशि[२२] ।

'કાદંબરી'નો આ र પ્રત્યય પાડોશની મારવાડીમાં વિકારી रो ઇ. રૂપે અદ્યાપિ હયાત છે.[૨૩] ઔક્તિકનો रहइं કે रहिं વર્ણ-સમુદાય જો બીજી રીતે વ્યુત્પન્ન ન હોય તો બીજભૂત र પ્રત્યયમાં આગંતુક ह મળી પૂર્વે કહેલો અવ્યયાર્થ સપ્તમીનો इं મળવાથી થયો સંભવે છે

વિભક્તિના પ્રત્યયનાં ને સર્વનામનાં રૂપ તથા અવ્યયરૂપ પડતાં મૂકી ઔક્તિકનાં ક્રિયાપદનાં રૂપ તપાશિયે. મૂળભેદનાં

૨૨ જુઓ વળી 'કાન્હડદે પ્રબંધ' ૪, ૪૮:—

रंग विरंगी मुहगइं मूलि, पहिरइ एक कणयरी झूलि.

તેમ જ વળી ગદ્ય वेतालपचवीसी:—

राजा ! ताहारी पुत्री माहारी मातारि ठामि छि (પૃ. ૫ નિરંક)

૨૩ જુઓ વળી બીમ્સ કૃત સાન્વય વ્યાકરણના બીજા ભાગમાં આપેલા માળવી બંગાળી ઓઢિયાઇ અને ભોજપુરી ષષ્ટીના અર્થના પ્રત્યયો.

રૂપમાં કાંઈ ખસુસ નોંધ લેવા જેવું નથી. સહભેદનાં રૂપ વિચારમાં લેવા યોગ્ય છે. ઔક્તિકમાં એ રીતે સહભેદ બનાવાતો જોવામાં આવે છે. સંસ્કૃતમાં ગણકાર્ય વિશિષ્ટ કાળમાં સહભેદનું રૂપ કરવાનો પ્રત્યય ય છે; તે ઉપરથી પ્રાકૃતમાં ઇય અને ઇજ્જ એવા જોડવા પ્રત્યય થયા. એ પ્રત્યયો પ્રાયઃ એના એ રૂપમાં જૂની ગુજરાતીમાં ઉતર્યા;[૨૪] ઉદા. कीयइ, कीजइ ઇ. ઇય પ્રત્યયમાંના યકારનું સંપ્રસારણ થયે સંક્ષિપ્ત ઈ પ્રત્યય પણ નીપજ્યો; ઉદા. कीइ. આ પ્રત્યય 'કરિયે, જઇયે' વગેરે વર્તમાન પહેલા પુરુષના બહુવચનનાં ગણાતાં રૂપોમાં વિદ્યમાન છે, એ વાત વાંચનારના મનમાં વિસ્મય અને અવિશ્વાસ કદાચ ઉપજાવશે. જેને આપણે 'મૂળભેદ વર્તમાન કાળ પહેલો પુરુષ બહુવચન' કહિયે છિયે અને માનિયે છિયે, તે 'કહિયે, કરિયે' વગેરે રૂપ 'સહભેદ વર્તમાન કાળ ત્રીજો પુરુષ એકવચન' છે એ કેમ મનાયું જાય? મનાઓ, કે ન મનાઓ, પણ વ્યુત્પત્તિપક્ષે જેમ પૂર્ણ ભૂતકાળ ગુજરાતીમાં નથી તેમ જ મૂળભેદ વર્તમાન કાળ પહેલા પુરુષનું બહુવચન પણ ચાલુ ગુજરાતીમાં નથી; ભૂતકાળ જેમ સંસ્કૃત કર્મણિ ભૂતકૃદંતથી બતાવાય છે, તેમ મૂળભેદ વર્તમાન કાળ પહેલા પુરુષનું બહુવચન સહભેદ ત્રીજા પુરુષના એકવચનના પ્રાચીન તદ્ભવ રૂપથી દર્શાવવામાં આવે છે. મૂળભેદનું રૂપ તો કવિતામાં 'અમો ન જાઉં વિષયાની વાટે'[૨૫] વગેરે પ્રસંગમાં કાળપ્રવાહ-

---

૨૪ ઔક્તિકમાં જેમ એ જોવામાં આવે છે, તેમ 'કાન્હડદે પ્રબંધ' 'કાદંબરી' અને 'ગદ્યરામાયણ'માં પણ નજરે પડે છે.

૨૫ જુઓ વળી પ્રેમાનંદ કૃત 'માર્કંડેય પુરાણ,' કડવું ૧૦, કડી ૩-૪,

સૂકૃશ મુનિના અમો ચારે આચાર વિચારી પુત્ર;
પિતાની સેવા સહુ સાધું એવું અમારૂં ઘરસૂત્ર.

માં ડુબકાં ખાતું દેખા દે છે. આ સહ્યભેદનો પ્રાચીન તદ્ભવ પ્રત્યય ગુજરાતીમાં મૂળભેદ ત્રીજો પુરુષ લેખાતા અપૂર્ણ ક્રિયાપદ 'જોઇએ' અને તેના પરિવારમાં પણ ઝળકી રહ્યો છે. હિંદીમાં चाहिये કે चैये રૂપમાં જ એ પ્રત્યય નિશાની દાખલ રહ્યો છે. સહ્યભેદનો બીજો જોડવો પ્રત્યય ईज्ज ચાલુ 'કહીજે, કીજે, ભણીજે, કીજિયે, લીજિયે' વગેરે વૈયાકરણને મૂઝાવનારા દૃષ્ટાંતોમાં ઉતરી આવ્યો છે. મરાઠીમાં તે પ્રત્યય पाहिजे અને म्हणजे એ બે પદમાં જ અદ્યાપિ જળવાઈ રહ્યો છે.

આપણે ઔક્તિકમાં બે રીતે સહ્યભેદ બનવાનું કહી ગયા, તે પૈકી બીજી રીત સંસ્કૃતમાં નામધાતુ બનાવવાની એક રીતને કંઈક મળતી છે. સહ્યભેદનું આ બીજું રૂપ ગુજરાતી મૂળમાં आ ઉમેરવાથી થાય છે; ઉદા. बोलाइ, बोलायइ[૨૬] (= બોલાય). આ જ રીત પ્રમાણે હાલ આપણે સહ્યભેદ બનાવિયે છિયે.

ઔક્તિકના કૃદંતો ચાલુ કૃદંતોને બહુધા મળતા છે. હાલની પેઠે વર્તમાન કૃદંત મૂળમાં तउ–ती–तं[૨૭] ઇ. ઉમેરવાથી થાય છે. સહ્યભેદમાં ईतउ–ईजतउ વગેરે પ્રત્યયો લગાડવામાં આવે છે, તે સહ્યભેદના ई અને ईज પ્રત્યય સાથે ઉપરના પ્રત્યયો મળવાથી થયા છે. આ પ્રત્યય 'ગદ્યરામાયણ'માં પણ

---

જનક જિતેંદ્રિય તપ કરે **લાવું** સમિધ ને પુષ્પ,
પિતા આજ્ઞા શિર **ચઢાવું** કદી ન **થાઉં** રુક્ષ.

૨૬ આ ઉદાહરણમાં यકાર ભળ્યો છે તે આગંતુક છે. ભવિષ્યરૂપ ધ્યાનમાં લેવાથી એ વાત જણાઇ આવશે.

૨૭ આ પ્રત્યય વર્તમાન કૃદંતના પરસ્મૈપદપ્રત્યય त् કે अत् ઉપરથી થયા છે.

પ્રવર્તતા જણાય છે. ચાલુ બોલીમાં તો 'જોઈતો, જોઈતી, જોઈતું, દેખીતું, જાણીતું, માનીતું, ઓળખીતું' ઈ. શિવાય બીજે ક્યહિં એની એંધાણી રહી નથી. હિંદીમાં 'चैता' ઇત્યાદિમાં જ તેની ઝાંખી થાય છે. કવિતામાં વપરાતા 'ક્રીજંત' વગેરે ચાલુ પ્રયોગમાં જોડવો પ્રત્યય इजतउ ઉતરી આવ્યો છે, પરંતુ સહ્યાર્થની કેવળ વિસ્મૃતિ થઈ છે.

બીજો જે સંબંધક કૃદંત તે ઔક્તિકમાં ઈ ઉમેરવાથી થાય છે. અર્વાચીન વૈયાકરણો 'ઈ' પ્રત્યયની સાથે 'ઈને' પ્રત્યય પણ ગણાવે છે, અને તેની વિલક્ષણ વ્યુત્પત્તિ આપવા મથે છે. પરંતુ તે સૌ ભ્રમને લીધે છે. 'આવીને, જઈને' વગેરેમાં જે 'ને' જોવામાં આવે છે, તે પ્રત્યયનો ભાગ નથી, પરંતુ અવધારણાર્થ પ્રાકૃત અવ્યય णइ ઉપરથી થયેલો પદ-પૂરક અવ્યય છે. 'ગદ્યરામાયણ'માં તે એકવાર વર્તમાન કૃદંત સાથે વાપર્યો છે.[૨૮] ઔક્તિકનાં સંબંધક કૃદંતનો ઈ પ્રત્યય પ્રાકૃત તે જ કૃદંતના इअ પ્રત્યય ઉપરથી ગયેલો છે. અહિં સંબંધક કૃદંતની ભ્રાંતિ ઉપજાવતા 'करी जाणइ, करी सकइ' જેવા પ્રયોગ વિષે ખુલાસો આપવાની જરૂર છે. એ દષ્ટાંતોમાં સંબંધિતાર્થ નહિ પણ હેત્વર્થ સમાયલો છે. આથી તેમને સંબંધક કૃદંતના વર્ગમાં મૂકવા એ શક પડતું છે. કદાચ જૈન આગમોમાં इच्छामि पव्वाइअं-मुंडाविअं વગેરે પ્રસંગોમાં વપરાયલા पव्वाइअं, मुंडाविअं એ અસલ સંસ્કૃત કર્મણિ ભૂત-કૃદંત ઉપરથી થયેલા તદ્દ્ભવોમાં જેમ હેત્વર્થ આરોપિત થયો, અને હેત્વર્થ કૃદંતની જગા સચવાઈ; તેમ लिखी जाणइ-सकइ

---

૨૮ જુઓ પૃ. ૩૦ પં. ૧૦-૧૧ (सगरना पुत्र दिग्गज) हाथीनि नमस्कार करता नि आघा चाल्या.

વગેરે પ્રાકૃત लिखिअं जाणइ–सकइ ઉપરથી થયા હોય.[૨૯] આ માત્ર કલ્પના છે.

ત્રીજો જાણવા યોગ્ય ઔક્તિકમાં મળી આવતો કૃદંત જેને હાલ સામાન્ય કૃદંત કહિયે છિયે તે છે. સંસ્કૃતમાં તે કર્મણિ વિધ્યર્થકૃદંત કહેવાય છે. બીજા વિકારી કૃદંતની પેઠે સંસ્કૃત પ્રાકૃતમાં તે પણ પૂર્ણ ક્રિયાપદને ઠેકાણે વપરાય છે. કોઈ વખત એ રૂપ કર્મણિ ભૂતકૃદંતની પેઠે ભાવાર્થે ક્રિયાવાચક નામ તરીકે વપરાય છે. આ બંને રીતિ ગુજરાતીમાં કાયમ રહી છે. તે ઉપરાંત એક ત્રીજો અર્થ તેમાં ઉપજી આવ્યો છે. लिखी जाणइ વગેરે દૃષ્ટાંતમાં કર્મણિ ભૂતકૃદંતમાં જૈન આર્ષ પ્રાકૃત અને જૂની ગુજરાતીમાં હેત્વર્થ ભળ્યાનું આપણે પૂર્વે કહી ગયા, તે પ્રમાણે આ કૃદંતમાં પણ હેત્વર્થ ભરાઈ પેઠો છે અને તે અર્થમાં આ સામાન્ય કૃદંતનો જ સામાન્ય પ્રયોગ છે.

ચોથો કૃદંત જેને આપણે કર્તૃવાચક કહિયે છિયે તે છે; ઉદા. पालणहार. એ બે અંશનો બનેલો છે. પૂર્વ અંશ पालण संस्कृत ક્રિયાવાચક નામ पालन ઉપરથી છે. એ રૂપે હિંદી

---

૨૯ જા, નાંખ, પડ, રહે, વગેરે વિકારકથી બનતાં સંયુક્ત ક્રિયાપદોમાં વિકૃત સંબંધક કૃદંત જેવા રૂપમાં આવે છે; ઉદા. નાશી ગયો, અટકી પડયો ઇ. ઇ. અહિં પણ સંબંધિતાર્થ સ્પષ્ટ જણાતો નથી. એ રૂપોનું પૃથક્કરણ શી રીતે કરવું તે પણ વિચારવા જેવું છે.

અટકી પડયો = અટક્યામાં પડ્યો, એકાએક અટક્યો. લખી નાંખ્યું = લખ્યામાં નાંખ્યું, લખી કાઢેલાંના વર્ગમાં મૂકયું, પૂરેપૂરું લખ્યું. બોલી ઊઠયો = બોલ્યામાં ઊઠયો, એકાએક બોલ્યો. ભણી રહ્યો = ભણી રહેલાના વર્ગમાં ગોઠવાયો, પૂરેપૂરું ભણ્યો.

करना અને મરાઠી करणें એ બે સામાન્ય કૃદંતનાં રૂપોને જન્મ આપ્યો છે. ' કાન્હડદે પ્રબંધ'માં इसु दुर्ग किम लेणु जाय વગેરે દૃષ્ટાંતમાં જે હેણુ રૂપ જોવામાં આવે છે,[૩૦] તેનું મૂળ એ ક્રિયાવાચક નામ છે. पालणहार આદિમાં બીજો અંશ हार છે, તે સંસ્કૃત कार કે कारक (=કરનાર) ઉપરથી ઊપજ્યો જણાય છે.

ઔક્તિકમાં सतिसप्तमी અથવા भावलक्षण નામે ખંડોક્તિ વાપરેલી જોવામાં આવે છે. ભાલણની 'કાદંબરી'માં તે ઉપરાંત अनादरार्थ षष्टीનો પ્રયોગ પણ નજરે પડે છે. ચાલુ કર્મણિ પ્રયોગની ઉત્પત્તિ તપાસવામાં મદદગાર થઈ પડે એવું ઔક્તિકમાં મળી આવે છે. પરંતુ આ અને બીજી બાબતો મૂકી દેતાં પણ પ્રસ્તુત પરિશીલન લાંબું થઈ ગયું છે માટે તે વિષય બીજે કોઈ પ્રસંગે ચર્ચાશે.[૩૧]

ઔક્તિકની જોડણી ધોરણસર છે. ઈસવીસનના સત્તરમા શતકના પૂર્વાર્ધની જોડણીથી તે બે બાબતમાં મુખ્યત્વે જૂદી પડે છે. ભાલણની 'કાદંબરી'ની પ્રત ઈ. સ ૧૬૧૬ની ઉતારેલી છે, તેમાં સ્વરાદિ પ્રત્યય નામ અને ક્રિયાપદના અંગમાં બહુધા ભળી ગયેલા જોવામાં આવે છે; અને જેમાં અનુસ્વાર મળેલું હોય છે એવા સ્વરો દીર્ઘ જ લખ્યા છે. વળી ' કાદંબરી 'માં અનાદિ તદ્ભવ કે આગંતુક હકાર સ્વતંત્ર સ્થિતિ ખોઈ બેશી છાયાક્ષર બની પ્રસિદ્ધ ચશ્રુતિની દશા પામતો જણાય છે;. જેથી કરીને,

---

૩૦ 'ગદ્યરામાયણ'માં પણ ઠેર ઠેર એ રૂપ મળી આવે છે.

૩૧ ઉપરના પરિશીલનમાં Beames' Comparative Grammer of the Modern Aryan Languages of India Vols. II–III, ટેલર સાહેબ કૃત ' ગુજરાતી વ્યાકરણ ' અને ચંડ તથા વરરુચિનાં પ્રાકૃત વ્યાકરણ અને બીજાં કેટલાંક છાપેલાં તથા લિખિત પુસ્તકો કામમાં લીધાં છે.

ઔક્તિકમાં माहि, माहरउ, पहिलउ જોવામાં આવે છે, તે બદલ 'કાદંબરી'ની લિપિમાં मांहां, माहारु, पिहिलु નજરે પડે છે.

આ ઔક્તિક કોણે રચ્યું તે સવાલ હવે માત્ર ઊભો રહે છે. રિવાજ પ્રમાણે નિબંધને અંતે કર્તાનું નામ નથી. પરંતુ આ અંધારપછેડો ઓઢી બેસનાર ગ્રંથકાર આરંભમાં ચંદ્રશેખરને નમસ્કાર લખે છે, મધ્યમાં જયાનંદનું सर्वजिनसाधारणस्तोत्र આપે છે, અને અંતે દેવસુંદર ગુરુનું નામ લે છે, તેથી કાંઇક દાખલો મળે છે. नव्यक्षेत्रसमासના રચનાર તપાગચ્છના સોમતિલકના હાથે પદ્મતિલક, ચંદ્રશેખર, જયાનંદ, દેવસુંદર અનુક્રમે સૂરિપદ પામ્યા. પદ્મતિલક એક જ વર્ષ સૂરિ રહી નિર્વાણ પામ્યા. ચંદ્રશેખર સંવત ૧૩૭૩માં જન્મ્યા હતા. તેમણે સંવત ૧૩૮૫ માં વ્રત લીધું હતું, અને સંવત ૧૩૯૨–૯૩ માં સૂરિપદવી મેળવી હતી. તેઓ તેમને સૂરિપદ આપનાર સોમતિલક પહેલાં સંવત ૧૪૨૩ માં નિર્વાણ પામ્યા હતા. તેમણે उषितभोजनकथा, युवराजर्षिकथा અને शत्रुंजय रैवतस्तुति રચેલ છે. જયાનંદનો જન્મ સંવત ૧૩૮૦ માં થયો હતો. તેઓએ સંવત ૧૩૯૨ માં ધારાનગરીમાં વ્રત ધારણ કર્યું હતું. ત્યારબાદ સંવત ૧૪૨૦ ના વૈશાખ સુદિ ૧૦ ને દિને અણહિલપુરમાં તેમને સૂરિપદ મળ્યું હતું. સંવત ૧૪૪૧ માં તેઓનો કાળ થયો હતો. એમણે ઔક્તિકમાં આપેલું सर्व-जिनसाधारणस्तोत्र અને બીજાં કેટલાંક સ્તવન રચ્યાં કહેવાય છે. દેવસુંદર સંવત ૧૩૯૬ માં જન્મ્યા હતા. આઠ વર્ષની ઉંમરે મહેશ્વર ગ્રામમાં વ્રત લીધા બાદ તેમને સંવત ૧૪૨૦ માં અણહિલપુરમાં સોમતિલકે સૂરિ બનાવ્યા હતા. તેમને પાંચ શિષ્ય હતા; જ્ઞાનસાગર, કુલમંડન, ગુણરત્ન, સાધુરત્ન અને સોમસુંદર. તેમાંના દરેકે કંઇ કંઇ લખ્યું છે. પહેલાએ आवश्यकसूत्र, ओघनिर्युक्ति વગેરે ઉપર અવચૂરિ લખી છે. સંવત ૧૪૪૧ માં સૂરિપદ પામ્યા પછી

વીસ વર્ષને સુમારે તેનો દેહ પડયો. બીજાએ सिद्धांतालापकोद्धार અને કેટલાંક સ્તવન રચ્યાં છે. તેને એક વર્ષ મોડું ૧૪૪૨ માં સૂરિપદ મળ્યું હતું અને પાંચ વર્ષ વહેલો કાળ થયો હતો. ત્રીજા ગુણરત્ને क्रियारत्नसमुच्चय, षड्दर्शनसमुच्चयवृत्ति, विचारनिश्चय વગેરે ગ્રંથ રચ્યા છે.[३२] વળી સોમતિલક કૃત नव्यक्षेत्रसमास ઉપર વૃત્તિ પણ તેણે જ લખી છે. એ વૃત્તિને અંતે નીચેનો શ્લોક છે.

---

૩૨ ગુણરત્ને कर्मग्रंथावचूरि પણ લખી છે. તેને છેડે નીચે પ્રમાણે લેખ છે:—

श्रीमत्तपोगणनभोर्कयुगोत्तमाभश्रीदेवसुंदरगुरूत्तमपादुकानाम् ।
शिष्यो (? शिष्यैः) जिनागमसुधांबुविलीनचित्तैः
श्रीसूरिराजगुणरत्नमुनींद्रचंद्रैः ॥
नंदेषुमनु( १४५९ )मिताब्दे कर्मग्रंथावचूरिरियमरचि ।
श्रीदेवेंद्रगणेश्वरकृतविवृतेः स्वान्यहितहेतोः ॥

इति नव्यकर्मग्रंथावचूरिः । तपाश्रीगुणरत्नसूरिभिः कृता ।
काले षड्रसपूर्व( १४६६ )वत्सरमिते श्रीविक्रमार्काद्गते गुर्वादेशवशा–
द्विमृश्य च सदा स्वान्योपकारं परं ।
ग्रंथं श्रीगुणरत्नसूरिरतनोत्प्रज्ञाविहीनोप्यमुं
निर्हेतूपकृतिप्रधानजननैः शोध्यः स्वयं धीधनैः ॥

वाछा संघपतेरियद्दरविभोर्मान्यस्य धन्यः सुतः
शश्वद्दाननिधिर्विवेकजलधिश्चातुर्यलक्ष्मीनिधिः ।
अन्यस्त्रीविरतः सुधर्मनिरतो भक्तः श्रुतेऽलेखयत्
साधुर्वीसलसंज्ञितो दश वरा अस्य प्रतीरादिमाः ॥

श्रीमत्क्रियारत्नसमुच्चयाख्यं ग्रंथं प्रवीणप्रतिभावगम्यं ।
भक्तः श्रुते लेखयदेषभावाद्वर्षे हयर्तूदधिसोम( १४६७ )संख्ये ॥

स्फूर्जद्गुणप्रकरवासितविष्टपानां श्रीदेवसुन्दरमहत्तरसूरिराजाम् ।
शिष्योवचूरिमकरोद्गुणरत्नसूरिः संस्कारबोधविषये स्वपरोपकृत्यै ॥

સાધુરત્ને यतिजीतकल्प ઉપર વૃત્તિ લખી છે. સોમસુંદરે योगशास्त्र, उपदेशमाळा, षडावश्यक અને નवतत्त्व ઉપર બાલાવબોધટીકા કરેલી છે. એ સંવત ૧૪૫૭ માં સૂરિપદ પામ્યા હતા અને સંવત ૧૪૯૯ માં ગત થયા હતા.[૩૩] ઔક્તિકકાર પોતાને देवसुन्दरगुरुक्रमरेणु (=દેવસુંદર ગુરુના પગની રજ) લખે છે તેથી તે દેવસુંદરના પાંચ શિષ્યોમાંનો એક હશે એમ ધરાય છે. કદાચ તે કુલમંડન હોય. ઔક્તિકકાર કોણ તે પાયાવાર નક્કી કરવા વધારે સાધનની જરૂર છે.[૩૪]

છેવટે પણ કહિયે છિયે, કે ઈસવીસનની ચૌદમી સદીનું ગુજરાતી ભાષાનું વ્યાકરણ તો કોરે રહ્યું પરંતુ સ્વતઃ તે સમયની સજીવન જૂની ગુર્જરી વાણીનું અપૂર્વ દર્શન કરાવ્યું, તે બાબત રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવને ધન્યવાદ ઘટે છે.

[ છપાયું: ૧૮૮૮ 'ગુજરાત શાળાપત્ર' ]

---

૩૩ આ હકીકત ઇંડિયન એન્ટિક્વરીમાં છપાયલી તપાગચ્છની પટ્ટાવલીમાંથી ઉતારી છે.

૩૪ જૈન ગ્રંથાવલીના પૃ. ૩૦૬ માં मुग्धावबोध औक्तिक (સં. ૧૪૫૦) નો કર્તા કુલમંડન નોંધ્યો છે અને એની શ્લોકસંખ્યા ૫૫૦ આપી છે.

# ગૂજરાતી ભાષા અને સાહિત્ય*

## ભાષણ

સાહિત્યરસિક મહિલાઓ અને ગૃહસ્થો !

**પ્રમુખપદ ધારણ કરવું**

તમે જે મહાન્ પદનો ભાર બંધુપ્રેમથી માર શિરે મૂક્યો છો તે, રુચિ અરુચિનો, સ્વીકાર અસ્વીકારનો અને ઇચ્છા અનિચ્છાનો પ્રશ્ન બાજુ ઉપર મુકી नमः सर्वकार्यप्रतिपत्तिहेतवे कर्तव्यधर्माय । એ મહાસૂત્રને માન આપી, ધારણ કરવા ઉદ્યુક્ત થાઉં છું. મારી ગતિ મેરેથનના સંગ્રામમાં સેનાની પદે નીમાયલા સ્પાર્ટાના અગતિક શિક્ષાગુરુના જેવી છે. આથેન્સનો અભ્યુદય ઇચ્છનારા રણવીરના અપ્રતિમ ઉત્સાહથી તે દુર્બળ શિક્ષાગુરુ વિજયશાળી થયો, તેવો આજ હું પણ ગુર્જર સાહિત્યની અભિવૃદ્ધિ ઉપર પ્રેમ રાખનારા ને તેના ઉત્કર્ષમાં આનંદ માનનારા અનેક સાહિત્યવીરોના ઉત્સાહથી યશસ્વી થવાનો લોભ રાખું છું.

**પહેલી પરિષદના પ્રમુખ**

સાહિત્ય પરિષદનું આ બીજી વારનું મળવું થાય છે. પ્રથમ મેળાવડામાં એક વિશાળ હૃદયના, ઉંડી લાગણીવાળા, પ્રખર તર્કશીલ, ઉજ્જ્વળ પ્રતિભાશાળી, કર્તવ્યનિષ્ઠ, અગ્રગણ્ય સાક્ષરે પ્રમુખપદ શોભાવ્યું હતું. એ સાક્ષરે જે

* બીજી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી આપેલું ભાષણ

નિવૃત્તિની પ્રીતિથી ધનપ્રદ પ્રવૃત્તિનો પરિત્યાગ કરી નડિયાદમાં નિવાસ સ્વીકાર્યો હતો, તે નિવૃત્તિ એમનો અમર આત્મા અત્યારે અક્ષર ધામમાં ભોગવે છે! ભાવના ભૂતાવળને ધૂણાવનાર ને બોલાવનાર, નવીન વિદ્યાના મનોરાજ્યનું પ્રતિબિંબ પાડનાર ને સત્પુત્રીના અલ્પજીવનનું ઉજ્જવળ ચિત્ર આલેખનાર એ અગ્રેસર લેખકને કોણ સ્મરતું નહિ હોય? સદ્‌ગત શ્રી ગોવર્ધનરામનો ઠામ તો અહિં ખાલી જ છે.

**પરિષદ મળવાનાં સ્થાન**

પરિષદનો પ્રથમ મેળાવડો એ વર્ષ ઉપર તેને જન્મ આપનારી સાહિત્યસભાના નિવાસસ્થાન અમદાવાદમાં મળ્યો હતો. પન્હોતા પ્રેમે ઉછેરેલા બાળકને તેની માતા આજે આ રત્નાકરની પુત્રી મુંબઇના ખોળે મૂકે છે. અહિં એક તરફ મહાસાગર ગંભીર ગાન કર્યાં કરે છે, સદાગતિ કોઈ સમયે વાંસળીના તો કોઇ સમયે ભેરીના સુર કાઢતો વહ્યાં જાય છે ને ઋતુઓ પ્રકૃતિનો રાસ રમ્યાં કરે છે. અહિં સ્પર્ધામાં ધૂઆંપૂઆં થતા સંચાઓ વેગભેર ભમી રહ્યા છે, ધાઈધેલી વરાળની અને વીજળીની ગાડીઓ એક છેડેથી બીજે છેડે દોડધામ કરી રહી છે ને વ્યાપારનાં શેતરંજનાં મ્હોરાંઓ સર્વત્ર ફેલાઈ જઈ અનેકાનેક દાવ ખેલતા ચોપટનું ધાંધળ મચાવી રહ્યાં છે. એ પ્રવૃત્તિના ધામમાં પરિષદનાં પગલાં વળવાં ઉચિત જ છે. મુંબઇનું વાતાવરણ વ્યાપારના કોલાહલોને તેમજ વિદ્યાનાં આંદોલનોને અવકાશ આપવા પૂરતું વિશાળ ને અનુકૂળ છે. અહીં દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક, ત્રિમાસિક ને અન્ય સામયિક પત્રો સર્વદેશી ચર્ચા ચલાવ્યાં કરે છે. અનેક વિદ્યાપરાયણ સંસ્થાઓ લેખથી ને ભાષણથી શોધખોળ ને વિદ્યા-

વૃદ્ધિમાં આગળ ને આગળ પગદંડો કર્યાં જાય છે. સંગીત, શિલ્પ, ચિત્ર, સ્થાપત્ય આદિ કળા, કોઇ વ્યક્તિના તો કોઇ સંયુક્ત મંડળના પ્રયત્નથી, વિકાસ પામવાનું કરે છે. આ પશ્ચિમ હિંદુસ્તાનનું પાટનગર દક્ષિણમાં આવ્યું છતાં આપણા દાક્ષિણાત્ય બંધુનું જ કંઇ નથી; આપણું પણ છે. ગૂજરાતના પ્રબોધના ઈતિહાસમાં સ્થાન પામવા યોગ્ય બુદ્ધિવર્દ્ધક સભાનું આ મુંબઇ જ કાર્યાલય હતું. ફાર્બસ સભાની સંચિત શક્તિના ભાવી વ્યાપારનું ક્ષેત્ર તે આ જ છે. મરાઠી ને કાનડીની સાથે ગૂજરાતી સાહિત્યને એમ. એ. માં આવકાર આપનાર શારદાપીઠનું આ ધામ છે. પેશવાઈનું પૂના ભલે દક્ષિણીનું જ કહેવાઓ, સલ્તનતનું અમદાવાદ ભલે ગૂજરાતીનું જ ગવાઓ અને અમીરાતનું હૈદ્રાબાદ સિંધી બાંધવોનું જ ભલે લેખાઓ. મુંબઇ તો સર્વનું જ છે ને આપણું તો છે જ. પારસી અને મુસલમાન બંધુઓ સાથે ગૂજરાતી હિંદુઓએ જ મુંબઇને સોનાની મુંબઇ બનાવી છે. તેમના મધ્યમાં એટલે સ્વજનના મધ્યમાં—આપ્ત મંડળમાં—પરિષદ સાહિત્યની અભિવૃદ્ધિની ચર્ચા ચાલુ રાખવાને મળેલ છે.

જેની અભિવૃદ્ધિ પરિષદને ઇષ્ટ છે તે સાહિત્ય તે શું?

**સાહિત્ય તે શું?**

કેટલાક કાવ્ય નાટકને સાહિત્ય કહે છે. બીજા નવલકથાને સાહિત્યમાં ઉમેરે છે. ત્રીજા ચરિત્ર-ગ્રંથને ભેગા ગણે છે. ચોથા નીતિ નિબંધની સાહિત્ય કોટિમાં ગણના કરે છે. પાંચમા પ્રવાસનાં વર્ણનોનો સાહિત્યમાં સમાસ કરવા માગે છે. છઠ્ઠા ગિબનકૃત રોમના સામ્રાજ્યની પડતી ને પાયમાલીની તવારિખને સાહિત્યમાં ઊંચું સ્થાન આપે છે. એમ સાહિત્યની મર્યાદા મુસાફરની દૃષ્ટિમર્યાદાની પેઠે આવી ને આઘી જાય છે. આપણા પૂર્વજોએ તો સાહિત્યને વાઙ્મય

નામ આપી તેમાં સર્વનો સમાવેશ કર્યો છે. **જે કંઇ સંસ્કારી સ્થાયી ભાષામાં લોકોત્તર લેખ કે કથન તે સાહિત્ય સંજ્ઞાને પાત્ર છે.** વાણી જંગલી મનુષ્યને ભરતમુનિ જેને વાચિક અભિનય કહે છે તેની જ ગરજ સારે છે. તિર્યંગ જાતિમાં અવ્યક્ત ધ્વનિ જે કામ બજાવે છે, તેના જેવું જ કામ જંગલી મનુષ્યમાં વ્યક્ત વાણી બજાવે છે. વ્યક્તિની જ લાગણીનો તે યાદચ્છિક ઉદ્‌ગાર બને છે. અન્યને બોધ, તે માત્ર આનુષંગિક છે. સુધરેલા મનુષ્યમાં, જેમ નાણું દ્રવ્યના વિનિમયને માટે અને મૂલ્યના સંતોલનને માટે લેખાય છે, તેમ વાણી વિચારના વિનિમયને માટે અને ભાવના સંવિભાગને અર્થે વ્યવહારનું મુખ્ય અને મહત્ત્વનું સાધન બને છે. કેળવાયલા મનુષ્યને વાણી આવા લૌકિક વ્યવહાર કરતાં લોકોત્તર પ્રયોગને માટે વધારે ઇષ્ટ છે. સામાન્ય મનુષ્ય જ્યારે બોલીને બોલવાને માટે જ શુકવત વાપરે છે, ત્યારે બોલી બોલતાં આપોઆપ પળાતા ઉચ્ચારણના નિયમોનું શાબ્દિક તેમાંથી દોહન કરે છેઃ બોલીના બોલોને બોલતા કરી તેમની સાત પેઢીનો ઇતિહાસ કઢાવે છે. વળી વૈયાકરણ એક વાકયમાં શબ્દો કૌટુંબિક બની શી રીતે પરસ્પર સંકળાય છે તેના નિયમો સાધે છે, બોલીફેરનું સ્વરૂપ નોંધે છે અને શબ્દસિદ્ધિની સાથે શબ્દશુદ્ધિ નિર્ધારે છે; તથા એક રાષ્ટ્રને માટે એક લિપિનો અને એક ભાખાનો પ્રશ્ન આડકતરી રીતે વિચારે છે. વાણીનાં વર્ણબદ્ધ મૂળતત્ત્વોને એક વર્ગ જ્યારે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ નિહાળે છે, ત્યારે અન્ય વર્ગ શબ્દોના ભાવપ્રદર્શક સામર્થ્યને જ પકડી લઇ લોકોત્તર ભાવચિત્રનાં કાવ્ય રચે છે, બુદ્ધિસંવાદી અલંકારથી શણગારે છે, હૃદયસંવાદી છંદોમાં ગોઠવે છે ને શ્રોત્રસંવાદી સંગીતમાં ઉતારે છે. ત્રીજો વર્ગ, સંસ્કારી હૃદયના ઉચ્ચ વિશુદ્ધ સંસ્કારો જે ધાર્મિક અને તાત્ત્વિક ચિંતનમાં તથા આધ્યા-

ત્મિક અને નૈતિક પરીક્ષણમાં પરિણામ પામે છે, તેના ઉલ્લેખથી સાહિત્યને બળકટ બનાવે છે. ચોથો વર્ગ, જેના જીવનની એક પણ કળા રાષ્ટ્રના ઉત્કર્ષને માટે પ્રકાશી હોય, તેવી વ્યક્તિનાં ચરિત્રને ચારિત્રની ચિત્રાવળીથી અને નિજમંડળ તથા અન્યમંડળના સામાજિક અને રાજકીય ઇતિહાસના સંદર્ભથી સાહિત્યને શણગારે છે. પાંચમો વર્ગ ઇતિહાસની પતાકા ને પ્રકરીરૂપ સંસારશાસ્ત્રનાં વિવિધ અંગો ખિલાવે છે. એવી રીતે મનુષ્યજીવન ઉચ્ચ કરવાને, દુઃખનો ભાર હલકો કરવાને અને સાત્ત્વિક સુખની સંપત્તિ વધારવાને અભિનયકળા, ગાનકળા, ચિત્રકળા, શિલ્પકળા, સ્થાપત્યકળા અને મોટાઇનો દેખાવ ન કરનારી સાદી ગૃહ કળાઓનું વિવેચન વળી અન્ય વર્ગો કરે છે. આ ઉપરાંત આવો જ આડકતરાતો સંબંધ ઊંચી કેળવણીમાં સર્વત્ર દેશી સાહિત્યને સ્થાન આપવાની અને સામાન્ય વર્ગમાં ઉપયોગી રસાયનાદિ વિદ્યાનું સામાન્ય જ્ઞાન ફેલાવવાની ચર્ચા સાહિત્ય સાથે ધરાવે છે.

**આરંભ ક્યારથી?**

પરિષદ જે સાહિત્યના વિકાસ માટે ઉદ્યુક્ત છે, તે ગૂજરાતી સાહિત્યનો આરંભ પાંચસેં વર્ષ ઉપર થયો એમ સામાન્ય રીતે મનાય છે. સર્વે ભાષામાં કાવ્ય સાહિત્ય જ પહેલવહેલું ખેડાય છે, તે પ્રમાણે આપણી ભાષામાં પ્રથમ કવિતા જ લખાયલી બહુધા મળી આવે છે. ગૂજરાતી ભાષામાં આદિ કવિનું નામ નરસિંહ મહેતાને સર્વાનુમતે અપાય છે. વિશેષમાં એમ પણ માનવું છે કે એ રસિક નાગર કવિના સમય પહેલાનું સાહિત્ય તે પ્રાકૃત કે અપભ્રંશ સાહિત્ય, ગૂજરાતી સાહિત્ય નહિ. આ રીતે એ ભક્તરાજનું નામ કવિઓની કાલાનુપૂર્વી દર્શાવવામાં જ નહિ

પણ ભાષાઓની મર્યાદા બાંધવામાં પણ કામે લગાડાય છે. અત્યાર સુધીમાં જે જૂજ શોધખોળ થઈ છે તેમાં નરસિંહ મહેતાની પૂર્વે થયેલા કોઇ સમર્થ કવિનું નામ મળી આવ્યું નથી, કે જે એમને આદિકવિના સ્થાનથી ઉથલાવી પાડે; પરંતુ ભાષાની બાબતમાં તો કહેવું જોઇયે કે ઈસવી સનના પંદરમા શતકની મર્યાદા જે બંધાયલી છે તે ચારસેં પાંચસેં વર્ષ અથવા કદાચ તેથી પણ એએક સદી વધારે પાછી હઠાવવી પડશે. કોઇ કહેશે કે તમે તો ભીમદેવ અને સિદ્ધરાજના સમયની વાતો કરો છો; પણ હેમાચાર્ય જ તે સમયની ભાખાને એમની અષ્ટાધ્યાયીમાં अपभ्रंश નામ આપે છે. એ કહેવું ખરૂં છે. પણ अपभ्रंश નામથી ભૂલાવો ખાવાનો નથી. જો નામથી જ દોરાઇયે, તો અખાની વાણીને ગૂજરાતીએ નહિ, अपभ्रंशे નહિ, પણ प्राकृत કહેવી પડશે; કેમકે વેદાંતી કવિ પોતે જ તેને प्राकृत નામ આપે છે. ભાલણ ને પદ્મનાભ પણ 'કાદંબરી' અને 'કાન્હડદે પ્રબંધ' प्राकृतમાં લખ્યાનું જણાવે છે. એ કાવ્યોની ભાખા महाराष्ट्री, शौरसेनी, मागधी કે पैशाची છે નહિ, પણ ગૂજરાતી જ છે. કેવળ નામ ઉપર આધાર રહેતો હોય, તો નરસિંહ મહેતાને ગૂજરાતીના આદિ કવિ કહી શકાશે નહિ; કેમકે તેમના પોતાના જ શબ્દોમાં કહિયે, તો તેમનું 'સુરતસંગ્રામ' કાવ્ય 'अपभ्रष्ट गिरा'માં એટલે કે अपभ्रंशમાં છે. જેવી રીતે આપણા આ આદિ કવિના ઉત્તમ કાવ્યની ભાષા अपभ्रंश નામે ઓળખાવ્યા છતાં ગૂજરાતી જ છે, તેવી રીતે હેમાચાર્યની 'અષ્ટાધ્યાયી'નો अपभ्रंश તે ગૂજરાતી જ છે. જેટલે દરજ્જે વૈદિક ભાષા જે સામાન્ય રીતે संस्कृत નામથી ઓળખાય છે, તે લૌકિક संस्कृत થી ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ ભિન્ન છે, તેટલે દરજ્જે અથવા તેથી પણ વિશેષ આ अपभ्रंश જે प्राकृत નામથી પ્રસિદ્ધ છે તે महाराष्ट्री

આદિ પ્રાકૃતથી ભિન્ન છે. પ્રાકૃતનું વ્યાકરણ કલેવર સંસ્કૃત વ્યાકરણનાં મૂળતત્ત્વોનું બંધાયલું છે. જે synthetical stage એટલે સમસ્ત દશામાં સંસ્કૃત છે તે જ દશામાં નિર્દિષ્ટ પ્રાકૃત છે. સંસ્કૃતના જ રૂપાખ્યાનના પ્રત્યયો છેકાછેક ઘસાઈ જઈ તેમની જગા નવા પ્રત્યયોથી પૂરવામાં આવે છે. નામનું પ્રથમાના એકવચનનું પ્રાકૃત રૂપ અને ક્રિયાપદનું વર્તમાનકાળનું અંગ એ અપભ્રંશ માં મૂળ બને છે ને તેના ઉપર સમગ્ર રૂપાખ્યાનની ઇમારત બંધાય છે. એ રીતે જેને analytical stage એટલે વ્યસ્ત દશા કહે છે તેમાં અપભ્રંશ ભાષાને પ્રવેશ કરતી આપણે જોઇયે છિયે.

**ગુજરાતી ભાષાના ત્રણ યુગ**

વાસ્તવિક રીતે ગૂજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઇસ્વી સનના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગ; પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બીજો અને તે પછીનાં શતકોનો ત્રીજો. પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી નામ આપવું ઘટે છે. બીજા યુગની ગૂજરાતી જે સામાન્ય રીતે હાલમાં જૂની ગૂજરાતીના નામથી ઓળખાય છે, તેને મધ્યકાલીન ગૂજરાતી કહેવી યોગ્ય છે. ત્રીજા યુગની ગૂજરાતીને અર્વાચીન ગૂજરાતી સંજ્ઞા આપવામાં મતભેદ હોય જ નહિ. પહેલાં પાંચ શતકોની ભાષા ગૂજરાતી છે તેની પ્રતીતિ સારૂ કાલક્ષેપનો ઉપાલંભ વ્હોરીને પણ શતકવાર ઉદાહરણ આપવાની જરૂર છે. એ પાંચ શતકના સાહિત્યને ગેરઇન્સાફ થયો છે. કેમકે મધ્યકાલીન ગૂજરાતીને જ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક, અને 'પ્રાચીન કાવ્યમાળા'ના અભિમત તંત્રી ગૂજરાતી ગણવા ના પાડે છે, ત્યાં પ્રાચીન ગૂજરાતીનો તો

ઘડો જ થવો કેવો! માતપિતા મોટાં છોકરાંને ઇનકાર કરી નવારસ ઠેરવે ને ન્હાના બાળકને જ કબૂલ રાખે તેના જેવું આ તો થાય છે. અવમાનિત સાહિત્યની શોધખોળ થતી નથી, અભ્યાસ થતો નથી, ચર્ચા થતી નથી ને તેને ન્યાય મળતો નથી. આંધળે બ્હેરૂં કુટાય છે ને ગૂજરાતી અગૂજરાતીની યોગ્યતા તપાસાયા વગર અવળું વેતરાયાં જાય છે. વગર ઓળખ્યે અથવા ભૂલમાં ભુટકાઈ અજ્ઞાનના અંધારામાં પ્રકાશની રાહ જોયા વગર આપણે આપણા સાહિત્ય વડની જમીનમાં ઊંડી ઉતરેલી વડવાઇઓ વાઢી નાંખવા પ્રવૃત્ત થઇયે છિયે. આ સાહસ અટકાવવા તે તે શતકની ભાષાનાં ઉદાહરણ નીચે આપવામાં આવે છે.

**પંદરમા ચૌદમા શતકનું ગૂજરાતી**

શ્રી કૃષ્ણના ભક્ત નરસિંહ મહેતાને જૂનાગઢના શિવભક્ત રા'મંડળિક સાથે વાદ પડયો, તે અરસામાં ઉતારાયલા વસન્તવિલાસ માંથી કેટલીક કડીઓ પ્રથમ આપિયે છિયે. એ કાવ્યની એક લિખિત પ્રત ડેકન કોલેજના સરકારી સંગ્રહમાં પણ છે. જૂનાં 'ગૂજરાત શાળાપત્ર'માં પૂર્વે એ કાવ્ય મારા તરફથી છપાયું હતું. એમાંથી દસ જ વૃત્ત અહિં ઉતારું છું.

खेलन वावि सुखाली ( जाली गूख विश्राम ) ।
मृगमदपूरि कपूरिहिं पूरिहिं जल अभिराम ॥
अभिनव परि शिणगारी नारी रमइं विसेसि ।
चन्दनभरइं कचोली, चोली मण्डन रेसि ॥
कामुक जन मन जीवन तीं वन नगर सुरङ्ग ।
राजु करइं अभाङ्गिहिं रङ्गिहिं राउ अनङ्ग ॥

कुसुम तणूं करि धणह रे गुण ह भमरलामाल ।
लख लाघवि नवि चुकए मूकए सर सुकुमाल ॥
इम देखी रिद्धी कामनी कामनी किंनरकण्ठि ।
नेह गहेली माननी माननी मूकइं गण्ठि ॥
केलू कर्ली अति वांकुडी आंकुडी मयणची जाणि ।
विरहिणीनां इणं कालि ज कालिज काढइ ताणि ॥
सकल कला तुं निशाकर शा करं सइरि संताप ।
अबला म मारि कलङ्की शङ्की म्या हवं पाप ॥
वहिंनू रहि नहीं मनमथ मन मथतु दीह राति ।
अङ्ग अनोपम शोषए पोषए वइराणि राति ॥
विरह सहू ते भागलु कागलु करलड पेखि ।
वायसना गुण वरणए अरण ए त्यजइ विशेखि ॥
मुख आगलि तूं मलिन रे नलिन जई जलि नाहि ।
दन्तह बीज दिखाडि म दाडिम तूं मुख माहि ॥

ઉપરના ઉતારામાં નરસિંહ અને પદ્મનાભમાં મળી આવતો चो પ્રત્યય, ભાલણમાં મળી આવતું करं રૂપ ને પદ્મનાભમાં મળી આવતો लड પ્રત્યય વિદ્યમાન છે. તે ઉપરાંત જેને બીજી કે ચોથી વિભક્તિ કહે છે તેના અર્થમાં પ્રાકૃત રીત્યા ષષ્ઠીના दन्तह રૂપનો પ્રયોગ એમાં ધ્યાન ખેંચે છે. વળી અર્વાચીન હિંદી મરાઠીના સામાન્ય કૃદંતનું પૂર્વરૂપ खेलन है. व्या. ૮-૪-૪૪૧ तुम तवे मणाणहमणा हसणाहं च । સૂત્રની સ્મૃતિ આપે છે, તથા પ્રાચીન ગૂજરાતીનો रेसि પ્રત્યય है. व्या. ૮-૪-૪૨૫ तादर्थ्ये केहिं-तेहिं-

रेसि-रेसिं-तणेणाः । સૂત્ર યાદ દેવરાવે છે. આ રૂપ ને પ્રત્યય પંદરમા શતકથી જૂનાં હોવાથી આપેલો ઉતારો ચૌદમા શતકની ભાષાનું પણ ભાન કરાવવા સમર્થ છે. આથી તે શતકની ભાષાના દૃષ્ટાંત प्राकृत पिंगळ सूत्र માંથી શોધતા નથી. એ ગ્રંથમાં લક્ષણ બાંધ્યાં છે તે મધ્યકાલીન ગૂજરાતીમાં છે; ને ઉદાહરણો પણ મોટે ભાગે તે જ ભાષામાં છે.

**તેરમા શતકનું ગૂજરાતી**

તેરમા શતકની લોકભાષાનાં ઉદાહરણ મેરુતુંગ પૂરાં પાડે છે. એણે प्रबन्ध चिन्तामणि રચ્યાની સાલ ઇ. સ. ૧૩૦૫ છે. તેથી મધ્યમ ગણતરીએ એના પ્રબંધોમાંનું અપભ્રંશ સાહિત્ય તેરમા શતકનું લેખિયે છિયે. નીચેના દુહા मुञ्जराजप्रवन्धમાંથી લીધા છે.

मुञ्जु भणइ मुणाल वइ जुव्वणु गयउ म झूरि ।
जइ सक्कर सय खण्ड थिय तोइ सु मिट्ठी चूरि ॥

जा मति पच्छइ संपजइ सा मति पहिली होइ ।
मुञ्जु भणइ मुणालवइ विघन न वेढइ कोइ ॥

झोली तुट्टिवि किं न मुअउ किं न हुउ छारह पुञ्ज ।
घरि घरि नच्चावी यइ जिम मक्कड त्तिम मुञ्ज ॥

सायरु खाई लङ्क गढ गढवइ रावण राउ ।
भग्ग करवइ सवि भञ्जि गय मुञ्ज म करउ विसाउ ॥

નીચેનાં રાણકદેવીનાં વચનો સિદ્ધરાજ પ્રબંધમાંનાં ધ્યાન ખેંચનારાં છે.

तइं गहुआ गिरनार काहु मणि मच्छर धरिउ ।
मारितां खेंगार एकु वि सिहरुं न ढालिउ ॥
जेसल मोडि म वाह वलि वलि विरूड भावियइ ।
नइ जिम नवा प्रवाह नवघण विणु आवइ नहि ॥
वाटी तउ वढवाण वीसारतां न वीसरइ ।
सोनासमा पराण भोगावह तइं भोगवइ ॥

નીચેનાં સુભાષિત પણ મન હરે એવાં છે.

जइआ रावणु जाइउ दहमुहु इक्कसरीः
जणणी पीहली चिंतवइ कवणु पिया विह खीरु ॥
एहु जम्मु गयु नग्गउ भडसिरि खग्गु न भग्गु ।
तिक्खां तुरां न मणिआं गोरीगलइ न लग्गु ॥
कसु करु पुत्तकलत्तधी कसु करु करसण वाडि ।
आइवु जाइवु एकला हत्थ विन्नि वि झाडि ॥

**બારમા અગિયારમા શતકનું ગૂજરાતી**

હવે અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીનાં વ્યાકરણ આદિ-પ્રવર્તક અને પ્રાકૃત બોલીઓના પાણિનિ જે હેમાચાર્ય તેની અષ્ટાધ્યાયીમાંથી ઉદાહરણ ઉતારિયે છિયે. એ સમર્થ ગુર્જર ગ્રંથકારનો સમય ઈ. સ. ૧૦૮૮–૧૧૭૨ છે. આથી એના અપભ્રંશ ખંડમાં સંગ્રહેલું સાહિત્ય બારમા અને અગિયારમા શતકની લોકભાષાના દૃષ્ટાંત તરીકે લેઇયે છિયે.

वायसु उड्डावन्ति अइ पिउ दिट्ठउ सहसत्ति ।
अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तडत्ति ॥

हिअडा फुट्टि तडत्ति करि कालक्खेवें काइं ।
देक्खउं हय विहि कहिं ठवइ पइ विणु दुक्खसयाइं ॥
साहु वि लोउ तडप्फडइ वड्डत्तणह तणेण ।
वड्डप्पणु पुणु पाविअइ हत्थि मोकलडेण ॥

जइ न सु आवइ दुइ घर कांइ अहो मुहु तुज्झु ।
वयणु जु खण्डइ तउ सहिए सो पिउ होइ न मुज्झु ॥
जइ स सणेही तो मुइअ अह जीवइ निन्नेह ।
बिहिंवि पयारेहिं गइ अधण किं गज्जइ खल मेह ॥
बप्पीहा पिउ पिउ भणवि कित्तिउ रुअहि हयास ।
तुह जलि महु पुणु वल्लहइ बिहुं वि न पूरिअ आस ॥
हिअइ खुडुक्कइ गोरडी गयणि धुडुक्कइ मेहु ।
वासारत्ति पवासुअहं विसमा संकडु एहु ॥

तं तेत्तिउ जलु सायर हो सो तेवडु वित्थारु ।
तिसहे निवारणु पलु विन वि पर धुध्धुअइ असारु ॥
जं दिट्ठउ सोमग्गहणु असइहिं हासउ निसङ्कु ।
पिअमाणुस-विच्छोहगरु गिलि गिलि राहु मयङ्कु ॥

अन्ने ते दीहर णअण अन्नु तं मुअजुअलु ।
अन्नु सु घणथणहारु तं अन्नु जि मुहकमलु ॥
अन्नु जि केसकलावु सु अन्नु जि पाउ विहि ।
जेण णिअम्बिणि घडिअ स गुणलावण्णनिहि ॥

पिअसंगमि कउ निद्दडी पिअहों परोक्खहो केम्व ।
मइं बिन्नि वि विन्नासिआ निद्द न एम्व न तेम्व ॥
जाइज्जइ तहिं देसडइ लब्भइ पियहो पमाणु ।
जइ आवइ तो आणिअइ अहवा तं जि निवाणु ॥
जइ पवसन्ते सहु न गय न मुअ विओए तस्सु ।
लज्जिज्जइ संदेसडा दिन्तिहिं सुहय जणस्सु ॥
खज्जइ नउ कसरक्केहिं पिज्जइ नउ घुण्टेहिं ।
एम्वइ होइ सुहच्छडी पिएं दिट्ठें नयणेहि ॥
सिरि जरखण्डी लोअडी गलि मणियडा नवीस ।
तोवि गोट्ठडा कराविआ मुद्धए उट्ठ-बईस ॥
अब्भा लग्गा डुङ्गरिहिं पहिउ रडन्तउ जाइ ।
जो एहा गिरि गिलणमणु सो किं धणहे धणइ ॥
सिरि चडिआ तोडन्ति फल पुणु डालइं मोडन्ति ।
तोवि महद्दुम सउणाहुं अवराहिउ न करन्ति ॥

નીચેના બે દુહા મુંજ રાજાને લગતી પ્રાચીનતર લોકકવિતાના હોઈ લક્ષ રોકે છે.

रक्खइ सा विसहारिणी ते कर चुम्बिवि जीउ ।
पडिबिम्बि अमुञ्जालु जलु जेहिं अडोहिउ पीउ ॥
बाह विछोडवि जाहि तुहुं हुउ तेम्वइ को दोसु ।
हिअ अट्ठिअ जइ नीसरहि जाणउं मुञ्ज सरोसु ॥

હેમાચાર્યનો સંગ્રહ મોટો છે. મહાભારત, ભાગવત આદિ કાવ્યો તેમના સમયમાં અથવા તે પહેલાં રચાયલાં હતાં અને अपभ्रंश સાહિત્ય એટલે કે પ્રાચીન ગૂજરાતી સાહિત્ય સારૂં ખેડાયલું હતું, તેની એમના ઉતારામાં આપણને ઝાંખી થાય છે. વળી, ગૌડમંડળમાં કવિ જયદેવે गीतगोविन्द થી રાધાકૃષ્ણની પ્રીતિ ગાઈ તે પહેલાં ગુર્જર ભૂમિમાં એ રસરાજના અધિષ્ઠાતાની અને એ રાસેશ્વરીની પ્રેમગાથા अपभ्रंश કવિઓ ગાઈ રહ્યા હતા, તેનું પણ સંગૃહીત વચનોથી ભાન થાય છે. પરંતુ એ બધા ફકરા અહિં ઉતારવા જેટલો અવકાશ નથી. આ ટૂંકી નોંધ, **ગૂજરાતી સાહિત્યના આરંભનો અવધિ અગિયારમા શતકની પણ પૂર્વે જાય છે**, તેનો સહજ ખ્યાલ આપવા માટે છે.

**બીજા અપભ્રંશ સાહિત્યનો સહજ નિર્દેશ**

प्राकृत द्व्याश्रय ને નામે પ્રસિદ્ધ कुमारपालचरित ના છેલ્લા સર્ગનો પાછલો ભાગ હેમાચાર્યે अपभ्रंशમાં રચેલો છે. મુંજરાજના સમયમાં થયેલા અમિતગતિના શિષ્યનો छक्कम्मोवएसो પણ अपभ्रंशમાં છે. વળી મહાકવિ કાલિદાસના विक्रमोर्वशीयના ચોથા અંકમાં જે પ્રક્ષિપ્ત ભાગ મળી આવે છે તે પણ अपभ्रंशમાં છે. साहित्यदर्पणના કર્તા વિશ્વનાથ कर्णपराक्रमના कडवकबद्ध મહાકાવ્ય अपभ्रंशમાં રચાયાનું લખે છે. જૈન ભંડારોમાં બારીક તપાસ કરાશે તો ઘણાં અમૂલ્ય રત્નો નીકળી આવવાનો સંભવ છે. अपभ्रंश સાહિત્ય બહાર પડવાથી આપણી ભાષાની તેમ જ બંગાળી, હિંદી, મરાઠી વગેરે બીજી પણ અર્વાચીન ભાષાની ઉત્પત્તિ ઉપર અપૂર્વ પ્રકાશ પડશે. બૌદ્ધોની पाली અને જૈનોની अर्धमागधी वैदिक महासंस्कृत સાથે જે સંબંધ ધરાવે છે, તેના

કરતાં પણ વધારે નિકટનો સંબંધ આપણી અપભ્રંશ ભાષા સાથે એ બધી ભાષાઓ ધરાવે છે.

ઉપરની હકીકત ધ્યાનમાં લેતાં ગૂજરાતી સાહિત્યની કાલ-મર્યાદા હજારેક વર્ષની થવા જાય છે. આટલું જૂનું સાહિત્ય તેની ભગિનીઓના ભંડારમાં મળી આવતું નથી. તેને લીધે એ સવિશેષ મૂલ્યવાન બને છે, એ સાહિત્યના

**પ્રથમ યુગનું ઉત્તેજક સાહિત્ય**

આપણે ત્રણ યુગ પાડ્યા હતા. પ્રથમ યુગનું પ્રાચીન ગૂજરાતી સાહિત્ય નિર્મળ પ્રેમભાવના પોષતું ને ઉજ્જવળ દેશભક્તિથી ઉભરાતું ઉત્સાહપૂર્ણ છે. જે કાળમાં જેવી દેશની સ્થિતિ, તેવું તેવું તે કાળનું સાહિત્ય હોય છે. મહારાણી ઇલિઝાબેથના રાજ્યકાલથી આજ પર્યંત આપણા પ્રતાપી રાજ્યકર્તાઓનો ઉત્તરોત્તર અધિકાધિક ઉદય થતો આવ્યો છે, તો તેમનું સાહિત્ય પણ એ સદીઓનું પરમ તેજસ્વી અને ઉત્કર્ષશાળી છે. ઇસવી સનની અગિયારમી, બારમી ને તેરમી સદી ગૂર્જરાતના પરમ અભ્યુદયની હતી. ચાંચિયા અને લુટારાને શાસન થતાં કરી વ્યાપાર જળમાર્ગે ને સ્થળમાર્ગે ધમધોકાર ચાલી રહ્યો હતો. દેશનો ઉદ્યોગ ખીલાવવાને માટે બ્હારથી શિલ્પીઓ તેડાવી વસાવ્યા હતા. કુરુક્ષેત્ર, પાંચાલ, શૂરસેન, પ્રયાગ, અયોધ્યા આદિ સ્થળના શ્રોત્રિય બ્રાહ્મણોને આણી દેશમાં જુદે જુદે સ્થાને સ્થાપ્યા હતા. વિદ્વાનોને સંપૂર્ણ આશ્રય મળી રહ્યો હતો; તે એટલે સુધી કે હેમાચાર્યનું વ્યાકરણ હાથીની અંબાડીમાં રાજદરબારી સવારીના ઠાઠથી મોટી ધામધુમ સાથે મહારાજા સિદ્ધરાજના સરસ્વતી ભંડારમાં પધરાવવામાં આવ્યું હતું. સિંધ, માળવા, કનોજ, અયોધ્યા, ચેદિમંડળ, અપરાંત અને ચૌલમંડળ પર્યંત દિગ્વિજયથી ગુર્જર વીરોની વીરહાક ગાજી રહી હતી. આવા

સમયના સાહિત્યમાં શુરાતનની જ્વાળા અને સ્વદેશપ્રીતિની જ્યોતિ ભભૂકી રહે તે સ્વાભાવિક છે. સાહિત્યના ઉત્કર્ષ સાથે દેશનો ઉત્કર્ષ સંધાયલો જ છે. નાંખી નજર ના પહોંચે એવા જે પ્રાચીન યુગમાં પ્રકૃતિની વિવિધ વિભૂતિમાં પ્રકાશતા દિવ્ય સત્ત્વનો મહિમા ઋષિઓએ ગાયો, તે જ યુગમાં આર્યોના આધિપત્યે આર્યાવર્તને આર્યાવર્ત બનાવ્યો. જે સમયે ઉપનિષદ્ સાહિત્યની પરમોજ્જવળ બ્રહ્મભાવના પ્રગટી, તે સમયે ગાર્ગી-વિદ્વત્વ આદિ મહિલાઓ પૂજાઈ અને અરુંધતી સપ્તર્ષિની પંક્તિમાં માન્યપદ પામી. જે જમાનાએ રામાયણ અને મહાભારત જેવી વિશ્વવિખ્યાત વીરસંહિતાઓને જન્મ આપ્યો, તેણે ભારતભૂમિની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ પણ જોઈ. જે વખતમાં બુદ્ધ ભગવાનનાં ઉદ્બોધક વચનોનાં ત્રિપિટક ગૂંથાયાં, તે વખતમાં વિશ્વવિજયી સીકંદરના સમર્થ અનુયાયીઓએ સાર્વભૌમ ચંદ્રગુપ્તની અને તેના મહાપ્રતાપી પૌત્ર અશોકની મૈત્રી શોધી. જે કાળમાં વિશુદ્ધ દાંપત્યપ્રીતિનું આદર્શ મેઘદૂત ઉદ્ભવ્યું, તે કાળમાં ભરતખંડે સ્વરાજ્ય પાછું મેળવ્યું. ઉત્કર્ષ કાળનું સાહિત્ય આ રીતે ઉત્સાહપૂર્ણ હોય છે. ગૂજરાતી સાહિત્યનો પ્રથમ યુગ તે ગૂજરાતના ભવ્ય ઉદયનો હતો. તેથી તે યુગના સાહિત્યમાં પુરુષપરાક્રમનું ગંભીર ગાન છે. મહાન યતિ હેમાચાર્યના મૂલ્યવાન સંગ્રહમાં એકવાર ફરીને આપણે ચંચુપાત કરિયે. જ્યારે યદૃચ્છાએ સંગૃહીત સુભાષિત આવાં શૂર પૂરનારાં છે, ત્યારે તે સમયનું ઉદ્દેશપૂર્વક રચેલું સાહિત્ય તો કેવું ઉત્તેજક હશે તે કલ્પનાગમ્ય છે. સંગ્રહમાંનાં થોડાંક વચન આપણે આપણા કાર્યસર ઉતારિયે છિયે.

धवलु विसूरह सामि अहो गरुआ भरु पिक्खेवि
हउं किं न जुत्तउ दुहुं दिसिहिं खण्डइं दोण्णि करेवि ॥

भल्ला हुआ जु मारिआ बहिणि महारा कन्तु ।
लज्जेज्जं तु वअंसिअहु जइ भग्गा घरु एन्तु ॥
जीविउ कासु न वल्लहउ धणु पुणु कासु न इट्ठु ।
दोण्णि वि अवसर निवडिअहिँ तिण सम गणइ विसिट्ठु ॥
अम्हे थोवा रिउ बहुअ कायर एम्व भणन्ति ।
मुद्धि निहालहि गयणयलु कइ जण जोण्ह करन्ति ॥
महु करन्त बे दोसडा हेल्लि म झङ्खहि आलु ।
देन्तहो हउं पर उव्वरिअ जुज्झन्त हो करवालु ॥
जइ भग्गा पारक्कडा तो सहि मज्झु पिएण ।
अह भग्गा अम्हहं तणा तो तें मारिअडेण ॥
पुत्तें जाएं कवणु गुणु अवगुणु कवणु मुएण ।
जा बप्पीकी भूंहडी चम्पिज्जइ अवरेण ॥
महु कन्तह गुट्ठट्ठिअहो कउ झुम्पडा वलन्ति ।
अह रिउरुहिरे उल्हवइ अह अप्पणें न भन्ति ॥
सरिहिं न सरेहिं न सरवरेहिं नहि उज्जाण वणेहिं ।
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिं सुअणेहिं ॥
हिअडा जइ वेरिअ घणा तो किं अब्भि चडाहुं ।
अम्हाहिं बे हत्थडा जइ पुणु मारि मराहुं ॥
पाइ विलग्गी अन्त्रडी सिरु ल्हसिउं खन्धस्सु ।
तो वि कटारइ हत्थडउ बलि किज्जउं कन्तस्सु ॥

**અલંકાર પ્રસ્થાનની અસર**

આ યુગના પૂર્વ ભાગમાં સંસ્કૃત અલંકાર પ્રસ્થાનની અસર अपभ्रंश સાહિત્ય ઉપર થતી જોવામાં આવે છે. સમસ્યાપૂર્તિ શ્લેષ આદિ સભારંજની સુભાષિતના મુક્તક આ સમયમાં संस्कृतની પેઠે अपभ्रंशમાં પણ રચાય છે. એ યુગના ઉત્તર ભાગમાં રજપૂત રાજ્યની અવનતિ થાય છે ને મધ્યકાલીન ગૂજરાતીના યુગમાં તે દેશ પરચક્ર નીચે કચરાય છે. પરંતુ પેશવાઇનો લોપ થયા છતાં પેશવાઇએ આપેલો વેગ મરાઠી સાહિત્યમાં જેમ ટકી રહેલો જોઇયે છિયે, તેમ રાજ્યની ઉથલપાથલ થયા છતાં પણ ગતરાજ્યના સમયનો વેગ આ મધ્યયુગના આરંભમાં કેટલોક વખત ટકી રહે છે અને નરસિંહ, ભાલણ અને પદ્મનાભ જેવાં કવિરત્ન પાકે છે, પરંતુ તેમની કવિતાનો પ્રવાહ જુદે માર્ગે વહે છે.

**મધ્યયુગમાં પૂર્વયુગનાં આંદોલનો**

સ્વતંત્ર નાગર કવિ નાતજાતની અને આલંકારિકની મર્યાદા ઉલ્લંઘી પ્રત્યગ થી ાસલીલા અને દાણલીલામાં ભાગ લેતો ભક્તિ શૃંગારના ઉન્નત પ્રદેશમાં સ્વચ્છંદ ઘૂમે છે; વિદ્વાન બ્રાહ્મણ કવિ कादम्बरी ને भागवत દેશીબદ્ધ ગૂજરાતીમાં संस्कृतમાંથી ઉતારી પોતાની રસવૃત્તિનો વેગ શમવે છે; ને આશ્રિત નાગર કવિ આશ્રયદાતાના પૂર્વજનાં પરાક્રમનું યશોગાન ગાઈ હૃદયમાં ઠલવે છે. મધ્યયુગના બીજા ગણાવવા જેવા સમર્થ લેખક છે નહિ. મોટા ભાગે સ્થૂળ ધર્મબુદ્ધિ તૃપ્ત કરવા મહાભારત રામાયણનાં અને ન્હાનાં મોટાં આખ્યાનોનાં જોડકણાં જોડાયલાં આ સમયમાં મળી આવે છે, અથવા તો સામાન્ય જનસમાજની વિનોદવૃત્તિ સંતોખવા વાર્તાઓ ગદ્ય

અને પદ્યમાં લખાયલી જોઇયે છિયે. ભાલણસુત ઉદ્ધવ વાલ્મીકિના રામાયણનું પ્રતિબિંબ ઉતારે છે. વીકાસુત નાકર પુરાણીના મુખે સંસ્કૃત કથા સાંભળી માણગોળાવાળા ઉપર ઉપકાર અર્થે પુણ્ય બુદ્ધિથી ભારતનાં પર્વો ઘડે છે. એ ધર્મ સંહિતા પાછળ બહુ કથાભટો યુગમાં મંડી પડે છે. વિષ્ણુદાસ, શિવદાસ, દેવીદાસ, મુરારિ, શ્રીધર, આદિક કથકોનાં આખ્યાનોની ને કથાઓની ધર્મમંદ નિઃસત્ત્વ પ્રજામાં ખપતી પુષ્કળ થાય છે. બોરસદ પરગણાનો વરતો આખ્યાન શૈલીમાં વાર્તાની વિનોદશૈલી મેળવી શુકદેવ–આખ્યાન રચે છે. નાગર વચ્છરાજ જેને પ્રેમાનંદનો

**મધ્ય યુગનું ધર્મમંદ મૂલોજ્જીવક સાહિત્ય**

શિષ્ય વીરજી સુરેખા હરણના આરંભમાં સ્મરે છે, તે સ્ત્રી ચરિત્રની વાર્તામાં બ્રહ્મજ્ઞાનનું ગૂઢ રૂપક સમાવે છે. જૈન યતિ નેમવિજય ધર્મ અને આચારના ઉપદેશ અર્થે અદ્‌ભુત કથનનો ઉપયોગ કરે છે. એ લેખોની કૃતાર્થતા જમાનાની જરૂરિયાતો પૂરી પાડવાની સાથે સાહિત્ય વૃક્ષનાં મૂળ સજીવન રાખવામાં સમાપ્ત થાય છે. સારસ્વત પ્રવાહ જે પંદરમા શતકમાં પવિત્ર દર્શન દેઈ સોળમા અને સત્તરમા શતકમાં સોસાઈ સોકાઈને નછતો જેવો થઈ ગયો હતો, તે અઢારમાં શતકમાં પાછો વિસ્તારથી જોસભેર પ્રગટ વહેવા માંડે છે. આદિ કવિની રસદૃષ્ટિ અને તત્ત્વદૃષ્ટિ વિભક્ત થઈ પ્રેમાનંદ અને અખામાં સંક્રાંત થઈ. એકે પોતાની નવું જીવન પ્રેરનારી

**વ્યક્તિના પ્રતાપથી સજીવન રહેલાં મૂળ નવપલ્લવ થવાં**

વાણીથી નૂતન રસિકમંડળ ઊભું કર્યું અને તેમાં પોતે તારામંડળમાં ચંદ્રવત્ સુધા સીંચતો પ્રકાશ્યો. નાગર ગુરુથી ભાખા ભક્તિનો મંત્ર પામી પ્રવૃત્તિનાં પ્રચંડ આંદોલને તેણે સાહિત્યને અનેક

દિશામાં અપૂર્વ વેગથી બહલાવ્યું. સાંસારિક જીવોનાં પ્રપંચ અને ક્ષુદ્રતાથી સંસાર જેને નીરસ લાગ્યો હતો, એવો બીજો અકવિ મનાવામાં માન ગણતો જ્ઞાની કવિ નિઃસંગ રહી અચર્વ્યો રસ ચળવામાં ઉદ્યુક્ત રહ્યો. અરાઢમા શતકમાં ભાલણના સાહિત્યરસિક શ્રોતાને સ્થાને વાર્તાના ચમત્કારના ભોગી શ્રોતા જ હતા. એમની રુચિને પોષતું વાર્તાસાહિત્ય જેનાં મૂળ નેમવિજય વચ્છરાજ વગેરેએ સજીવન રાખ્યાં હતાં, તે રખીદાસના સીહુંજના ચોરામાં વિસ્તાર પામ્યું. ઓગણીસમું શતક શમમય દુર્બળ સાહિત્યનું છે. તેમાં ઘણે ભાગે ભજનિયાં ને વૈરાગ્યનાં પદ સાહિત્યની પાનખર ઋતુનાં શુષ્ક પત્રવત્ જ્યાં ત્યાં પથરાય છે. દેશમાં અવ્યવસ્થા એક છેડેથી બીજે છેડે મચી રહે છે. અશાંતિને લીધે વ્યાપાર અટકી પડે છે. લડાયક ધાડાંના ત્રાસથી ખેતીવાડીને ભારે ધક્કો પહોંચે છે. ઉન્નત ભાવના સમર્પનારું ધર્મચૈતન્ય ઉપશાંત છે. ગુરુકુળમાં કેળવણી-નો પ્રચાર બંધ પડયો છે. એવા સંકટના સમયમાં કરતાલ વગાડી ભજન કીર્તન ગાઈ આશ્વાસન આપનારા ખૂટિયો ભગત, નિરાંત ભગત, રણછોડ ભગત, તથા ઉત્સાહ અને પ્રવૃત્તિનાં મૂળ બાળી નાંખનારા વૈરાગ્યનો બોધ આપનાર નિષ્કુલાનંદ, કેશવદાસ, અલખ બુલાખીરામ જેવાની પદરચનાનો જ વિકાસ થવો શકય છે. સાહિત્યના આ સુકવણામાં એકજ વેલી નવ-પલ્લવ રહી નયનને અને હૃદયને ઠારે છે. તે નર્મદાને તટે ઉદ્ભવી છતાં અન્ય દેશકાળનું પાણી પી ફૂલીફાલી જણાય છે. નરસિંહ, ભાલણ ને પ્રેમાનંદનો ઘટ્ટ પરિચય દયારામભાઈની વાણીમાં જોઈયે છિયે; પણ એ ફક્કડ કવિ કોઇનો દેવાદાર રહ્યો નથી. મહેતાને નામે નવાં પદ જોડીને, ભાલણની દશમ-લીલાનો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને અને પ્રેમાનંદના ઓખા-

હરણમાં ભારોભાર ઉમેરો કરીને દયારામે બ્રહ્મઋણ વાળી દીધું જણાય છે. પાછલા સાહિત્યનું સંક્ષિપ્ત સમાલોચન અહિં પૂરું થાય છે. શુક્લપક્ષની અષ્ટમીએ ચંદ્રનું અર્ધું બિંબ તેની પુંજથી અજવાળીને સુધાથી સીંચી પ્રકૃતિદેવી બાકીના મંડળની ઉજ્જવળ રૂપરેખા જ દોરે છે, તેમ આ સાહિત્યના સુધાનિધિના બિંબનું પ્રતિબિંબ પણ અહિં અધુરું જ દોર્યું છે. પહેલી પાંચ સદીનું સાહિત્ય સંગ્રહાયું નથી–શોધાયું જ નથી. બીજી પંચશતીના પણ ઉત્તમોત્તમ ગ્રંથો હજુ પ્રકાશમાં આવવા બાકી છે. નરસિંહનો સહસ્રપદી રાસ પૂરો ઉપલબ્ધ નથી. ભાલણનું રામબાલચરિત ત્રુટિત જ મળ્યું છે. એનો દશમસ્કંધ પ્રકાશકની રાહ જુએ છે. પ્રેમાનંદનાં ત્રણ જ નાટકો છપાયાં છે. બીજાં આઠ કયાં છે? કયાં છે એનાં લાખ લાખ પૂરનાં ત્રણ કાવ્યો? કયાં પ્રથીરાજરાસા ને ટકોર મારતું વલ્લભે વખાણેલું કર્ણચરિત્ર? એ વલ્લભનાં નવે રસનાં નોખાં નોખાં કાવ્યો પણ બધાં પ્રસિદ્ધ થયાં નથી. પિતાને પરિતોષ પમાડનારી કૃષ્ણ-વિષ્ટિ પણ શોધી કઢાઈ નથી. ગૂજરાતી સાહિત્યના ઈતિહાસમાં અત્યંત ઉપયોગી વલ્લભકૃત પ્રેમાનંદકથા પણ પ્રકાશમાં અણાઈ નથી. જેટલું સાહિત્ય બહાર પડયું છે, તે અપ્રસિદ્ધ સાહિત્યના મુકાબલામાં થોડું છતાંએ મગરૂરી ઉપજાવનારું છે, નરસિંહ મહેતાનાં ગોવિંદગમન, સુરતસંગ્રામ ને ચાતુરીમાં પર્યેષક હૃદય ગાઢ પણ આદ્રાર્દ ભક્તિરસનાં પારદર્શક પડો ઉકેલે છે. ભાલણની રામકૃષ્ણની બાળલીલામાં રસિક હૃદય વાત્સલ્યભાવની સુઘડતા જુએ છે. પદ્મનાભના પ્રબંધની કવિતા વાંચી ઉત્સાહશીલ હૃદય ઊછળ્યા વગર રહેતું નથી. ભાષાભક્ત પ્રેમાનંદની વાણીની તો વાત જ શી કહેવી? એના અભિમન્યુ આખ્યાનના વીરરસથી નાંદોર દરબારમાં રજપૂત સામંત વીરહાક કરી ઊઠયો હતો.

એનાં નાટકો સંસ્કૃત નાટકોની સમોવડી કરે એવાં છે. એનું માંધાતા આખ્યાન વાંચી ઠાવકા મનુષ્યને પણ હસવું દાબી રાખવું મુશ્કેલ પડે એમ છે. એના પુત્ર વલ્લભની બાનીનો ઝોક કોઈ ઓર જ છે. પ્રેમાનંદનાં મંડળના વૃદ્ધપ્રસાદ કવિ દ્વારકાદાસનાં વચનો રોમેરોમ રસ ઉભરાવે છે. દયારામ આદિ શૃંગારી કવિની ગરબીઓ લાખોને અદ્યાપિ પણ ભક્તિમાં ને શૃંગારમાં લીન કરી નાંખે છે.

**નૂતન સાહિત્યમાં પારસી, મુસલમાન સહોદરની સહકારિતા અપેક્ષિત છે**

કાવ્ય માર્ગમાં જૂનું સાહિત્ય યશસ્વી બન્યું છે ખરું પણ કાવ્યમાં જ સાહિત્યની પરિસમાપ્તિ થતી નથી. કાવ્યસાહિત્યમાં પણ કાલિદાસની સુઘડતા અને શેલી ટેનીસનની ઉન્નત પ્રતિભા, મિલ્ટનની પ્રૌઢતા, અને શેક્સપીઅરની સર્વદેશી કુશળતા આવવી હજુ અપેક્ષિત છે; તેની સાથે કળાવિધાન અને શૈલી પણ કેળવાય તે અપેક્ષિત છે. એ સાહિત્ય કેવળ પુરાણમૂલક છે, તે સંસારમૂલક થવું પણ ઇષ્ટ છે. બીજા સાહિત્યના માર્ગો તો ઘણે ભાગે અક્ષુણ્ણ જ છે. કવિ નર્મદાશંકરના સમયથી ગદ્ય કંઇક ખેડાવા લાગ્યું છે. ચરિત્ર-નિરૂપણ તરફ પણ કંઈક લક્ષ દોરાયું છે. સંગીતકળા સંબંધી કંઇક કુતૂહળ ઉત્પન્ન થયું છે. પણ હજુ કરવાનું બહુ છે. બંગાળી અને મરાઠી સાહિત્યના મુકાબલામાં ગૂજરાતી સાહિત્ય પછાત છે. એના સર્વદેશી વિકાસનો આધાર ગુર્જર ભૂમિના પુત્રો હોવાનું અભિમાન ધરાવનારા ઉપર છે. સાહિત્યના કાર્ય-ક્ષેત્રમાં જાતિનો, જ્ઞાતિનો, ધર્મનો, કર્મનો કે વર્ણનો ભેદ નથી. હિંદુ, પારસી, મુસલમાન સર્વે જેમની જન્મભાષા ગૂજરાતી છે,

જેમના શિક્ષણનો પાયો ગૂજરાતીમાં નંખાયો છે ને જેમનો વ્યવહાર મોટપણે ગૂજરાતીથી ચાલે છે, તે પછી પારસી હો કે મુસલમાન હો, સૌએ સહોદર છે. બધાની ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષમાં સહકારિતા અપેક્ષિત છે. એક વખત સમશેર બજાવવામાં આગળ પડનાર મુસલમાનભાઈએ કલમપેશીમાં પાછળ પડવું યોગ્ય નથી. જૂની હિંદીના શણગાર રૂપ पद्मावती નામે વાર્તા કાવ્યનો કર્તા મુસલમાન જ છે. મુસલમાન રાજ્યકાળમાં ઉત્તર હિન્દુસ્તાનમાં એવા મુસલમાન કવિઓ અનેક થયા છે. હાલ પણ ઉત્તરમાં મુસલમાન શાયરો મશહુર છે. જે લાભ ઉત્તર હિંદુસ્તાનના મુસલમાનો હિંદીને આપે છે તે લાભની ગૂજરાતી ભાષા પણ અહિંના મુસલમાન ભાઈઓ પાસેથી આશા રાખે તે બરહક છે.

**સાહિત્યમાં ભાષાની વિશુદ્ધિ અને એકતા**

હિન્દુસ્તાનની ગાયનકળા મુસલમાન ઉસ્તાદોએ ખીલાવી સજીવન રાખી છે. એવી જ ઉસ્તાદી ગૂજરાતી સાહિત્ય ખીલવવામાં આપણે તેમની માગિયે છિયે. આપણા ઉત્સાહી પારસીબંધુઓ તો સાહિત્યક્ષેત્રમાં આગળ જ છે. એમના અગ્રેસર લેખકોએ મરહૂમ કવિ દલપતરામે ગુર્જરીવાણી વિલાપમાં મૂકેલું આળ ખોટું પાડ્યું છે. તેમ છતાં ઘણા મલબારી, ઘણા તારાપોરવાળા, ઘણા ખબરદાર, ઘણા વાયુચક્રશાસ્ત્ર ચર્ચનાર, ઘણા ઈરાન આદિની તવારીખ લખનાર, ઘણા આરોગ્ય અને વૈદ્યકશાસ્ત્રનું ઉપયોગી જ્ઞાન ફેલાવનાર, ઘણા દેશપરદેશના રમુજી અહેવાલ આપનારની સાહિત્યોપાસક ટોળામાં ભરતી કરવાને અને ભાષાની એકતા જાળવવાને જરૂર છે. પારસીભાઈઓ ઈંગ્રેજીમાં કાબેલિયત મેળવવા જે મહેનત લે છે તે મુબારક છે. પણ

તે મહેનતના ફળરૂપ તેમના જ્ઞાનનો લાભ ગૂજરાતી બોલનારી સર્વ આલમ એક સરખી રીતે લઈ શકે એટલા માટે પારસી બોલીમાં નહિ પણ ગૂજરાતી ભાષામાં તેમના હાથે ગ્રંથો લખાવા ઇષ્ટ છે. અમુક ભાગની કે અમુક કોમની બોલીમાં ગ્રંથ લખાવાથી ભાષાની વિશુદ્ધિ જળવાતી નથી, લેખક ટોળામાં ફૂટ પડે છે, ને લેખનો લાભ સમસ્ત મંડળ લેઈ શકતું નથી. આથી સાહિત્યની ભાષાની એકતા અને વિશુદ્ધિ જાળવવા હમેશાં સુધરેલા દેશોમાં લેખકો પોતે જ ભાષા પ્રત્યેની પૂજ્ય બુદ્ધિથી, સાહિત્ય પ્રત્યેના ગૌરવથી, અને સ્વબંધુ પ્રત્યેના પ્રેમથી કાળજી રાખતા જોવામાં આવે છે. બ્રિટિશ દ્વીપોના એક ભાગનો હો કે બીજા ભાગનો, દેશી હો કે વિદેશી, યુરોપ કે અમેરિકાનો હો, એશિયા કે ઓસ્ટ્રેલિયાનો, ગોરો હો કે કાળો, જે કોઇ લેખક ઇંગ્રેજીમાં ગ્રંથ લખવા પ્રવૃત્ત થાય છે તે (King's English) એટલે રાજરૂઢ ઇંગ્રેજીમાં લખે છે. પારસી બોલી મૂકી રૂઢ ગૂજરાતી ભાષા વાપરવી કંઇ પારસીભાઇઓને મુશ્કેલ નથી. જે વાંચનમાળા હિંદુ મુસલમાનો શીખે છે, તેજ પારસીઓ શીખે છે. એ વાંચનમાળાથી સૂરતી બોલીનું સૂરતીપણું અને કાઠિયાવાડી બોલીનું કાઠિયાવાડીપણું ગયું છે. એ વાંચનમાળામાંથી કેળવાયલા પારસીઓની પારસી બોલીનું પારસીપણું ઘણે ભાગે ઘસાયું છે. પારસીઓમાં મગરૂર થવા જેવું એ છે કે સ્ત્રી શિક્ષણનો બહુ સારો ફેલાવો છે. પારસી બાળકીઓ અને હિંદુ બાળકીઓ એક જ વાંચનમાળા વાંચે છે. આ જોતાં સામયિક અને જાથુ સાહિત્યમાં પારસી બોલીના આયુષનો વરતારો ટૂંકો જણાય છે. પણ એ વરતારો સાચો પાડવાનું પારસી લેખક મંડળીના હાથમાં છે, પારસી રોજીંદાં પત્રોના માલીકોના હાથમાં

છે, જ્ઞાન પ્રસારક સભા જેવી સંસ્થાઓના હાથમાં છે. આશા છે કે કેળવાયલા ઉત્સાહી પારસીભાઈઓ જમાનાના ઝોકને માન આપશે.

પારસીભાઇઓ શુદ્ધ ગૂજરાતી ભાષા વાપરતા થાય, તેની સાથે ગૂજરાતી ભાઈઓને પણ સાહિત્યની દિશામાં એક અગત્યનો ફેરફાર કરવાની જરૂર છે. કેવળ પૌરાણિક (Mythological) સાહિત્યને પડખે શુદ્ધ સંસારી સાહિત્ય તેમણે ખેડવું જાઇયે, જેમાં પૌરાણિક કથાઓથી અજાણ્યા પારસી અને મુસલમાન ભાઈઓ સરખો આનંદ લેઈ શકે. આની શરૂઆત થઇ ચૂકી છે.

**ધર્મરંગે રંગાયલા સાહિત્યનો સમય ગયો છે**

કેવળ ધર્મના રંગે રંગાયલા સાહિત્યનો સમય વીત્યો છે. એક સમય એવો હતો કે જ્યારે સર્વ ઉપદેશ સર્વ જ્ઞાન આપવાનું દ્વાર ધર્મ હતો, પ્રતીતિ શ્રદ્ધા ને પ્રીતિ ઉપજાવનારો માર્ગ દેવકથા હતી, રુચિ અને આદર પ્રગટાવવાનો પ્રકાર અદ્ભુત કથન હતું. સમયબળને અનુસરી આરોગ્ય સંરક્ષણાર્થે સ્નાન શૌચાદિના સામાન્ય નિયમ ધર્મનું અંગ બન્યા; દેશાટનનો લાભ આપનારું તીર્થમાહાત્મ્ય શત શાખાએ વિસ્તર્યું; નીતિનો બોધ દેનારાં અનેક અદ્ભુત ઉપાખ્યાનો ઉદ્ભવ્યાં; અને જ્ઞાન અને નિર્વાણનો માર્ગ સર્વને માટે ખુલ્લો મૂકનાર ઐતિહાસિક બુદ્ધ ભગવાન ઇશ્વરાવતાર બન્યા. એ જમાનો આજ નથી. જૂના જમાનાએ શીલવતીના રાસને અને રોપદર્શિકાને જન્મ આપ્યા, તો નવો જમાનો સરસ્વતીચંદ્રને અને કાન્તાને જન્મ આપે છે. ભૂતકાળમાં વ્યક્તિની સ્તુતિના રાસા અને પ્રબંધો રચાતા, તો વર્તમાનકાળમાં સામાજિક સ્થિતિના ઇતિહાસ લખાય છે. પ્રાચીન યુગમાં ધર્મના સંગ્રહાર્થે સાધુઓના મહાન સંઘો

મળતા, ત્યારે અર્વાચીન સમયમાં નાગરી પ્રચારિણી સભા, એક લિપિ પ્રચારિણી પરિષદ્, સાહિત્ય પરિષદ્ જેવાં મંડળ ભિન્ન ભિન્ન ભાષાનાં સાહિત્ય સર્વમાન્ય કરવા, પોતાનું ભૂતપૂર્વ સાહિત્ય સંગ્રહવા, પ્રવર્તમાન સાહિત્યનો સર્વતોમુખ વિકાસ સાધવા સ્થળેસ્થળે મળે છે.

**પૂર્વનું ઉત્તેજક અને પશ્ચિમનું પોષક સાહિત્ય**

આવા મેળાવડાનું સાર્થક્ય કયારે કે જયારે આશ્વિનોએ ચ્યવન ભાર્ગવમાં નવું જીવન પ્રેર્યું હતું તેવું નવું જીવન વૃદ્ધોમાં પ્રેરાય, અને રાજર્ષિ વિશ્વામિત્રના સાહચર્યમાં રામલક્ષ્મણ જેમ વીરચર્યામાં ઉદ્યુક્ત થયા તેમ યુવકો પોતાનું પરાક્રમ પ્રકાશવા પગભર થાય. આરંભ મહાન છે, ખંડેર ફરી વસાવવાનાં છે, ઉજ્જડ પ્રદેશ આબાદ કરવાનો છે, નવાં થાણાં નાંખવાનાં છે, આપણને ગૂંગળાવી નાંખતી આલંકારિકોની કીલેબંદી આપણે તોડી પાડવાની છે, સાહિત્યના ઉદ્યાનમાં જડ નાંખી વધેલા નિંદ્ય રોપાઓ નીંદી કાઢવાના છે, ભયંકર પ્રાણીના આશ્રયભૂત ઝાડી સાફ કરવાની છે, તૃષા છીપાવનારાં જળાશયો ખણવાનાં છે, આબાદી વધારનારી ન્હેરો ખોદવાની છે, ઉત્પન્નની આપલે સરળ કરનારા માર્ગો ઉઘાડવાના છે. આ કામમાં આપણા પૂર્વજો પીઠ પૂરી રહ્યા છે. કાવ્યક્ષેત્રમાં નવો વિજય મેળવવાને આદિ કવિ વાલ્મીકિ આપણને કોકિલકંઠથી તેડે છે. આર્થિક વિદ્યાઓને પુનરુજ્જીવન આપવાને આરણ્યક પાલકાવ્ય હસ્તીના નિર્ઘોષથી પુકારે છે. કુમાર સુકળાઓને ખીલાવવાને વીણા સારતા નારદ સાથે નાટ્યમુનિ ભરત સંજ્ઞા કરે છે. રસાયનાદિક વિદ્યાનો રાગ જગાડવાને વીતરાગ નાગાર્જુન પ્રબોધે છે. સાહિત્યના રાજ્યનો વિસ્તાર કરવાના પ્રયાસમાં

સહાયભૂત થવા અનેક અક્ષરદેહધારી સાહિત્યવીરો વ્યૂહબદ્ધ આપણી પીઠે તત્પર ઊભા છે, જેઓમાં આપણા માટે પ્રમુખ ભાગ મૂકાવી મોખરે આવી ઉત્સાહપૂર્ણ મુખમુદ્રાથી આપણને ઉત્તેજે છે. વળી આ તરફ આપણા મહાન રાજકર્તા આપણને આગળ દોરવા સન્મુખ તૈયાર છે. બેકન ને સ્પેન્સરની સરદારી નીચે તત્ત્વક્ષેત્રમાં ઘૂમો. શેક્સપીઅર, મિલ્ટન અને ટેનીસનની સહાયતાથી કાવ્યક્ષેત્રમાં આગળ ધસો. પોપ, ગ્રિમ અને મેક્સ-મુલરના અગ્રેસરપણામાં શબ્દવિદ્યા અને પૌરાણ વિદ્યાના અજાણ્યા પ્રદેશ સર કરો. આ અને બીજા વિષય હાથ કરવામાં સાહાય્ય આપવા પશ્ચિમના વીરોની સેનાઓ સજ્જ છે. વિજય મેળવવામાં કોઇનો પ્રતિરોધ નથી. પ્રતિરોધક કહિયે, તો, તે આપણું આલસ્ય જ છે, આપણો પ્રમાદ જ છે, આપણી કર્તવ્યવિમુખતા જ છે, આપણી હૃદયભીરુતા જ છે, આપણો અનુત્સાહ જ છે. આલસ્ય મરડો માં, આલસ્યને જ મરડી નાંખો. પ્રમાદ ખાઓ માં, પ્રમાદને જ ખાઈ જાઓ. પ્રવૃત્તિધર્મની ભગવદ્ગીતોપનિષદ્નો નિત્ય પાઠ જ્યાં થાય છે, ત્યાં અનુત્સાહ ક્યાંથી, હૃદય ભીરુતા શી, કર્તવ્યવિમુખતા કેવી? જેનાં મનમાં રાષ્ટ્રને પ્રબોધવાની ઊર્મિ છે, તેને ઊંઘવાનું નથી; જેના મગજમાં કંઈ નવું ઉત્કર્ષક કહેવાની પ્રેરણા છે, તેને મૌન ધારવાનું નથી; જેની પ્રતિભામાં વીજળિક શક્તિના અંશ ઝણઝણે છે, તેને જડવત્ બેસી રહેવાનું નથી. આપણામાં સમર્થ નરનો તોટો ન હોવો જોઇયે. પ્રતિવર્ષ આપણા શારદાપીઠમાંથી પદવીધારી નરો સંખ્યાબંધ બહાર પડે છે. આ આપણા વીરો શું નિર્વીર્ય છે?

**આપણા શારદાપીઠના પદવીધારી નરો**

નહિ જ નહિ. ત્યારે શું એમ છે કે કોઈ પૂછે તો જ સહદેવ જોશીની પેઠે તેમના જ્ઞાનનો તેઓ આપણને

લાભ આપે ? ના ના, તેમ ન હોય. ત્યારે તો એક જ દિશામાં તર્ક દોડે છે. સીતાજીની ભાળ કાઢવા નીકળેલા મહાવીરો અરણ્ય અને પર્વત ઓળંગતા ઓળંગતા દક્ષિણ મહાસમુદ્રને તીરે જઈ પહોંચ્યા, ત્યારે નલ નીલ સાથે હનુમાન પણ શોચ કરવા લાગ્યા કે હવે શું કરવું ? આ મહાસમુદ્ર શે ઓળંગાય ? તે ક્ષણે વિચક્ષણ જાંબવાને મારુતિને તેમના સામર્થ્યનું સ્મરણ કરાવી ઉત્સાહ પૂરતાં વચનથી કહ્યું કે "કપિરાજ ! તમે પણ આમ શોચ કાં કરો છો ? તમારે તો આ મહાસમુદ્ર ગોષ્પદ માત્ર છે." આવી કોઇ જાતની સ્મૃતિ આપણા શારદાપીઠના વીરોને આપવાની જરૂર હોય તો કોણ જાણે ? એમનામાં નિગૂઢ સામર્થ્ય છે. એઓ ચાહે તો, એક વખત મહાન શંકરાચાર્યે આકાશમાર્ગે ચાલી જતી સરસ્વતીને યોગબળે આકર્ષ્યાનું કહેવાય છે, તેવી રીતે આ વીરો પણ દ્વીપાંતરમાં જઈ વસેલી સરસ્વતીને અને તેની પૂંઠે લક્ષ્મીને પણ એમની વિદ્યાના બળે આકર્ષી લાવે. જે પશ્ચિમમાં છે અને પૂર્વમાં નથી, એવું કેટલું બધું તેઓ અહિં વસાવી શકે એમ છે ? બાળશિક્ષણ, સાર્વજનિક આરોગ્ય, પ્રતિનિધિસત્તાક રાજ્ય આદિ ખાસ પશ્ચિમના જ કહેવાતા વિષયમાં કેટલું ઉપયોગી જ્ઞાન આપવાનું તેમને સહજ છે ? પશ્ચિમના જનસમાજમાં ઉદ્‌ભવ પામેલી હિતકારક યોજનાઓ આ દેશના જનસમાજને અનુકૂળ કરવાનું એમના અવલોકન અને અનુભવની સત્તાની બહાર નથી. રસાયનવિદ્યાનો ઉપયોગ અપવાદભૂત પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર અને તેમના શિષ્યો સિવાય કેટલાએ ઔદ્યોગિક અભિવૃદ્ધિમાં કર્યો ? પ્રાચીન મહાકવિની સૃષ્ટિનાં ભવ્ય ચિત્રોનો ઉપયોગ સદ્‌ગત ચિત્રકાર રવિવર્મા ઉપરાંત

કેટલાએ હૃદયદ્રાવક ચિત્રકળાની ખીલવણીમાં કર્યો ? મિલ, ફોસેટ ને સિજવિકના લેખનું રટણ કરી મી. રાનડે કે સર ફીરોજશાહ, ઑા. મી. ગોકલદાસ કે મી. ગોખલે જેવા અથવા તો દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ કે ઑા. મી. ચીમનલાલ હરિલાલ સેતલવાડ જેવા આર્થિક પ્રશ્નોના ચિંતક કેટલા ઊભા થયા ? ઇંગ્રેજીનો અક્ષર પણ ન જાણનાર સદ્ગત ભગવાનલાલ ઈંદ્રજી શોધખોળમાં યુરોપિયન શોધકોની હમોહમી કરે, એક પરીક્ષા પસાર ન કરનાર રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ. શહેરસુધારાના અટપટા સવાલોનો નિર્ણય આણે, મધ્યમ દરજ્જાની કેળવણી ધરાવનાર સદ્ગત દિ. બા. મણિભાઇ જસભાઇ સ્ત્રી કેળવણીનો વિષય હાથ લે, અને આપણા પદવીધારી બંધુઓ તેમાં ચંચુપાત પણ ન કરે એમ કાંઇ હોય ? સદ્ગત રા. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠ હરકોઇને જેવું આવડે તેવું લખવાને પ્રેરતા. તેમને કોઈ ન આવડવાનું નામ દેતું તો તેઓ ભાર દઈને કહેતા કે, "ન કેમ આવડે ? લખો એટલે આવડશે." માટે આ બંધુઓ પ્રત્યે એટલું જ કહેવું છે કે શરમાઓ નહિ, સંકોચ ખાઓ નહિ, પોતાને તુચ્છ લેખો નહિ. તમારી પાસેનું મૂલ ન થાય એવું ધન છે. તમે તેને અનુભવથી ઓળખાવો; તમે તેને અવલોકનથી ખીલાવો; તમે તેને ઉપયોગથી બહલાવો; ને પછી એ ધન તમે તમારા ઓછા ભાગ્યશાળી અશિક્ષિત અથવા અલ્પશિક્ષિત બંધુઓને આવકારદાયક થાય એવા રૂપમાં આપો. આપણું લખાણ નામ અમર કરે એવું ન હોય તેની પરવા નહિ. કીર્તિ એ પ્રવૃત્તિનું પ્રવર્તક તત્ત્વ નથી. પ્રવર્તક તો કર્તવ્ય છે. કર્તવ્યની પરિસમાપ્તિ કર્તવ્યમાં જ છે; તેનો કર્તવ્યથી ભિન્ન અન્ય ઉદ્દેશ છે

નહિ. માતાપિતા સંતાનને ઉછેરે છે, રાજા પ્રજાને પાળે પોષે છે, શ્રીમાન અનાથની સંભાળ લે છે. શેરીમાં રમતા ન્હાના બાળકને રસ્તે જનાર ગાડીઘોડાના ઝપાટામાંથી ઉગારી લે છે, ને નદીમાં તણાતાને તરી જાણનાર તારે છે. એ પ્રત્યેક પ્રત્યેકનું પોતાનું કર્તવ્ય છે, ને તે કરે છે. કરનાર સ્વધર્મ બજાવે છે એજ એનું ગૌરવ છે. ન કરનાર સ્વધર્મમાં ચૂકે છે ને દોષિત થાય છે.

**આપણા શિક્ષિત મહેતાજીઓ**

પદવીધારી સુશિક્ષિત પુરુષો મોટાં શહેરોમાં વહેંચાયલા છે; પણ શિક્ષણશાસ્ત્ર ને શિક્ષણકળાનાં પ્રમાણપત્ર ધારણ કરનારા ગૂજરાતી મહેતાજીઓ બધા દેશમાં ફેલાઇ ગયેલા છે. તેમનો અવકાશનો સમય જે તેમને ગામડાંમાં ભારે પડતો થઇ પડે છે ને જે તેઓ હલકી ખટપટ કે તુચ્છ કારભારમાં ગૂમાવે છે, તેનો તેમના પોતાના હિતને માટે ને તેમનાં બંધુઓના હિતને માટે સદુપયોગ કરવા ધારે, તો અનેક માર્ગ છે. જૂના સાહિત્યનો સંગ્રહ કરવાની, સમાજના આચારવિચારનું અધ્યયન કરવાની, મનુષ્ય કુળની ખાસિયતનું અવલોકન કરવાની, જે મંડળમાં તેમનું જીવન નિર્માયું છે તેમને જ્ઞાન અને સાહિત્યનો રસ લગાડવાની, તેમની વૃત્તિઓ કેળવવાની, તેમને ઉચ્ચ ભાવનાઓ અર્પવાની અને તેમને સર્વ પ્રકારે પોતાની વિદ્યાનો, શક્તિનો અને સહૃદયતાનો લાભ આપવાની તેઓ અસાધારણ અનુકૂળતા ધરાવે છે. બાળકેળવણી એ તો તેઓ જે વેતન ખાય છે તેનો બદલો છે. જનસમાજના શિક્ષિત સામાજિક તરીકેના નિજ કર્તવ્યનો તેમાં સમાસ થઈ જતો નથી. કુટુંબમાં રહી

કૌટુંબિકોની ઉપેક્ષા કરે તે સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, તેવી રીતે સમાજમાં રહી સામાજિક બંધુઓ પ્રત્યે બંધુકૃત્યમાં જે પ્રમાદ કરે છે તે જનસમાજનો દેવાદાર રહે છે અને સર્વ સમાજના પરમ અધ્યક્ષ જગદીશ્વરનો અપરાધી બને છે. જનસમાજ એક સહકારી સંસ્થા છે. એ સંસ્થાના સહકાર-ધર્મથી શિક્ષિત સુશિક્ષિત સાધનસંપન્ન ને સાધનરહિત એક સરખા બંધાયલા છે. સ્વાગત મંડળના ઇતિહાસરસિક અધ્યક્ષ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી શોધખોળમાં અને ઇતિહાસિક સંગ્રહમાં પોતાની સમૃદ્ધિનો સદુપયોગ કરી રહ્યા છે. શેઠ

**સાધન સંપન્ન બંધુ-ઓ અને સાહિત્ય-પીઠની યોજના**

ગોકળદાસ તેજપાળ, શેઠ મંગળદાસ નથુભાઈ, શેઠ પ્રેમચંદ રાયચંદ, સર જમશેદજી જીજીભાઈ, સર કાવસજી જહાંગિરજી, શેઠ જમશેદજી નસરવાનજી તાતા વગેરે મુંબઇના ધનાઢ્ય ગૃહસ્થોની ઉદારતાની પિછાન આપવી તે સૂર્યચંદ્રને ઓળખાવવા જેવું ગણાય. તેમણે કેળવણીની અભિવૃદ્ધિ માટે બહુ કર્યું છે. પણ સાહિત્યની સેવામાં પોતાનું સર્વ ધન સમર્પનાર ને ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને છેવટની વારસદાર ઠરાવી જનાર તો સૂરતના સદ્ગત શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ જ છે. સાધનરહિત બંધુઓને માટે સાધનસંપન્ન ગૃહસ્થો પુસ્તકશાળા ને વાંચનશાળા ઉઘાડે, તેને માટે તેમને અભિનંદન આપવું ઘટે છે. તેની સાથે પુસ્તકશાળાનો પુસ્તકસંગ્રહ મૂલ્યવાન બનાવવા અને વાંચનશાળાનું વાંચન વજનદાર કરવા સાહિત્યને ઉત્તેજન આપવા સંયુક્ત ભંડોળ ઊભું કરવાની તેમને વિનંતિ છે. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની પ્રવૃત્તિ તેના બંધારણને લીધે એકદેશી છે. કૉન્ફરન્સ સભાની પ્રવૃત્તિની દિશા કંઈ

ને શાસનપત્ર, શિલાલેખો ને પાળિયા, વહી ને દસ્તાવેજો સંગ્રહનાશના પ્રયત્નની વાટ જુએ છે. હૃદયચક્ષુથી જોનારને લોકના રીતરીવાજો, વહેમો અને રૂઢ સંસ્કારો અવલોકન માટે તૈયાર છે. વિદ્યાના રસિકને ન્હાનાં ન્હાનાં પ્રદર્શનો માટે સાધનો ચોતરફ વેરાયેલાં છે. પ્રતિમાવિધાન, ચિત્રવિધાન, સંગીત પરિચય આદિ અનેક કળાઓનો નિરાંતે એકાંતમાં અભ્યાસ થઈ શકે એમ છે. સરસ્વતીની સેવાના માર્ગ અનેક છે, જ્યારે દેવપૂજનના પ્રકાર આઠ જ છે. એક એક માર્ગ અનેક ઉપાસકોને યાવજ્જીવ વ્યાપૃત રાખે એવો વિશાળ છે. શ્રદ્ધાળુ સેવકોના લખલૂટ ધર્મદાયનું શ્રીજીના મુખવાસનું તાંબૂલ બને છે. તેમ પણ છે; ને વિદુરની ભાજી તથા સુદામાના તાંદૂલ પણ ભગવાનને બહુ પ્રિય છે, તેમ પણ છે. સરસ્વતી દેવીને પણ સર્વ ઉપાસકોની ખરા હૃદયની સેવા સ્વીકાર્ય છે.

**અસત્પ્રવૃત્તિ ને તામસી વૃત્તિ અનિષ્ટ છે**

આ મહાન ઉદ્યોગમાં સંભાળવાનું એક જ છે. અસત્પ્રવૃત્તિ સાહિત્યમાં વર્જ્ય છે, તામસી વૃત્તિ અનિષ્ટ છે, માટે આ પ્રવૃત્તિમય સંસારના સ્વામીનો અનુગ્રહ ઇચ્છી તે પ્રવૃત્તિના પ્રેરકને પ્રાર્થના એટલી જ છે કે,

असतो मां सद्गमय । तमसो मां ज्योतिर्गमय । ओम् शांतिः शांतिः शांतिः ।

# જોઇએ

ગૂજરાતી ભાષામાં આ એક ખંડિત (defective) ક્રિયાપદ છે. મથાળે આપેલું **જોઇએ** રૂપ વર્તમાનકાળ સંશયાર્થ છે. એનું નિશ્ચયાર્થ રૂપ બે રીતે બોલાય છે, **જોઇએ** છે અને **જોઇએ છિયે.** ભવિષ્યકાળમાં એનાં બે રૂપ છે, **જોઈશે** અને **જોઇશું;** ક્રિયાતિપત્ત્યર્થ (subjection)માં પણ પાછાં એ ક્રિયાપદનાં બે રૂપ પ્રચારમાં મળી આવે છે. કોઈ **જોઈઅત** કહે છે તો બીજાં **જોઇતે** બોલે છે. એનું વર્તમાન કૃદંત **જોઈતું** થાય છે. બીજાં કાળવાચક રૂપો કે કૃદંતો એનાં છે નહિ.*

ખંડિત ક્રિયાપદ તો **હો** પણ છે; પરંતુ એની વ્યુત્પત્તિ નિશ્ચિત છે અને એનું વ્યાકરણ નિર્ધારિત છે. આથી ઊલટું **જોઈએ** ક્રિયાપદની નથી વ્યુત્પત્તિનું કે નથી વ્યાકરણનું ચોકસપણું. સદ્‌ગત ટેલર એને युज् ધાતુ ઉપરથી સિદ્ધ કરે છે. એઓ લખે છે કે "युज् ધાતુનો સણભેદ युज्यते, એનો અપભ્રંશ એ છે. य=ज (૧૦૭ उ), उ નો ગુણ થયો ओ, માટે यु=जो; પછી ज्यतो ज પડ્યો (૧૦૭ ई), અને રહેલા यનો લઘુપ્રયત્ન ઉચ્ચાર થયે સવર્ણ इ થયો; પછી છેલો અક્ષર ते, એનો ये કે ए થયો

---

* કૃદંત વિશેષણ **જોઈતું**ની મદદથી **જોઈતું હોય, જોઈતું હતું** અને **જોઈતું હોત** એ પ્રયોગો ઊપજી આવે છે; પરંતુ **કરતું હોય, કરતું હતું** અને **કરતું હોત** એ પ્રયોગોમાં જેવો ચાલુપણાનો અર્થ ક્રિયાગત જોવામાં આવે છે, તેવાં એમાં નથી. એ કારણથી એ પ્રયોગોને કાળવાચક ક્રિયારૂપની કોટિમાં ગણવાની જરૂર રહેતી નથી.

(૧૦૭ ઈ)." આ સમીકરણોનું ઇષ્ટફળ એટલુંજ નીકળે છે કે '**જોઇયે**'નું સંસ્કૃત મૂળ युज् છે અને નિર્વચન-કારની દૃષ્ટિએ જોતાં એ **વર્તમાનકાળ ત્રીજા પુરુષ એકવચનનું કર્મણિ રૂપ છે.*** આ સમજથી એ વ્યાકરણકાર **જોઇએ છિયે** અને **જોઈશું** એ રૂપોને અશુદ્ધ ગણી તેનો અનાદર કરે છે. બીજી તરફ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ એ અનાદૃત અને અશુદ્ધ ગણી કાઢેલાં રૂપોને જ શુદ્ધ અને આદરણીય લેખે છે. એમની દૃષ્ટિએ મથાળે આપેલ ક્રિયાપદ **વર્તમાનકાળ પહેલા પુરુષ બહુવચનનું કર્તરિ રૂપ છે.** જુલાઈ ૧૯૦૮ ના 'સાહિત્ય અને વાર્તા'ના અંકમાં એઓ નીચે પ્રમાણે લખે છેઃ—"'જોવું' એ ધાતુનું અનિયમિત વર્તમાન-કાળ પ્રથમ પુરુષ બહુવચનનું રૂપ 'જોઇએ' એ છે.....જે વસ્તુની આપણને અપેક્ષા હોય, આપણને જે વસ્તુ જોઇતી હોય, તે માટે આપણે શોધ કરિયે, તે **જોવાનો** પ્રયત્ન કરિયે, તે માટે આપણે '**જોઇયે**' એમ અર્થભાવ હોઈ—હમારે એ વસ્તુ 'જોઇએ' એમ વિલક્ષણ—બહુધા અવિકારી—રૂપ થઈ ગયું લાગે છે." આગળ જતાં વધારે ભાર દેઈ એઓ જણાવે છે કે, "'જોઈયે'માંનો ઃપ્રત્યય તે...કર્મણિ નથી. એ તો

---

* મોટા ટેલર વ્યાકરણમાં આ બાબત નીચે મુજબ ખંડક ૧૮૦ ઉપર ટિપ્પણ છેઃ—"કોઇ 'જોઇયે છિયે, જોઇશું,' એવું કહે છે, પણ એમાં મૂળની વિસ્મૃતિ છે. मया तद् युज्यते **મારે તે** જોઈએ. આ ક્રિયાપદનો પ્રયોગ કર્મણિ છે, અથવા કરણે સકર્મક માટે એની સાથે કરણ—તૃતીયા વિભક્તિ વપરાય છે (૧૭૭). અને આ પ્રયોગના નિયમ પ્રમાણે પુરુષ તૃતીય છે; **તેણે કરવું** જોઈએ, **તેઓએ આવવું** જોઈએ, પણ **મેં તેં અમે તમે** નહિ, પણ **મારે તારે અમારે તમારે**, એ રૂપે પ્રથમ ને દ્વિતીય પુરુષનાં સર્વનામ વપરાય છે.

કર્તરિ વર્તમાનકાળનો પ્રથમ પુરુષ બહુવચનનો જ પ્રત્યય છે. પછી એ ન્યૂન રૂપમાં બીજી કેટલીક વિલક્ષણતા વધી, 'જોઈએ 'માંના અર્થહીન ભાગ 'જોઇ' ને વર્તમાન કૃદંત અને ભવિષ્યકાળના પ્રત્યયો લાગી 'જોઈતું' (જોઇતૂં હતૂં, જોઈતૂં નથી વગેરે) 'જોઈશે' એમ રૂપ થાય છે." આ પછી 'જોઇશું' રૂપની નોંધ લેતાં તેઓ લખે છે કે " 'જોઇશે 'ને ઠેકાણે 'જોઇશું' એમ રૂપ પણ વપરાય છે; મ્હારે ચાર રોટલી 'જોઈશું'. પણ તે વિરલ છે. તોપણ હેમાં, 'હમે જોઇશું' અથવા 'આપણે જોઈશું' એમ પ્રથમ પુરુષ બહુવચનનું અંતસ્તત્ત્વ પ્રગટ થાય છે. જેથી 'જોઇયે' માં એ તત્ત્વ હોવાની કલ્પનાને પુષ્ટિ મળે છે.

આ ખંડિત ક્રિયાપદે A Comparative Grammar of Modern Aryan Languages of Indiaના વિશાળ બુદ્ધિશાળી કર્તા બીમ્સનું ધ્યાન પણ ખેંચ્યું જણાય છે, જો કે એ વિદ્વાન એનાં વિવિધ રૂપ કેમ થયાં એના નિર્ણયની કડાકૂટથી અળગા રહેલ છે. એમના વ્યાકરણના ત્રીજા પુસ્તકના બીજા પ્રકરણની કલમ ૩૯ ના અંતભાગમાં મરાઠી म्हणजे અને पाहिजे તથા હિંદી चाहिये ની નોંધ લેઈ રહી એઓ લખે છે કે "Gujarati has an analogous formation in the word जोइये 'it is wanted,' French 'it faut,' Italian 'bisogna.' It is from the verb जोवुं 'to see', and is used with a dative of the subject, as मने वीजो वर जोइये नहीं 'I want no other blessing' like Latin 'mihi necesse est, oportet, decet," etc. It is conjugated throughout the full range of tensesas सफर माटे जे कांइ जोइतुं

હતું '*whatever was required* for the voyage'. જો મારે હરણ જોઇયે તો '*shold I require venison* then..."

બીમ્સ સાહેબના મહાન વ્યાકરણનું ત્રીજું પુસ્તક ઈ. સ. ૧૮૭૯ માં છપાયું તે પછીના દસકામાં મારા વિદેહ વડીલ બંધુ હરિલાલ હર્ષદરાય ધ્રુવે ઇ. સ. ૧૮૮૯ માં મુગ્ધાવબોધ ઔક્તિક બહાર પાડ્યું. તેની નોંધ મેં ૧૮૯૧ ના 'બુદ્ધિપ્રકાશ'માં લીધી હતી. તે નોંધ દરમ્યાન આ બાબત મેં સહેજ છેડે હતી. પ્રસ્તુત ચર્ચાના ઐતિહાસિક ભાગમાં ઉપયોગી હોવાથી હું એ નોંધમાંથી મુદ્દાના ભાગનો ઉતારો કરું છું. એમાં લખ્યું છે કે "સંસ્કૃતમાં ગણકાર્ય-વિશિષ્ટ કાળમાં સત્વભેદનું રૂપ કરવાનો પ્રત્યય य છે; તે ઉપરથી પ્રાકૃત ईय અને इज्ज એવા જોડવા પ્રત્યય થયા. એ પ્રત્યયો પ્રાયઃ એના એ રૂપમાં જૂની ગૂજરાતીમાં ઊતર્યા;* ઉદા., कहीयइ, कहीजइ ઈ. इय પ્રત્યયમાંના યકારનું સંપ્રસારણ થયે સંક્ષિપ્ત ई પ્રત્યય પણ નીપજ્યો; ઉદા. कहीइ. આ પ્રત્યય '**કરિયે, જઇયે**' વગેરે વર્તમાન પહેલા પુરુષના બહુવચનનાં ગણાતાં રૂપોમાં વિદ્યમાન છે, એ વાત વાંચનારના મનમાં વિસ્મય અને અવિશ્વાસ કદાચ ઉપજાવશે. જેને આપણે 'મૂળભેદ વર્તમાનકાળ પહેલો પુરુષ બહુવચન' કહિયે છિયે અને માનિયે છિયે, તે 'કહિયે, કરિયે, વગેરે રૂપ' 'સત્વભેદ વર્તમાનકાળ ત્રીજો પુરુષ એકવચન' છે એ કેમ મનાયું જાય ? મનાઓ કે ન મનાઓ, પણ વ્યુત્પત્તિપક્ષે જેમ પૂર્ણ ભૂતકાળ ગૂજરાતીમાં નથી તેમ જ મૂળભેદ વર્તમાનકાળ પહેલા પુરુષનું બહુવચન પણ ચાલુ ગૂજરાતીમાં નથી; ભૂતકાળ જેમ સંસ્કૃત કર્મણિ ભૂતકૃદંતથી બતાવાય છે, તેમ મૂળભેદ વર્તમાનકાળ પહેલા પુરુષનું બહુવચન સત્વભેદ ત્રીજા પુરુષના

* ઔક્તિકમાં જેમ એ જોવામાં આવે છે, તેમ **કાન્હડદે પ્રબંધ**, **કાદંબરી** અને **ગદ્ય રામાયણ**માં પણ નજરે પડે છે.

એકવચનના પ્રાચીન તદ્‌ભવ રૂપથી દર્શાવવામાં આવે છે. મૂળભેદનું રૂપ તો કવિતામાં ' અમો ન જાઉં વિષયાની વાટે ' વગેરે પ્રસંગમાં કાળપ્રવાહમાં ડુબકાં ખાતું દેખા દે છે. આ સહ્યભેદનો પ્રાચીન તદ્‌ભવ પ્રત્યય ગૂજરાતીમાં મૂળભેદ ત્રીજે પુરુષ લેખાતા અપૂર્ણ ક્રિયાપદ 'જોઇયે' અને તેના પરિવારમાં પણ ઝળકી રહ્યો છે. હિંદીમાં ચાહિયે કે ચૈયે રૂપમાં જ એ પ્રત્યય નિશાની દાખલ રહ્યો છે." આગળ કૃદંતો વિશે બોલતાં પાછું એમાં લખ્યું છે કે "વર્તમાન કૃદંત મૂળમાં તઉ–તી–તઉં ઇ. ઉમેરવાથી થાય છે. સહ્યભેદમાં ઈતઉ–ઈજતઉ વગેરે પ્રત્યયો લગાડવામાં આવે છે, તે સહ્યભેદના ઈ અને ઈજ પ્રત્યય સાથે ઉપરના પ્રત્યયો મળવાથી થયા છે. આ પ્રત્યય ગદ્ય રામાયણમાં પણ પ્રવર્તતા જણાય છે. ચાલુ બોલીમાં ' જોઇતો–જોઈતી–જોઇતું ' ઇ. શિવાય બીજે કહિં એની એંધાણી રહી નથી. હિંદીમાં ' चैता ' ઇત્યાદિમાં જ તેની ઝાંખી થાય છે."

मुग्धावबोध ઔક્તિકની નોંધમાંથી આપેલા પહેલા ઉતારામાં કરિયે, કહિયે, જઇયે વગેરેની સાથે જોઇએને વ્યુત્પત્તિની દૃષ્ટિએ જૂનું સહ્યભેદનું રૂપ ગણેલ છે. બીજા ઉતારામાં જોઇતું ઇત્યાદિને તે જ દૃષ્ટિએ સહ્યભેદનું વર્તમાન કૃદંત કહેલ છે. એમાં ઈ ને જૂનો સહ્યભેદનો, एને વર્તમાનકાળ ત્રીજા પુરુષ એકવચનનો, અને તુંને વર્તમાન કૃદંતનો પ્રત્યય લેખ્યો છે. અર્થાત્ જોઇએ, જોઇતું વગેરે રૂપો ગૂજરાતી જો મૂળમાંથી થયેલાં ગણ્યાં છે.

આ બધાં લખાણો પૈકી કોઇમાં ખરાપણા સાથે ખોટાપણું પેસી ગયું છે તો કોઈમાં અધૂરાપણું રહી ગયું છે. યોગ્યતાનો અર્થ મૂળભૂત માની લેઈ કોઈ युज् ધાતુના युज्यते રૂપ ઉપરથી ઇ. સ. ૧૮૬૭ ના ગૂજરાતી ભાષાના વ્યાકરણમાં જોઇયે ક્રિયાપદ

સિદ્ધ કરવાનો જે કઢંગો પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે માન્ય રખાય એવો નથી. તોપણ એ ક્રિયાપદ વર્તમાનકાળ ત્રીજા પુરુષ એકવચનનું કર્મણિ રૂપ છે એવા મુદ્દાની જે કલ્પના ટેલર સાહેબ કરે છે તે તત્ત્વદૃષ્ટિએ સફળ છે. યુજ્ ધાતુ ઉપરથી **જોઇયે**ની વ્યુત્પત્તિ નાકબૂલ ગણી બીમ્સ સાહેબ ભરતખંડની આર્ય ભાષાઓના સાન્વય વ્યાકરણના ઈ. સ. ૧૮૭૯ માં પ્રગટ થયેલા ત્રીજા પુસ્તકમાં એ ક્રિયાપદને ગૂજરાતી **જો** મૂળ ઉપરથી થયેલું ધારે છે તે બરાબર છે. પરંતુ એ તર્કના સમર્થનમાં વિદ્વાન વૈયાકરણ કંઈ પણ પ્રમાણ આપવાનો પ્રયત્ન કરતા નથી. ઈ. સ. ૧૮૯૧ની મુગ્ધાવબોધ ઉપરની **'બુદ્ધિપ્રકાશ'**માંની નોંધમાં આપેલું નિર્વચન સચોટ છે ખરું; પણ તે બહુ સંક્ષિપ્ત છે. ગૂજરાતીમાં **કરિયે, કહિયે, જઇયે** વગેરેનો પ્રયોગ કરિયે છિયે ત્યારે એક પ્રકારની વાક્યરચના વાપરિયે છિયે, અને ખંડિત **જોઇયે**નો પ્રયોગ કરિયે છિયે ત્યારે બીજા જ પ્રકારની વાક્યરચના વાપરિયે છિયે; એ વગેરે બાબતનો ખુલાસો આપવો જોઈએ તે એ નોંધમાં અતિ પ્રસક્તિ કે વિષયાંતરના ભયે નથી આપ્યો, જેને લીધે એમાં અધૂરાપણું છે. ' સાહિત્ય અને વાર્તા 'માંના ઈ. સ. ૧૯૦૮ ના લેખમાં અને તેની ઇ. સ. ૧૯૦૯ ના આરંભમાં 'વસંત'માં આપેલી પૂરવણીમાં આ ખંડિત ક્રિયાપદની ગૂજરાતી **જો** મૂળ ઉપરથી જે વ્યુત્પત્તિ આપી છે તે અને ભરતખંડની આર્યભાષાઓના સાન્વય વ્યાકરણમાં જે વ્યુત્પત્તિ કલ્પેલી છે તથા મુગ્ધાવબોધ ઉપરની નોંધમાં જે વ્યુત્પત્તિ નોંધી છે—તે એક જ છે. પરંતુ એ લેખ અને પૂરવણીમાં મજકૂર રૂપ જે રીતે સિદ્ધ કર્યું છે તે પરિવાર કર્તરિરૂપ છે કે કર્મણિરૂપ, તેનો

એ વિચાર કરિયે. આ બાબતના નિર્ણયમાં વર્તમાન કૃદંત **જોઈતું** સહાયભૂત થાય એમ છે, કેમકે સારા ભાગ્યે એનાં જેવાં જ બીજાં કેટલાંક રૂપ પ્રચારમાં રહ્યાં છે. **દેખીતું**, **ઓળખીતું** અને **માનીતું** એ શબ્દો રચનામાં **જોઈતું**ની જ કોટિનાં છે. આપણે એ શબ્દોને સાધારણ રીતે વિશેષણ તરીકે ઓળખિયે છિયે. જો કે **દેખતું**, **ઓળખતું** અને **માનતું** શબ્દોની પેઠે **દેખીતું**; **ઓળખીતું** અને **માનીતું** શબ્દો 'દેખ', 'ઓળખ' અને 'માન' મૂળ ઉપરથી જ થયેલા છે, તોપણ તેમના અર્થમાં આસમાન જમાનનો ફેર છે. જે પોતે દેખે તે **દેખતું**, જે પોતે (બીજાને) ઓળખે તે **ઓળખતું**, અને જે પોતે (બીજાને) અધિક માને તે **માનતું**, એવો ભાવ એક વર્ગના શબ્દમાં સમાયો છે, ત્યારે જે બીજાથી દેખાય–દેખાઈ આવે તે **દેખીતું**, જે બીજાથી ઓળખાય–ઓળખાઈ આવે તે **ઓળખીતું**, અને જે બીજાથી અધિક અગર માનવાળું તે **માનીતું** એવો અર્થ બીજા વર્ગના શબ્દોમાં રહ્યો છે. જે રચના હાલ **દેખીતું** **ઓળખીતું** જેવા ગણ્યાગાંઠયા શબ્દોમાં જ દેખા દે છે, તે એક વાર સર્વમાન્ય હતી તે નીચેના मुग्धाववोध औक्तिकમાંથી सति सप्तमी પ્રકરણમાંના ઊતારા ઉપરથી જોવામાં આવશેઃ

(૧) मेघि वरसतइ मोर नाचइं। नाचइं इसी क्रिया। कउण नाचइं। मोर। जे नाचइ ते कर्ता। तिहां प्रथमा। किसइ हुतइ नाचइं। मेघि। तिहां भावलक्षणि सप्तमी। मेघि किसुं करतइ। वरसतइ। तिहां शतृ प्रत्यय। मेघनइ विशेषणि सप्तमी। मेघे वर्षति मयूरा नृत्यन्ति। गुरि अर्थु कहतइ प्रमादीउ ऊंघइ। क्रिया कर्ता पूर्ववत्। किसइ हुंतइ। गुरि। तिहां भावलक्षण सप्तमी। गुरि किसुं करतइ। कहतइ। तिहां शतृ प्रत्यय। गुरुनइ विशेषणि सप्तमी।

किसिउ कहतइ । अर्थु । तिहां शतृनइ कर्मि द्वितीया । गुरावर्थं कथयति प्रमादी निद्रायते ।

(२) कर्मि भावलक्षण यथा । गोपालिइं गाए दोहीतीए चैत्रु आविउ । क्रिया कर्ता पूर्ववत् । किसइ हुंतइ । गाए । तिहां भावलक्षण सप्तमी । गाए किसीए । दोहीतीए । तिहां आनश् प्रत्यय । गाइनइ विशेषणि सप्तमी । कणइं दोहीतीए । गोपालिइं । तिहां आनश् प्रत्ययना कर्ता आगलि तृतीया । गोपालेन गोषु दुह्यमानासु चैत्र आगतः ।

(३) भावि भावलक्षण यथा । चैत्रिइं गाईतइं मैत्रु नाचइ । क्रिया कर्ता पूर्ववत् । किसइ हुंतइ । गाईतइं । तिहां भावलक्षण सप्तमी । आनश् प्रत्यय । कणइं गाईतइ । चैत्रिइं । तिहां आनशनु कर्त्ता भणी तृतीया । चैत्रेण गीयमाने मैत्रो नृत्यति ।

આ ઉતારામાં ભાવલક્ષણ સપ્તમીનાં ઉદાહરણ આપ્યાં છે. કર્તરિ ભાવલક્ષણમાં वरसतइ (=વરસતે છતે) અને कहतइ (=કહેતે છતે) વાપરેલ છે તે મૂળભેદનાં વર્તમાન કૃદંત છે. कर्मणि ભાવલક્ષણ અને ભાવે લક્ષણમાં અનુક્રમે दोहीतीए (=દોહાતી છતાં) અને गाईतइं (ગવાતું છતાં) પ્રયોગ છે તે સહ્યભેદનાં વર્તમાન કૃદંત છે.

## કેટલાક પ્રયોગો

વિશ્વનાથને ચાર શેર દૂધ **જોયું**=વપરાયું—ખાવા પીવામાં વપરાયું—ખપ્યું.

વ્યા.—ભૂતકાળ ત્રીજો **પુરુષ** એકવચન; વ્યુ. युज्‌ ?

રામે લખવું. રામે લખવું જોઈયે. રામે લખવું જોઈયે છે. રામે લખવું જોઈતું હતું. રામે લખવું જોઈતું હશે. રામે લખવું જોઈશે.

*

રામને લખવું છે. રામે લખવાનું છે.

*

રામને રૂપિયા જોઈયે. રામને રૂપિયા જોઈયે છે. રામને રૂપિયા જોઈતા હતા, રામને રૂપિયા જોઈતા હશે. રામને રૂપિયા જોઈશે.

*

રામને જોઈતા રૂપિયા ઘરમાંથી નીકળ્યા.

રામના જોઈતા રૂપિયા ઘરમાંથી નીકળ્યા.

*

કાલિદાસનાં નાટકો સૌને જાણીતાં છે.
કાલિદાસનાં નાટકો સૌનાં જાણીતાં છે.

*

દાંત આવે કે છોકરાંને કરડવાનું જોઈયે.

*

આજ રામને કામ છે; રામ નવરો નથી.
મને આજ ફુરસદ નથી.
રામને કામ કરવાની ઊલટ છે.
હાડિયાને હસવું ને દેડકાને જીવ જાય.
હાડિયાનું હસવું ને દેડકાનો જીવ જાય.
છોકરાંને ગમ્મત છે.
મને હસવું આવે છે, તેને ચકરી આવે છે.

*

ગાયનાં શીંગડાં વાંકાં છે – સ્વામિત્વ.
ગાયને વાંકા શીંગડાં છે = ગાય વાંકા શીંગડાંવાળી છે–સંપત્તિ.

ગાયનું શીંગડું છે—સ્વામિત્વ.

ગાયને શીંગડાં છે – શૃંગવિશિષ્ટ ગાય છે, શીંગડાં એ ગાયનું વિશેષણ છે, ગાય શૃંગસંપન્ન છે—સંપત્તિ.

*

છોકરો ભણતો અટક્યો = છોકરાનું ભણવાનું બંધ પડ્યું.

છોકરો ભણતાં અટક્યો = „ „ „ „

અથવા

પાઠ ભણી જવા દરમ્યાન અટક્યો.

*

કર્તા છોકરાને લખતાં આવડે છે = છોકરાને લખવાનું આવડે છે.

કર્મ છોકરાં બોલતાં શીખે છે = બોલવું, બોલવાનું.

કરણ લખતાં લહિયો થાય = લખવાથી – લખવા વડે.

અધિકરણ છોકરાને લખતાં મઝા પડે છે = લખવામાં;

ભણતાં શી ચૂંક આવે છે ? = ભણવામાં.

*

જા, જોઇ, જો કોણ બોલાવે છે ?

આટલું કામ કર, જોઇ.

*

મારી વીતી હું જાણું.

મને વીતી હું જાણું.

*

અમે નુકસાન વેઠ્યું; તેમાં બીજાને શું ?

*

બોલો જોઈ, પાંચ ને પાંચ કેટલા ?

*

અમે માર ખાધો, તેમાં બીજાને શું ?

*

જોસેફ વાન સોમરન ટેલરકૃત ગુજરાતી ભાષાનું વ્યાકરણ
આવૃત્તિ ૧ ૧૮૬૭ પૃ. ૮૬

"૧૮૦ અપૂર્ણ ક્રિયાપદ

પ્ર. અપૂર્ણ ક્રિયાપદ કયાં ?

ઉ. જેમને બધાં રૂપ લાગતાં નથી, તેઓ અપૂર્ણ ક્રિયાપદ કહેવાય છે, એમ હો અપૂર્ણ છે; કેમકે વ્યાકરણના સાધારણ નિયમ પ્રમાણે જે રૂપ થઇ શકે, તે બધાં એને લાગતાં નથી. સુ, વેહ, મર, ઇ. ક્રિયાપદો કર્મક ભેદનાં રૂપોમાં વપરાતાં નથી, અને બીજાં કેટલાએકને બીજાં રૂપો લાગતાં નથી, માટે તેમને અધુરાં ગણાય, પણ એમના વિષે કંઇ વિશેષ વર્ણન કરવું અગત્ય નથી; કેમકે તેમનાં જે રૂપો વપરાય છે તે સાધારણ રીતિએ વાપરવામાં આવે છે, પણ જોઇયે, કે જોઇએ, આ ક્રિયાપદ કંઇ વિભિન્ન રીતિએ ચાલે છે, માટે એનું વર્ણન કરવું અવશ્ય છે. युज् ધાતુનો સહ્યભેદ युज्यते, એનો અપભ્રંશ એ છે. [य = ज (૧૦૭ उ), उ નો ગુણ થયો ओ, માટે यु = जो; પછી ज्य નો ज પડ્યો (૧૦૭ ई), અને રહેલો य નો લઘુપ્રયત્ન ઉચ્ચાર થયે સવર્ણ ई થયો; પછી છેલો અક્ષર ते, એનો યે કે ए થયો, (૧૦૭ ई)

હવે રૂપાખ્યાનઃ—

| | | | |
|---|---|---|---|
| શુદ્ધ રૂપો | નિશ્ચયાર્થ | વર્તમાનકાળ | જોઇએ* |
| | સંશયાર્થ | ભવિષ્યકાળ | જોઇશે* |
| *જુઅત કે જોત | સં. | ભૂતકાળ | જોઇઅત |
| | કૃદંત | વર્તમાન | જોઇતો તી તું<br>જોઇતા તી તાં |
| મિશ્ર રૂપો | નિશ્ચયાર્થ | દ્વિત્વવર્તમાન | જોઇએ છે |
| | | વર્તમાન ભૂત | જોઇતો હતો,<br>જોઇતી હતી<br>જોઇતું હતું,<br>જોઇતા હતા ઇ૦ |
| | સંશયાર્થ | દ્વિત્વવર્તમાન | જોઇતો તી તું હોત,<br>જોઇતા તી તાં હોત, |
| | | વર્તમાન ભૂત | જોઇતો તી તાં હોત<br>જોઇતા તી તાં હોત |

ટીકા—યુજ્ ધાતુથી ગુજરાતી જો આવ્યો છે, માટે **જો**માં તથા **જોઇએ**માં મૂળે સકર્મક ક્રિયાપદનો તથા સહ્યભેદનો સંબંધ છે, પણ આંખે જોવું એનો અર્થ **જોઇએ**માં રહ્યો નહિ. બીજા

---

*કોઇ "જોઇએ છિયે. જોઇશું," એવું કહે છે, પણ એમાં મૂળની વિસ્મૃતિ છે. मया तद् युज्यते, મારે તે જોઇએ. આ ક્રિયાપદનો પ્રયોગ કર્મણિ છે; અથવા કરણે સકર્મક. માટે એની સાથે કરણ-તૃતીયા વિભક્તિ વપરાય છે (૧૭૭), અને આ પ્રયોગના નિયમ પ્રમાણે પુરૂષ તૃતીય છે; તેણે કરવું જોઇએ, તેઓએ આપવું જોઇએ; પણ મેં તે અમે તમે નહિ, પણ મારે તારે અમારે તમારે, એ રૂપે પ્રથમ ને દ્વિતીય પુરૂષનાં સર્વનામ વપરાય છે.

અર્થો, એટલે ખપ છે, ઇચ્છા છે, અગત્ય છે, ઘટાર્થ છે, તેઓ સંસ્કૃતમાં પણ સહ્રૂપ યુજ્યતેની સાથે કંઈ વળગવા લાગ્યા, અને તેથી ગુજરાતીમાં ચાલ્યા. (એ જ રીતિએ હિંદીમાં इष् ધાતુથી ચાહએ, મરાઠીમાં पश् (—दृश्) ધાતુથી પાહા અને પાહિજે?"

*

## જોઈએ છે

કરે છ }
કર છ } કરે છે.

જોઈએ છ = જોઇએ છે.

અહિં કહેવું જોઇએ કે સુરત ભણી 'કરિયે છિયે' ને ટૂંકાવી 'કરિયે છ' બોલે છે. પરંતુ 'અમે કરિયે છ' વપરાય છે (અમે કરિયે છિયે' ને ઠેકાણે; નહિ કે 'અમારે કરિયે છે.'

હું કરું છ, તમે કરો છ

करता है = કરે છે

चैता है = જોઇએ છે

करेगा = કરશે

चैएगा = જોઈશે

करता था = કરતો હતો

चैता था = જોઇતું હતું

વર્તમાન નિશ્ચયાર્થ

करोति = કરે + છે.

જોઈએ = पाहीजे + છે ॥ चैता है

ભવિષ્ય વિધ્યર્થ : કરવું + જોઈએ + છે

*

એકત્ર રૂપ—જોઈએ, જોઇશે–જોઈશું (સરખાવો ચાલુ ગૂ. સંકેતાર્થ **થાતે** અને જૂ. ગૂ. થાતું), જોઈતે, જોઈતું.

*

◦ ટૂંકાવેલું રૂપ—કર **જોઈ**, લખ **જોઈ**. માર **જોએ** આ રૂપમાં અપેક્ષાનો અર્થ નથી પણ ઈક્ષણનો છે.

*

કેટલાંક જૂનાં કર્મણિ રૂપ

દેખીતું, ઓળખીતું, જાણીતું, માનીતું, જોઈતું.

*

જૂના નવા કર્મણિ રૂપનો મુકાબલો.

નવું { કર કરાય કરાય છે
જા જોવાય જોવાય છે }

જૂનું જો જોઈયે જોઈયે છે

આજ સુધીમાં કામ થયું જોઇએ (છે)

થયું હોવું જોઈએ (,,)

થવું જોઇએ (,,)

*

**અફીણીએ** કામ કરવું = તેણે ॥ મારે + જોઈએ + છે
અફીણીને ઠૂંગો જોઇએ તેને ॥ મારે + જોઇએ + છે
**અફીણીને** ગામ જવું છે.

*

| | | |
|---|---|---|
| **મરાઠી** | रामला पाहिजे | रामा पाहातो |
| **હિંદી** | रामको चैये | राम चाहाता है |
| **ગુજરાતી** | રામને જોઈએ | રામ જુએ છે |

ટૂંકાવેલાં રૂપ—જો'યે, જો'શે; જો'શું; જો'યે છ.

*

# જૂની ગૂજરાતી—ગદ્ય કથા સંગ્રહ

જૂની ગૂજરાતીનો આ નમૂનો જે આપિયે છિયે, તે ગદ્યાત્મક છે. આ નમૂનો અમદાવાદમાંથી જ મળી આવ્યો છે. એ ચોપડાના આકારમાં કાગળ ઉપર લખેલ છે, ને તેમાં ત્રણ મોટા લોકપ્રિય કથાસંગ્રહ છે:—शुकबोहोत्यरी, वैतालपंचवीसी અને सिंहासनबत्रीशी. ચોપડો કાચી ગુંદરવાળી શાહીથી લખ્યો હોવાથી કેટલાંક ચોટી ગયેલાં પાંનાં ઊખાડતાં અક્ષર ખંડિત થયાથી રદ બન્યાં છે. વળી વચ્ચેનાં પાનાંને બાંધણની દોરીથી અને શરૂઆત તથા છેવટનાં પાનાંને ઘસારાથી થોડું ઘણું નુકસાન લાગ્યું છે. કોઈએ ઠેકાણે કર્તાનું નામ, રચ્યાસાલ કે લખ્યાસાલ છે નહિ. દરેક પત્રમાં આશરે સત્તાવીસ અક્ષરવાળી ત્રીસ ત્રીસ લીટિયો જોવામાં આવે છે. અક્ષર મોટા છે અને તેમનો મરોડ સારો છે. લેખક જરા પ્રમાદી જણાય છે. કેટલેક ઠેકાણે અક્ષર પડયા છે, તો કેટલેક ઠેકાણે બેવડાયા છે. નકલ કરવામાં અસલની જોડણી પણ યથાસ્થિત જાળવી હોય, તેનો મોટો શક રહે છે. તોપણ કોઈ ઠેકાણે બુદ્ધિપૂર્વક ફેરફાર કરી પ્રાચીન લેખને સ્વચ્છંદે અર્વાચીન કર્યાનો આરોપ તેના ઉપર મૂકી શકાતો નથી. કવિતાના લેખ તેના પદ્યાત્મક બંધારણને લીધે સ્વાભાવિક રીતે વિકારના સપાટામાંથી કાંઈક બચે છે, પરંતુ ગદ્યલેખની રચનામાં એવું વિશિષ્ટપણું ન હોવાથી તે સહજ વિકાર પામે છે. તેમ છતાં પણ લેખક સ્વચ્છંદી ન હોવાથી પ્રાચીન ગૂજરાતીનાં વિશેષ લક્ષણ બહુધા જળવાયાં છે; જેથી પ્રસ્તુત કથાસંગ્રહની ઉપયોગિતા અક્ષત છે.

ચોપડાના ક્રમ પ્રમાણે જોકે वैतालपंचवीशी પહેલી આવે છે, ને शुकबोहोत्यरी તેની પછી છે, તો પણ शुकबोहोत्यरीમાંથી કેટલીક વિશેષ હકીકત મળી આવે છે, માટે તે કથાસંગ્રહ અમે પહેલો ઉપયોગમાં લેઇયે છિયે. આ કથાસંગ્રહ નાગર અનલસુત સર્વદેવના પુત્ર ભાયલકૃત સંસ્કૃત शुकसप्ततिને આધારે રચાયો છે. આ બાબત આરંભમાં નીચે પ્રમાણે હકીકત છે:—

नमस्स्तमै गणेशाय सर्वविघ्नविनाशिने ।
कार्यारंभेषु सर्वेषु स्मर्यते यः सुरासुरैः ॥
नागरोऽभूदनलाख्यः सर्वदेवस्तु यत्सुतः ।
तत्पुत्रेण गुणाग्रेण भायलेन मनीषिणा ॥
प्रेयसीप्रार्थनावाप्तपरमोल्लासचुंबना ।
कामिनां प्रीतये नित्यं रचिता शुकसप्ततिः ॥ युग्मम् ॥

કથાસંગ્રહને અંતે લખનારનું નામ છે, પણ તે ઉપર શાહી ફેરવી વાળ્યાને લીધે તે ઊકલતું નથી. ત્યાર પછી લખાવનાર ધણી બાબત નીચે પ્રમાણે રેખ છે:—कोठारी जयवंतसुत वेणीदास-सुत अनंतदास वास्तव्य घना सूतारनि पोलि मध्ये चोमुखना देहरा पासिं रहि छि ॥ इदं पुस्तकं ॥ આ નાની સરખી નોંધ ચોપડો ઊતર્યાના સમયની શોધમાં ઉપયોગી થઈ પડવા સંભવ રહે છે. મુસલમાનના અમલમાં અનેક દેવાલય તોડી નાંખી અથવા ભ્રષ્ટ કરી તેમની મસીદો બનાવ્યાનું કહેવાય છે, તેમાંનું એક ઉપર કહેલું ચોમુખનું દહેરું જણાય છે. એ દહેરું ક્યાં સુધી હયાત હતું, ને ક્યારથી એ શ્રાવકના દહેરાસરની મસીદ બની, તે બાબત એમ અનુમાન થાય છે, કે અમારો ચોપડો વિક્રમ સંવત્ ૧૭૦૧ પહેલાંનો છે. ઊતારો જેના ઉપરથી થયો હશે તે

અસલ પ્રતની ભાષાની આપણા કથાસંગ્રહમાં જે ઝાંખી થાય છે, તે ઉપરથી અસલ પ્રતની ભાષા પૂર્વે આવેલા वसंतविलासથી જૂની છે અને મારા મોટા ભાઈ **રા. બ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ., એલએલ. બી.** એઓએ છપાવેલા मुग्धावबोध औक्तिकના પ્રાકૃત ભાગથી તે ભાષાનું સ્વરૂપ બહુ વેગળું નથી, એમ લાગે છે. અમારી અટકળ કથાસંગ્રહની જોડણીની, વાર્તામાં વાપરેલાં जु, तु આદિ 'જે, તે'ના અર્થનાં સર્વનામની, પંચમીના અર્થના तु પ્રત્યયની, પષ્ઠીના અર્થના ર બીજની, સંસ્કૃત यावत्, तावत्ते અને ગૂજરાતી 'જેવો, તેવો'ને અર્થમાં મળતા 'जु, तु' અવ્યયની, અને કેટલાક તદ્ભવની પ્રાચીનતાની સૂક્ષ્મ તપાસને આધારે છે. વિચક્ષણ વાંચનાર પોતાની મેળે જ આ બાબત તોલ કરે, એટલા માટે शुकबोहोत्तरीમાંથી જે થોડીક કથાઓ અમે અહિં આપવા ધારિયે છિયે, તેમાંથી એકને, લેખકથી સહજ સ્વભાવે થઈ ગયેલા ફેરફારોમાંથી જ બહુધા મુક્ત કરી, અસલના આકારમાં ગોઠવી બતાવિયે છિયે.

## तुलाग्राही वणिक ।

कुंडिन नगरि भूधर वणिक्पुत्र । तेहनि पुण्यना क्षयतु धननु क्षय हौउ । धनना क्षयतु सगे सहूंए छाड्युं । गतमान हौउ । पोति घणा दिवसनी लोहतुला हूंती ते अनेनेरानिघरि मुकी नि देशांतरी ग्यं । केतले दिवासि वली धन ऊपार्जी आव्युं । नगरि आवी आपणी लोहतुला मागी । जेहनि घरि मूंकी तीणि लोभी मूर्ख थै नि कहूं । ताहरी लोहतुला ऊंदिरि खाधी । तु तिणिं जूठि बोलवि करी विस्मयपर होऊ । अणबोल्यो थि रह्यो ।

पछि वणिकिं कहूं। आज आहा यि जिमुं। तु तेहनि घरि जिमि नं घरि रमतु छोकरो लेयी नि आपाणि आश्रमि आव्युं। बालक लीधा पछी तेहना मावाप भयविह्वल हौआं। इम कहूं। ताहरु पुत्र धर श्रेष्टि लेयी ग्युं। तीणि कहूं। मि जु बालक लीधूं हुइ तु मूं देखतां यि शिचाणो लेयी ग्युं। तु तिणि जै नि राजकुलि कहूं। माहरु पुत्रं भूधरि लीधु। तिह्वारि पछी ते भूधर श्रेष्टि राजलि तेडव्यूं। जाह्वारि प्रधाने भूधर श्रेष्टि तेड्यो। तिं एहनु पुत्र लीधु। कह्युं। मि लीधु। पणि शीचाणि मू देखता यि हरी नि लीधु। तु प्रधाने कह्युं। पंचवर्षनु बाल शिचाणु किम हरि हो। तिह्वारिं भूधरि कहूं। जिहां भार लोहनु तुला उंदिर खाइं तिह्वा शीचाणो हाथिआनिं हरि। बालकनूं कहूं आश्चर्य। तु कह्यूं। ताहरी तुला आपि एहनु पुत्र आपिं। पुत्र आपिं तु तुझ आपूं। तिह्वारि पछी भूधर श्रेष्टि घरि ग्युं। बीजो श्रेष्टि प्रधाने दंड कीधु।

## तुलाग्राही[1] वणिक।

कुंडिन नगारि[2] भूधर वणिक्पुत्र[3]। तेहनि[4] पुण्यना क्षयतु[5] धननु[6] क्षय हौउ[7]। धनना क्षयतु सगे सहूइ छाड्यु। गतमान[8] हौउ। पोति[9], घणा दिवसनी लोहतुला[10] हूंती[11], ते अनेरानि[12] घरि[13] मूकी नि देशांतरि ग्यं[14]। केतले दिवसि

१ कांटो घाली जनार. २ शहेरमां. ૩ વાણિયાનો દીકરો, વાણિયો. ४ तेने. ५ क्षयथी. ६ धननो. ७ थयो, थयो. ८ मानरहित, मानभ्रष्ट, हळवो. ९ पोते. १० लोढाना कांटो. ११ हती. १२ बीजाने. १३ घेर. १४ गयो.

वली धन ऊपार्जी[१५] आव्यु । नगरि आवी आपणी[१६] लोहतुला मागी । जेहनि घरि मूकी तीणि लोभी[१७] मूर्ख थै नि कहूं[१८]। ताहरी लोहतुला ऊंदिरि[१९] खाधी । तु[२०] तीणि जूठि वोलवि करी[२१] विस्मयपर[२२] हौउ। अणबोल्यु थि[२३] रह्यु । पछि वणिकि कहूं । आज आहां थि जिमु[२४] । तु[२५] तेहानि घरि जिमी नं[२६] वरि[२७] रमतु छोकरु[२८] लेयी नि[२९] आपणी[३०] आश्रमि आव्यु । बालक लीधा पछि तेहनां मावाप भयविह्वल हौआं[३१] । लोकि इम कहूं । ताहरु पुत्र भूधर श्रेष्टि लेयी ग्यु । तेणि कहूं । मि जु[३२] बालक लीधु तु[३३] मू देखतां[३४] थि शिचाणु[३५] लेयी ग्यु। तु[३६] तीणि[३७] जै नि राजकुलि[३८] कहूं । माहरु पुत्र भूधरि लीधु । तिव्हार पछि[३९] ते भूधर श्रेष्टि राजकुलि तेड्यु । जिव्हारि[४०] प्रधानि भूधर श्रेष्टि तड्यु तिव्हारि[४१] तेणि ते पूछ्यु[४२] । ति[४३] एहनु पुत्र लीधु ? । कहूं । मि लीधु । पणि शिचाणि मू देखतां थि हरी नि लीधु । तु प्रधानि कहूं । पंच वर्षनु बाल शिचाणु किम हरि हो । तिव्हारि भूधरि कहूं । जिहां भार लोहनी तुला ऊंदिर खाइं, तिहां शिचाणु हाथिआनि हरि ।

---

૧૫ કમાઈને. ૧૬ પોતાની. ૧૭ તે લોભિયે. ૧૮ કહ્યું. ૧૯ ઉંદરે. ૨૦ તે. ૨૧ તે જૂઠા વચને કરી. ૨૨ વિસ્મયવાળો, વિસ્મિત. ૨૩ જ. ૨૪ જમો ૨૫ તે. ૨૬ જમીને. ૨૭ ઘર આગળ. ૨૮ રમતો છોકરો. ૨૯ લેઇને. ૩૦ પોતાને ૩૧ હવાં, થયાં. ૩૨ જેવો. ૩૩ તેનો. ૩૪ મારા દેખતાં. ૩૫ શિચાણો. ૩૬ તો, ત્યારે. ૩૭ તેણે. ૩૮ દરબારમાં. ૩૯ ત્યારપછી. ૪૦ જેવારે, જ્યારે ૪૧ તેવારે, ત્યારે. ૪૨ તેણે તેને પૂછ્યું. ૪૩ તેં.

पछि वणिकिं कहूं । आज आहा यि जिमुं । तु तेहनि घरि जिमि नं घरि रमतु छोकरो लेयी नि आपाणि आश्रमि आव्युं । बालक लीधा पछी तेहना मावाप भयविह्वल हौआं । इम कहूं ! ताहरु पुत्र धर श्रेष्टि लेयी ग्युं । तीणि कहूं । मि जु बालक लीधूं हुइ तु मूं देखतां यि शिचाणो लेयी ग्युं । तु तिणि जै नि राजकुलि कहूं । माहरु पुत्रं भूधरि लीधु । तिहारि पछी ते भूधर श्रेष्टि राजलि तेडच्यूं । जाहारि प्रधाने भूधर श्रेष्टि तेड्यो । तिं एहनु पुत्र लीधु । कह्युं । मि लीधु । पणि शीचाणि मू देखता यि हरी नि लीधु । तु प्रधाने कह्युं । पंचवर्षनु बाल शिचाणु किम हरि हो । तिहारिं भूधरि कहूं । जिहां भार लोहनु तुला ऊंदिर खाइं तिह्या शीचाणो हाथिआनिं हरि । बालकनूं कहूं आश्चर्य । तु कह्यूं । ताहरी तुला आपि एहनु पुत्र आपिं । पुत्र आपिं तु तुझ्ना आपूं । तिहारि पछी भूधर श्रेष्टि घरि ग्युं । बीजो श्रेष्टि प्रधाने दड कीधु ।

## तुलाग्राही[1] वणिक ।

कुंडिन नगरि[2] भूधर वणिक्पुत्र[3] । तेहनि[4] पुण्यना क्षयतु[5] धननु[6] क्षय हौउ[7] । धनना क्षयतु सगे सहूइ छाड्यु । गतमान[8] हौउ । पोति[9], घणा दिवसनी लोहतुला[10] हूंती[11], ते अनेरानि[12] घरि[13] मूकी नि देशांतरि ग्यं[14] । केतले दिवसि

१ कांटो घाली જનાર. ૨ શહેરમાં. ૩ વાણિયાનો દીકરો, વાણિયો. ૪ તેને. ૫ ક્ષયથી. ૬ ધનનો. ૭ હવો, થયો. ૮ માનરહિત, માનભ્રષ્ટ, હળવો. ૯ પોતે. ૧૦ લ્હોડાનો કાંટો. ૧૧ હતી. ૧૨ બીજાને. ૧૩ ઘેર. ૧૪ ગયો.

वली धन ऊपार्जी[१५] आव्यु । नगरि आवी आपणी[१६] लोहतुला मागी । जेहनि घरि मूकी तीणि लोभी[१७] मूर्ख थै नि कहूं[१८] । ताहरी लोहतुला ऊंदिरि[१९] खाधी । तु[२०] तीणि जूठि बोलवि करी[२१] विस्मयपर[२२] होउ । अणबोल्यु यि[२३] रह्यु । पछि वणिकि कहूं । आज आहां यि जिमु[२४] । तु[२५] तेहानि घरि जिमी नं[२६] घरि[२७] रमतु छोकरु[२८] लेयी नि[२९] आपणी[३०] आश्रमि आव्यु । वालक लीधा पछि तेहनां मावाप भयविह्वल हौआं[३१] । लोकि इम कहूं । ताहरु पुत्र भूधर श्रेष्टि लेयी ग्यु । तेणि कहूं । मि जु[३२] वालक लीधु तु[३३] मू देखतां[३४] यि शिचाणु[३५] लेयी ग्यु । तु[३६] तीणि[३७] जै नि राजकुलि[३८] कहूं । माहरु पुत्र भूधरि लीधु । तिऱ्हार पछि[३९] ते भूधर श्रेष्टि राजकुलि तेड्यु । जिऱ्हारि[४०] प्रधानि भूधर श्रेष्टि तडच्यु तिऱ्हारि[४१] तेणि ते पूछ्यु[४२] । ति[४३] एहनु पुत्र लीधु ? । कहूं । मि लीधु । पणि शिचाणि मू देखतां यि हरी नि लीधु । तु प्रधानि कहूं । पंच वर्षनु वाल शिचाणु किम हरि हो । तिऱ्हारि भूधरि कहूं । जिहां भार लोहनी तुला ऊंदिर खाइं, तिहां शिचाणु हाथिआनि हरि ।

---

१५ કમાઈને. ૧૬ પોતાની. ૧૭ તે લોભિયે. ૧૮ કહ્યું. ૧૯ ઊંદરે. ૨૦ તે. ૨૧ તે જૂઠા વચને કરી. ૨૨ વિસ્મયવાળો, વિસ્મિત. ૨૩ જ. ૨૪ જમો ૨૫ તે. ૨૬ જમીને. ૨૭ ઘર આગળ. ૨૮ રમતો છોકરો. ૨૯ લેઇને. ૩૦ પોતાને ૩૧ હવાં, થયાં. ૩૨ જેવો. ૩૩ તેવો. ૩૪ મારા દેખતાં. ૩૫ શિચાણો. ૩૬ તો, ત્યારે. ૩૭ તેણે. ૩૮ દરબારમાં. ૩૯ ત્યારપછી. ૪૦ જેવારે, જ્યારે ૪૧ તેવારે, ત્યારે. ૪૨ તેણે તેને પૂછ્યું. ૪૩ તેં.

बालकनूं कहूं[४४] आश्चर्य । तु प्रधानि कह्यूं । तु[४५] ताहरी तुला आपि[४६], तूं एहनु पुत्र आपि । तिन्हार पछि भूषर श्रेष्टि घरि ग्यु । बीजु श्रेष्टि प्रधानि दंड कीधु ।

ઉપર આપેલા બિંબ પ્રતિબિંબ ઉપરથી સુજ્ઞ વાંચનાર જોશે કે 'छाडयु' 'जिमु' વગેરે પદોમાં લેખકે અનુસ્વાર અજ્ઞાનથી કે પ્રમાદથી ઉમેરી દીધું છે અને 'आहां' 'तेहनां (मावाप)' વગેરે પદોમાંથી તે ઉડાવી દીધું છે, 'अनेरानि घरि' 'मि जु बालक लीधु तु' વગેરે પ્રસંગમાં અક્ષર વધારી દીધા છે અને 'राजकुलि' 'भूधर श्रेष्टि' વગેરે પ્રસંગમાં અક્ષર મૂકી દીધા છે, તથા બીજી પણ એવી જ ભૂલો કરી છે.

પૂર્વના નમૂનાને આધારે વિચક્ષણ વાંચનાર અસલની ભાષાની પ્રતીતિ સારુ પોતાની મેળે ઘટિત ફેરફાર કરી લેશે, એમ ધારી બહુધા ચોપડા પ્રમાણે જ शुकबोहोत्यरीમાંથી બીજી ત્રણેક વાતો આપિયે છિયે.

## सुबुद्धि आनि कुबुद्धि ॥

पाटल नगर । वि मित्र हता । एक सुबुद्धि, बीजो कुबुद्धि । नगर माहि विख्यात । *ते [४७]एकमती थै नि परदेश धन [४८]ऊपार्जवा ग्या । धन लेयि घणे कालि नगर [४९]आविवा [५०]लागा । वाटि आवता एकमती थै नि रूडि स्थानकि [५१]सात्युं । केतलोक गामि ल्याव्या । पछि घणे दिवशि एकवार कुबुद्धि तिहां

---

* અસલ तेणि.

૪૪ કેહું, શાનું, શું. ૪૫ તે. ૪૬ આપે. ૪૭ એકમત. ૪૮ કમાવા, રળવા. ૪૯ આવવા. ૫૦ લાગ્યા. ૫૧ સંતાડ્યું.

थिकूं धन एकलो जै लेइ आव्यु । दिवस ४ पछी कहूं । आपणि धन लेइ आविए । जु त्यहा गया तु धनस्थानक धन नहि । कुबुद्धि पेट कूटवा * लागु । माहरुं धन सुबुद्धि ति लीधुं । वढता राजकुलि गया । प्रधाने कहूं । तलारि [५२]साक्षभूंत को छि । कुबुद्धि कहूं । जो वनदेव्या इम किहि जे धर्मबुद्धि लीधुं तु साचूं ? । पछि कुबुद्धि वृक्ष पोला माहि आपणो पिता त्याहा [५३]घात्यो । विहाणा माहि सहूं मिली नि तिणि स्थानकि गया । तिहां जै नि कुबुद्धि कहूं । +ए स्थानक धन अहो वनदेव्या कुणि लीधूं । तेहनि पिताए कहूं । धर्मबुद्धि लीधुं । जव्हारं एम कहूं । वृक्ष माहि थिकु शब्द सांभल्यो । ते ती वारि [५४]वैश्वानर लेयी ते वृक्ष लगाव्युं । ते [५५]बुबपात करी निसर्युं । राजलोके ते पापबुद्धिनु दंड कीधुं ।

## शकटाली प्रधान ॥

×नंद राजा । तेहनि प्रधान शकटाली । अपार डाहु, वाचाल, शूर, धर्मिष्ट, सत्यवादी, निर्णयनो [५६]जाणनाहार । तीणि राजां ते प्रधाननी बुद्धि कीधी[५७] सघला देश, सघला राजा जीत्या । चांवडानूं नाणूं चलाव्युं । तीणि राजाइ प्रधान अपार डाहु

---

* અસલ પેટવા લાગું. + અસલ एक. × અસલ नंदन.

૫૨ સાહેદી. ૫૩ ઘાલ્યો. ૫૪ દેવતા. ૫૫ બૂમાબૂમ. ૫૬ જાણનાર. ૫૭ બુદ્ધિ લીધે.

बुद्धिवंत जाणी नि [५८]अंधकूप मांहि ढोली नंखाव्यु। सघल कुटंब वर्ग मराव्युं। बीजो प्रधान नीचो कीधुं। शकटालीनी * वात को न जाणि। घणां घणां वर्ष हौआं। तिहार पछी बंगालनि ठाकुरि तेहनि परीक्षानि अर्थि मा दीकिरी बेहूं घोडी तेवडतेवडी सरखी यि तिहां मोकली इम कहूं। आ बेहूं घोडी माहि मा केही अनि पुत्री केही। [५९]तिहारं ते नंदनी [६०]सभां को तेहनी परीक्षा न करि। पछि राजा अपार दुःख पाम्युं। अने शकटाली प्रधान जीवतु हुए तो एवडो[६१] परभव पांमिए शूं?। राजा इशूं चीतवी नि एक शेवक प्रति कहूं। शकटालिनि† कुलि को छि। तु तीणिं कहूं। शकटालिनि कुलि को एक कूंआ माहि छिइं। को तिहां रह्यो अन्नपान लि छि। तु राजाइ जोवराव्यूं। तु शकटालि यि जीवतु छि। राजा हर्ष पाम्यो। तिहां थिको कढाव्युं। प्रधानपाणि मूक्यो। पछि राजा प्रधान प्रति बोल्यु। हि प्रधान तुं काइ विखवाद म आणेश। माहरि हावि देशनु ग्रामनु ठाकुर तु। अपराध सेवकनु+ क्षामि। अनि तूं सघली विद्या कला जाणि छि। तु[६२] किहि नं आ बेहूं घोडी माहि केहि माता अनि पुत्री केही। प्रधानि घोडी बि उपरि पलाण [६३]घताव्या। अपार श्रम कराव्यां। शरीरि [६४]परस्वेद उपना तिम खेडाव्यां। तु घोडीनी× माताइ

---

* અસલ शकटालीनि. † અસલ शकटालि. + અસલ सेवक.
× અસલ घोडीनि.

૫૮ અંધારો કૂવો. ૫૯ તેવારે. ૬૦ સભામાં, દરબારમાં. ૬૧ ફજેતી ૬૨ કહે ને. ૬૩ ઘલાવ્યાં. ૬૪ પરસેવો.

पुत्री श्रमातुर जाणी नि जिह्वा करी पुत्री चाटी। वाछल्यतु प्रधनि [६५]राजानि कहूं । ए माता । आनि आ पुत्री । पछि [६६]राजानि महा [६७]पसाउ कीधु ।

## मर्कटविरागी जती[६८]।

एक नगर हतूं । ते नगरनूं नाम श्रीवंतविलास । ते नगरनि विषि ब्राह्मण एक । तेहनूं नांम हरिदत्त । तेहनि घरि स्त्री अ रमा । महा सीदातो[६९] । क्यहीइ सख नही। धांन म्याति तो वस्त्र न म्यालि । एणी पिरि महा दुखना धाढा[७०] काढि । *इम करतां दिन केतले ते विप्रनी स्त्रीनि गर्भ रहो । ते धाढा पछी ते विप्रनो धाढो वल्यो । पांच लक्ष टंका[७१] उपराज्या[७२] । इम करतां दस मास पूरा थया । पछी पुत्र जनम हवो । ते अपार सुंदर† । पछि ते पुत्रनूं नांमअभिधांन धरूं । पुण्यप्रभ× एहवूं नांम धरूं । पछि तो मावापनि धननो आंक+ ज न हूओ। ते मावापनि एक ज एक पुत्र आनि करमी[७३] सुभागि[७४] जीवनु जीव[७५]। *इम करतां ते पुरुष वरस पनर सोलनो थयो । एकाएक

---

*અસલ अम. † અસલ सूंदर. × અસલ पुन्यप्रभा. + અસલ धननो वांक.

૬૫ રાજાને. ૬૬ રાજાએ ૬૭ સિરપાવ. ૬૮ વૈરાગ્યનું ખરૂં સ્વરૂપ હૃદયમાં ઊતર્યા વગર સંસાર છોડી ભગવાં કરી સાધુ થનાર, લેભાગુ સાધુ. ૬૯ બહુ મુશ્કેલી વેઠતો. ૭૦ દહાડા. ૭૧ ટંક, રૂપિયા. ૭૨ મળ્યા, કમાયો. ૭૩ સત્કર્મી. ૭૪ ભાગ્યશાળી. ૭૫ અત્યંત વહાલો.

मर्कट विराग[७६] आव्यो । जे ए संसार जूठो छि महा नरगनूं स्थानक छि । ए सर्व जूटूं अनि परमेश्वरनूं भजन ‡साचूं । भक्तिं साची । एहवूं रीदि[७७] मांहि धरी नि परभारो वननि विषि गयो । माबापनि कहूं ज नहीं । उठी जातो थाको । *इम करतां तेणि पुरुषि गंगानि कांठि महा तप मांडूं । महा तपेस्वरी थयो । एहवो जे वाघ सिंघ थई । ×सनांन करी नि +धोतीऊं तपनि बलि करी आकाश उगाइ[७८] । भोइ थकि अंतरिक्ष रहि । रखे कशो ÷मलनु विभाग धोतीइ आभडि[७९] । पछि एक वार धोतीआ उपरि बगली उडी जाती हती । तेणीइ धोतीआ उपरि विष्टा करी । जम बगली दीठी तिम बगली स्रापी बाली भसम थयी । वली धोतीऊं बाली धोयूं । पछि भिक्षा मागवा नगर मध्य गयो । एक ब्राह्मणनि घरि जई प्रार्थी नि उभो रह्यो । पछी ते घरनी धणीआंणी जेतलि ×भिक्षासजाइ[८०] करि तेतलि तेहनु भरथार आवो । पछि तेणीइ पोताना भरथारनी ससरुषा[८१] मांडी । तेतलि ते भरथार ज्यमी करी सूतो । पेला जतीनि जबाब न दीधो त्यांहां लगि उभो थई रहो । पण मन मांहां घणूं खेद

---

‡ અસલમાં साचुं નથી. × અસલ एकवार सनांन.

+ અસલ धोतीउ. ÷ અસલ मलिणनुं. × અસલ भक्षा.

૭૬ ઊંડું સમજ્યા વગર વૈરાગ્યનો આવેશ. ૭૭ હૃદય, માન. ૭૮ અદ્ધર ઊંચે રહે. ૭૯ સ્પર્શ કરે, અડે, અભડાવે. ૮૦ ભિક્ષાની તૈયારી. ૮૧ સેવા.

पांम्यो जे अ स्त्री एहनि सूं एक करं* । पछि ते स्त्री भिक्षा जोई करी नि लेई आववा लागी । तेहवि पोताना ओरडा मांहिथी नीकळी नि आंगणि आवी । तेतलि हाथ मांहि झारी हती ते झारीनी पांणीइ वदलकूंडाळुं एक काड्युं । पछि भिक्षा करावा आवी । एतलि संन्यासी❖ अपार कोप करतो हवो । वल्ती† ब्राह्मणी बोली । अरे ज्यती ए हूं छूं । बापडी बगली वननि विषि वाली छि तेमाटि[८२] तुं रखे जाणतो÷ होइ । पेलो संन्यासी+ आश्चर्य पांमी रहो । ए मूं कहीइ । वननी वात एणीइ जांणी । वलतु संन्यासी बोल्यो❖ । अरे बाई ताहरां वि चरित्र जोई नि दिगमूढ थई रह्यो छूं । एक चरित्र जे वन मांहि बगलीपरस्ताव[८३] हवो अनि ते आंह ति[८४] कहुं‡ । बीजूं ति जे झारीना पांणीवडि आंगणा मांहि कूंडाळं§ काढ्यूं । ए विहि आश्चर्य छि । वलतुं पेली अ स्त्रीइ कहूं । रे मूरिख अज्ञाता[८५] सांभलि । माहारि एक वडी बिहिनि छि । ते विधवा× छि । ते

---

* असल जे अस्त्री हंसूं. ❖ असल पछि एतलि सन्यासी.

† असल पछि वळती. ÷ असल रखे इम जाणतो.

\+ असल शन्यासी. ❖ असल पछि वळती वळतु सन्यासी बोल्यो.

‡ असल कहूं. § असल कुंडाळुं. × असल वधवा.

૮૨ તેના જેવી જ, તેના સરખી જ. ૮૩ બગલીની હકીકત. ૮૪ તેં.

૮૫ અજાણ.

अमकडि[८६] थांनकि छि। हेमाचलनि पासि तप करि छि। तिहां दव लागो छि। ते[८७] मढी सघली बलि छि। आगि माहारी बिहिनिनी मढी ढूकडी आवती जांणी। पछि मि आंहांथी आग्रा दीधी। सघली मढी बलि। अनि एक ते मढी रही छि। जतीइ अंननी प्रतिज्ञा कीधी जे अंन† तह्मारि खासूं जिवारि ए जोशूं। पाणी पाखि[८८] तो हीडीइ नही। पछि जतीइ आवी जोयूं तो सरवि इनांणी[८९] ठांम म्यली। जती परम रलीआयत थयो जे ग्रहीस्थ थिका एहवा सिद्ध छि। पछि तेहनी बिहिनि जती घणूं संतोखो। पछि जतीइ पूछ्यूं। जे बाई तह्मारि वि बिहिनि गोर[९०] कोण छि। पछि तेणी अ स्त्रीइ कहूं। जे ×कुंभपुर पाटण एहवि नांमि नगर छि उत्तर दिसि गंगानि उपकंठि[९१]। तिहां एक खाटकी* छि। तेहेनूं नांम दत्तराज। ते अमारो गोर छि। जो तूंहि सिद्ध थयानी खप[९२] होयि तो तूं तांहां जा। पछि ते जती वली ते भणी चालु छै। केटलि दिवसि+ ते खाटकिं पासि पोहोतो॥ जेतलि आवतो दीठो तेतलि कहूं। जे तूं, अमकडी ब्राह्मणी बि बिहिन छि, एक ग्रहीस्त छि, एक संन्यासी÷ छि, तेणि

† અસલ अन. × અસલ कुंभपोर पाटइ एहवि.
* અસલ एक बकर कसाव खाटकी. + અસલ पछि एटलि दिवीस.
÷ અસલ सन्यासणी.

૮૬ અમુક. ૮૭ તેથી કરીને. ૮૮ પાણી વિના. ૮૯ એંધાણી. ૯૦ ગુરુ. ૯૧ કાંઠે. ૯૨ ઇચ્છા, જરૂર.

मोकल्यो छि। आश्चर्य पांमी रहो। हा पाडी। पछि कहूं। माहारि मांस वेचवूं छि। तमे पेलि ठांमि जई विसु। पछि आपण गोष्ट करसूं। मांस× वेची परवार्यो। पछि संन्यासीनि* तेडी आपणि घिरि गयो। देखि* सूं तो माहा जरजूरण[९३] †गरढां डोसोडोसी खाटलि विठां छि। जई पगे लागो। जे द्रव्य घड्यो हतो ते कह्यो। पिताना कह्या पूठि धन लीधूं। पछि ब्राह्मण घर मांहि तेड्यो। मावापनी सश्रूषा ते ब्राह्मण देखतां कीधी। अंग पखाल्यां। भोजन कराव्यां। ते मावापनी आग्नाथो व्याधि[९४] जमवा चाल्यो। तेहनि पिताइ ब्राह्मणनि अतिथिधर्म कीधो। पछि ब्राह्मणि व्याधि कन्हि धर्म पूछ्यु। अहो व्याधि कहि नि। ताहरि एवडूं जांणवूं ते कहा ×कर्मनूं फल। व्याधि कहि छि। जे कांइ गुप्त धर्म हुइ ते कहीइ। जे प्रत्यक्ष दीसि ते शूं कहीइ। डाहु हुइ ते आफणीइ[९५] जाणिइ। +ति प्रत्यक्ष दीठो धर्म, तो तूं कां नथी जांणतो। आपणि कुलि जे धर्म हुइ ते कीजइ। मावापनूं वचन कीजइ। ÷अहो ब्राह्मण तूं तो नरकि पडेश। °तूं पाप कर्मनूं करणहार। तूं अपवित्र मू

× અસલ मास. * અસલ सन्यासीनि. * અસલ सू. † અસલ गरढो. × અસલ कर्मनू, + અસલ अनि ति. ÷ અસલ अनि अहो. ° અસલ तू पाप.

૯૩ ઘડપણને લીધે ખખળી ગયેલાં. ૯૪ વ્યાધ, પશુપક્ષીની હિંસા કરનાર, ખાટકી. ૯૫ પોતાની મેળે, સહેજે, આપોઆપ.

पिंहि[९६] । ब्राह्मण किहि छिइ । अहो व्याध एवड्डं पाप शूं कीधूं छि ते किहि । व्याध कहि छिइ । माता, पिता, घरनी स्त्री मूंकी नि तूं तो लोभ करी भमतो हींडि छिइ । *जेहनां माबाप भूंखि पीडाइ अनि दीकिरो यज्ञ करि, जप करि, होम करि, ते सर्व फोक थाइ । अनि जे दीकिरो मा बापनी भक्ति करि तेहनि देवता सघळा प्रसन्न हुए* । पछि व्याधनूं एहवूं वचन सांभली नमस्कार करी धर्म प्रीछी नि आपणि घरि आव्युं । माबापनि नमस्कार करी नइ विनय करवा लागु ।

: २ :

પશ્ચિમના શબ્દશાસ્ત્ર અને ભાષાવિજ્ઞાનનો ઓપ ન ચઢ્યા છતાંએ નૈસર્ગિક નિર્મળ તેજથી પ્રકાશતી તીવ્ર બુદ્ધિવાળા પ્રસિદ્ધ ભાષાશોધક સ્વર્ગવાસી શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસના કીર્તિસ્તંભરૂપ ગૂજરાતી ભાષાના ઇતિહાસમાં કાળક્રમે ભાષાના સ્વાભાવિક વિકારનાં વિવિધ પ્રમાણ વિવેચનપૂર્વક આપ્યાં છે, તે છતાંએ તે સંબંધમાં કેટલાક વિદ્વાનોના મનમાં શંકા, અશ્રદ્ધા, અને અનાસ્થા+ જોઇ પ્રસ્તુત વિષય કેટલીક મુદતથી અમે આરંભ્યો છે. તેમાં સમય સમયની બોલીના જૂદાજૂદા નમૂના વાંચનારને પહેલા નિવેદન કરવાની ઉત્કંઠાથી પ્રત્યેક ઊતારાની ભાષાના વિશિષ્ટ સ્વરૂપની ચર્ચા બંધ રાખી, પ્રમાણભૂત મૂળ લેખ જ

---

* અસલ अनइ जेहना. * અસલ हूंए.

૯૬ મારાથી, મારા કરતાં.

+ જુઓ પ્રાચીન કાવ્યમાળા અંક ૨૯ ને આરંભે આપેલા ગ્રંથવિવેચનની છેલ્લી કલમ.

અમે આપવા આદર્યું છે. એ વિષયમાં હજુ તો અમે વિક્રમ સંવતના પંદરમા શતકના પ્રદેશમાં ફરિયે છિયે, અદ્ધર અંતરિયાળ ભ્રમણ કરિયે છિયે. એ તૂકથી આમ ઊંચે દષ્ટિ ફેંકિયે છિયે તો ગુર્જરી વાણીનો પ્રવાહ જ્યાંથી પ્રગટ થાય છે તે ગગનચુંબી સમયશિખર પ્રાચીન મહાસંસ્કૃત, સંસ્કૃત, પાલી, અર્ધમાગધી, માગધી, પૈશાચી, મહારાષ્ટ્રી, શૌરસેની, અપભ્રંશ આદિના જામી ગયેલા પ્રવાહના થરથી ઢંકાયલું ઊંચું વધે છે. નીચે નજર નાંખિયે છિયે તો એ તૂક મૂકી તળેટીમાં ભારતીભક્ત પ્રેમાનંદ અને તેના કુળદીપક પુત્ર વલ્લભે સ્થાપેલા અવિનાશી વિશાળ રાજ્યનો બહોળો પ્રદેશ પ્રસરી રહ્યો છે, જેના પ્રાંતભાગે શરૂ થતા રણમાં રસસુધાના સિંચને રસાળ અને સમૃદ્ધ બનાવી ભૂમિને સ્વર્ગના નંદનવનની શોભા સજાવનારી સરસ્વતી ગૂમ થાય છે. ત્યાંથી આગળ નજર લંબાવતાં એકસરખું સપાટ મેદાન ચારે તરફ વિસ્તરે છે, જેની આ તર્ફની સરહદે દયારામભાઈ આદિ છેક અર્વાચીન કવિનાં નાનાં નાનાં રળિયામણાં રાજ્યો જોનારને જરા આનંદ ઉપજાવે છે. એ રીતે આ બહુને અજાણ્યા ડૂંગરી પ્રદેશમાં આપણી ભાષાના પ્રવાહના મૂળના શોધમાં તથા તેના પાત્રની રૂપરેખા ઘડવાના પ્રયત્નમાં અમે ભમિયે છિયે, તથા જે કાંઈ જાણવા લાયક મળી આવે છે તે વિદ્યારસિક પુરુષોને નિવેદન કરિયે છિયે. તે શોધના સંબંધમાં गद्यकथासंग्रह તે માત્ર બીજો જ લેખ છે. કર્તાહર્તા તો પરમેશ્વર છે, પણ વાંચનાર વિદ્વાન ધીરજ રાખશે તો ગુર્જરી ભાષાનો પ્રવાહ મૂળથી એકધારા સપાટ મેદાનમાં જ એકસરખો શાંત સીધો વહેતો આવ્યો છે એમ કેટલાક ભ્રાંતિ, આગ્રહ, કે અધીરાઈથી કહે છે તે ભૂલભરેલું છે, તથા પર્વતની અધિત્યકામાં રમતી ઊછળતી ચાલી જતી અનેક વંકવળામણ લેતી ગિરિકરાક

श्लोक ।

[1]अनित्यस्य शरीरस्य सर्वदोषमयस्य च ।
दुर्गन्धस्य कृते नाहं पापं कुर्यां कथंचन ॥*

[2]आगइ राजा युधिष्ठिरनइ पश्चात्ताप ऊपनु । एहवूं विमाशी जीमूतवाहन इ पिता संघाति राज्य मूकी नइ ग्यु । वन माहि ऋषिनइ आश्रमि ग्या ॥

एक वार जीमूतवाहन मित्र मधुकर साथि रमिवा ग्यु । तिहां [3]ईश्वरीनइ प्रासादि[4] देवाङ्गना एक वीणा वाती दीठी । तीणीइ जीमूतवाहन दीठु । परस्परि साहमूं जोयुं । ते स्त्री कामपीडित हूंई । आपणइ घरि गै । सखीए मानइ कहूं । तीणींइ ते भर्तारनइ कहू । देव मिलयावती [5]सानुराग छइ । राजा बोल्यु । कहि

---

* અસલ પ્રતમાં આ ઠેકાણે નીચેના બે અશુદ્ધ શ્લોક જોવામાં આવે છે:—अनित्यस्य शरीरस्य सर्वदोषमयस्य च । दुर्गन्धस्य कृतघ्नस्य नाहं पाप करोमि च ॥ १ ॥ गोशतादपि गोक्षीरं माणं मूडशतानि च । मन्दिरे मकर्कं स्थानं कस्यार्थि बान्धवा हनम् ॥ २ ॥ શ્રીમાન્ હર્ષદેવપ્રણીત નાગાનન્દ નાટકમાં ઉપરને મળતો નીચે પ્રમાણે શ્લોક છે:—

सर्वाशुचिनिधानस्य दुर्गन्धस्य विनाशिनः ।
शरीरकस्यापि कृते मूढाः पापानि कुर्वते ॥

૧ 'વાત, પિત્ત અને કફ એ દોષથી અથવા બધાંએ પાપથી ભરપૂર –ગંધાતા–નાશવંત દેહની ખાતર હું કેમે પાપ કરનાર નહિં, એવો અર્થ છે. ૨ મહાભારતના યુદ્ધમાં કૌરવો મરાયા બાદ પૂર્વે યુધિષ્ઠિરને પણ પશ્ચાત્તાપ થયો હતો એ વાત મનમાં લાવી જીમૂતવાહન રાજ્ય છોડી બાપ-સાથે વનમાં ગયો. ૩ દેવી. ૪ દેવળ, મંદિર. ૫ અનુરક્ત, આસક્ત.

ऊपरि अभिलाख धरइ छइ । एतलइ कन्यानु भाई बोल्यु । देव[1] ‡विद्याधरकेतु जीमूतकेत, इ आहां आव्यु छइ । तेहनु पुत्र जीमूतवाहन वाईइ दीठु छइ । राजा बोल्यु । जीमूतवाहननइ आपणी पुत्री देशु । तूं जीमूतकेतनइ लेई वहिलु आवे । पछइ ते विश्वावशि जीमूतवाहननइ आश्रमि जै नइ इम कहुं । तीणइ पिताइ जीमूतवाहन मोकल्यु । ते जीमूतवाहननइ +मलयवती कन्या दीधी । गांधर्व विवाह करी परिणाव्यां । पछइ जीमूतवाहन इ कन्यानइ लेई नइ पिता कन्हि आव्यु । ते बेहूं सासू ससराने पगे लागां । एक दिहाडइ जीमूतवाहन विश्वावसु साथि [2]पारधि रमिवा गया । तिहा जीमूतवाहनि मोटु एक [3]हाडनु पर्वत दीठु । साला प्रति पूछ्रूं । ए शूं दीसइ छइ । सालु बोल्यु । पातालिथिकु नागकुमार दिहाडि आवइ । गुरुड भक्ष करइ । अनेकि *नागनी कोडि[4] खाधी । एवडां हाड तेहनां । जीमूतवाहन बोल्यु । हे मित्र तूं घरि जा । हुं देवदर्शन करेशि । सालु ग्यु । जीमूतवाहन जेतलइ नमस्कार करी रहि तेतलइ रोती स्त्री एक सांभली । हा

‡ અસલ પ્રતમાં આ ઠેકાણે બહુ ગોટાળો છે, મૂળ પાઠ નીચે પ્રમાણે છેઃ-जेमूतवाहन इ वाई दीठी । राजा बोल्यु । जीमूतवाहन इ आपणी पुत्री देशूं । जीमूतकेतनइ आश्रमि विश्वावसु तेहुनइं देवा ग्यु । जीमूतकेतु आवइ तु जीमूतकेतनइ लेई वहिलु आवे.

+ અસલ मिलयावती एहवइ नामि कन्या. * અસલ नागन.

૧ વિદ્યાધરમાં શ્રેષ્ઠ. ૨ શિકાર. ૩ હાડકાંનો પર્વત. ૪ કરોડ, કરોડબંધ સંખ્યા.

पुत्र, हा पुत्र, एहवु शब्द सांभल्यु । जीमूति पूछ्यूं । हे मात तूं कां रोइ छइ । स्त्री बोली माहरा पुत्रनु [1] क्षयदिवस आव्यु छइ । ‡ जीमूति कहूं । ताहरा पुत्रनी वती हूं मर्योस [2] । एतलइ तेह स्त्रीनु पुत्र शंखचूड बोल्यु । स्वामी तूं कांइ [3] मरइ । मूह शरखा प्राणी केतला इ हौआ । केतला हशि । पणि जीमूतवाहन सांभलि पींयाराने [4] प्राणि करी आपणा प्राण सहू+ राखइ । पणि आपणे प्राणि करी पींयारा प्राण राखइ ते तूह ज दीवस छइ । जेतलइ गरुड आवइ तेतलइ हूं *गोकर्ण देवनइ नमस्कार करी आवूं । एहवूं कही ते शंखचूड ग्यु । तेतलइ आकाशमार्गिथी गुरुड आवतु दीठु । तेतलइ जीमूतवाहन ×वध्याशिलाइ [5] जई बइठु । गुरुडि आवी प्रहार कीधु । पगे साही नइ फेरव्यु । तेतलइ नामांकित [6] हाथनूं कांकण [7] रूधिर भर्यूं मलयवतीनइ खोलइ पड्यूं । तेतलइ शंखचूड आव्यु । जोइ तु जीमूतवाहन †ग्रस्त [8] थयु दीठु, शंखचूड बोल्यु । हे गुरुड ऐ ताहरूं भख नुहि । गुरुडनइ विकल्प [9] ऊपनु । अरे मइ ऐ किशूं कीधूं । गुरुड बोल्यु । तूं कुण । अनइ आहां किहां बइठु । तूं जा । तूं माहरूं

---

‡ અસલમાં આ વાક્ય નથી. + અસલ हूं राख. *અસલ सहूं कोकर्णा. × અસલ मध्य. शलाकां. † અસલ गृध्र.

૧ મોતનો. ૨ દહાડો. મરીશ. ૩ શા માટે. ૪ પારકા. ૫ (ગરુડને હાથે) મરનારને બેસવાનો પત્થર. ૬ જેના પર નામ કોતર્યું હતું એવું. ૭ લોહિયાળું. ૮ પકડાયલો, ખવાતો. ૯ શંકા.

मक्ष [1]नुहि । एहवूं कही जेतलइ मूकइ तेतलइ जीमूतवाहन बोल्यु । स्वामी मूहनइ हित [2]करि । §गुरुड बोल्यु । शूं हित करूं । जीमूतवाहन बोल्यु । अनेरा प्राणीनइ ठामि मूहनइ मक्ष करि । गुरुड बोल्यु । हे [3]महासात्विक तूं पीयारइ काजि आपणा प्राण कां [4]तिजइ । एहवुं विवाद करइ छइ, तेतलइ *मलयवती कन्याइ [5]आभर्ण ओलख्यूं । पछइ [6]स परमारी तिहां आवी । भर्तार मूर्छांगत हौउ दीठु । रोइवा लागी । हे प्राणाधिपति स्वामी [7]परोपकारमहानिधि । हे× महासात्त्विक । हे कांत । हि सदाशांत । हे [8]विदग्धचूडामणि । हे [9]पराक्रमभीम । हे [10]जनवल्लभ । मूहनइ कृपा करि प्रत्युत्तर दि । एहवा विलाप करती गुरुडि सांभली । गुरुडी पातालिथी अमृत आणी [11]ठाभिषेक कीधु । जीमूतवाहन जीव्यु । गुरुड बोल्यु । हूं तूठु । वर मागि जीमूतवाहन बोल्यु । जु तूं प्रसन हौउ तु आज पूठि [12]नाग कहिनइ म खाएशि । गुरुड । प्रमाण । पछइ जीमूतवाहन [13]सपरिवार आपणइ आश्रिमि गयु । गोत्रीए पगे लागी नइ राज्य आप्यूं ।

---

§ અસલમાં આ બે વાક્યો નથી. * અસલ लईवंती. × અસલ हे सात्त्विक.

૧ ન હોય. ૨ ભલું, ઉપકાર. ૩ બહુ ધીરજવાન, સાહસિક. ૪ તજે છે. ૫ આભરણ—ઘરેણું ઓળખ્યું. ૬ તે સ્ત્રી. ૭ પરોપકારના મોટા ભંડાર. ૮ રસિકમાં શ્રેષ્ઠ. ૯ પરાક્રમોએ કરીને ભયંકર અથવા ઉગ્ર પરાક્રમવાળા. ૧૦ મનુષ્યોને વહાલા. ૧૧ (અમૃત) છાંટયું ૧૨ કોઇ નાગને. ૧૩ કુટુંબ સાથે.

## धूर्त मूलदे अनि मोहित ब्राह्मण ।

कौशांबी एहवइ नामि नगरी । तिहां +सुविचार एहवइ नामि राजा । तेहनइ चंद्रप्रभा एहवइ नामि पुत्री । अति रूपवती । नवयौवन हुई । ति कन्या सखी साथिं फूलवाडी माहि गई । जेतलइ फूल लि छइ तेतलइ एक ब्राह्मण आव्यु छइ तीणइ दीठी । तीणीय ते दीठु । माहोमाहि कामातुर हौआं । पछइ ते कन्या आपणइ घरि आवी । ति ब्राह्मण तेणइ रूपि मोहु भावइ तिम बोलवा लागु । तेतलइ सहदे मूलदे पांचपांचसइ धूर्ते [१]परवर्यां आव्या । तीणइ मार्गि ते ब्राह्मण दीठु । मूलदेवि पूछ्युं । तूहनइ किशुं दुःख छइ । *ब्राह्मण बोल्यु । अहो एं वाडी माहि राजकन्या दीठी, तेवण रूपि मोहु, कामज्वर चड्यु, घरि जै न सकूं । मूलदे बोल्यु । जु एहवी वात करेशि तु राजा आंखि काढशि । अनइ वली कांइ उपाय कीजइ । ताहरइ कांइ धन छइ । +ब्राह्मण बोल्यु । धन कांई नथी । पछइ मूलदेवि ब्राह्मण ऊठाड्यु । कोथली माहिथी गोली काढी । ‡एक ब्राह्मणना मुख माहि [२]घातवा आपी । बीजी गोली आपणा मुख माहि [३]घाती । तीणि ब्राह्मण नवयौवना स्त्री हौउ । मूलदे [४]आपणपूं वृद्ध ब्राह्मण हौउ ।

---

+ અસલ मुनि विचार्य. * અસલ वामन. + અસલ वामन.

‡ અહિં અસલનાં વાક્યો ઉલટસુલટ કરી થોડો ફેરફાર કર્યો છે.

૧ વીંટાયલા. ૨ ઘાલવા, મૂકવા, રાખવા. ૩ ઘાલી, મૂકી રાખી. ૪ પોતે.

ते स्त्रीनइ लेई राजद्वारि ग्यु । राजानइ मेल्यु । आशीर्वाद दीधु । राजाइ पूछ्यूं । हे ब्राह्मण तूं किहां थिकी आव्यु । स्वामी हूं गंगातिरि वसूं । तीणइ गामि परदल आव्यूं । गाम लागूं लोक सहू नाठु । माहरु पुत्र ते पणि नाठु । वली लोक सहूको आव्या । पणि माहरु पुत्र न आव्यु । माहरा पुत्रनइ वियोगि करी पुत्रनी मा ×मुई । [1]अह्मारइ पुत्रनी स्त्रीनइ माहरा पुत्रनी †सूधि लेई आवूं तां लगइ ताहरइ घरि राखि ॥

---

× અસલ મૂંઈ. † અસલ સિધિ.

૧ અમારા માટે, અમારી ખાતર.

# 'કાન્હડદે પ્રબંધ' 'અને કરણઘેલો'

ગૂજરાતી સાહિત્યમાં એક જૂનામાં જૂનું વીરં કાવ્ય તે 'કાન્હડદે પ્રબંધ' છે. એ ઐતિહાસિક લેખ પ્રાચીન શોધરસિક પ્રસિદ્ધ પરલોકવાસી વિદ્વાન બુલ્હર સાહેબના જોવામાં આવતાં તેમણે આપણા માનનીય સ્વર્ગવાસી સાક્ષર નવલરામભાઇને 'ગુજરાત શાળાપત્ર'માં પ્રસિદ્ધ કરવા સોંપ્યો હતો. એ પ્રબંધ 'શાળાપત્ર'માં કડકેબચકે પ્રસિદ્ધ થયા છતાં અર્થનો અનર્થ કરી નાંખતા કેવળ ભ્રાંતિ ઉપજાવનારા ભ્રષ્ટ મુદ્રણને લીધે અદ્યાપિ અપ્રસિદ્ધ જ રહ્યો છે. એનું સંશોધન કરવું અને એના પદપદાર્થનું મન માને તેવી રીતે નિરૂપણ કરવું હાલ સાધ્ય નથી. નવલરામભાઇએ પ્રથમ તેના કઠણ શબ્દોના અર્થ આપવાનું ધાર્યું હતું. પણ લેખ દુર્ઘટ હોવાથી પ્રબંધના ઉપોદ્‌ઘાતમાં પોતે કરેલી પ્રતિજ્ઞા પ્રબંધની સમાપ્તિએ તેમને પડતી મૂકવી પડી હતી. ભાષાના દુર્બોધપણાને લીધે સમગ્ર પ્રબંધનું સર્વાંશે અર્થનિરૂપણ કરવું મૂકી દઇને પણ પ્રબંધગત ઐતિહાસિક અંશનો ઉદ્ધાર કરવો ઇષ્ટ છે; કેમ જે એમાં ખૂનીના નામથી ખ્યાતિ પામેલા અલાઉદ્દીન ખિલજીએ ગૂજરાત ઉપર મોકલેલી સવારીનું અને ઝાલોરના ઘાલેલા ઘેરાનું મુસલમાન તવારીખ લખનારાના મુકાબલામાં વધારે વિસ્તારયુક્ત એક હિંદુ પ્રબંધકારે કરેલું વર્ણન છે. વિશેષમાં ગૂજરાતના રજપૂત રાજ્યની સમાપ્તિનો જે જૂજ હેવાલ ભાટચારણનાં વચનને

આધારે ફૉર્બ્સ સાહેબે રાસમાળામાં સંગ્રહ્યો છે, અને દંતકથાને આધારે નંદશંકરભાઈએ ' કરણઘેલાની ' વાર્તામાં વિસ્તાર્યો છે, તેના કરતાં 'કાન્હડદે પ્રબંધ'માંનો હેવાલ વધારે સત્યતા ધરાવતો અને વધારે વિશ્વાસપાત્ર છે.

ગૂજરાતમાં રાજ્યની ઉથલપાથલ થઈ તે પછીના બીજા સૈકામાં એટલે વિ. સં. ૧૫૧૨માં 'કાન્હડદે પ્રબંધ' રચાયો છે. એનો કર્તા પદ્મનાભ પશ્ચિમ મારવાડની રાજધાની ઝાલોરના સોનગિરા ચોહાણ અખયરાજનો રાજકવિ હતો. વીરશિરોમણિ કાન્હડદે રાજા એ અખયરાજનો પાંચમો પૂર્વજ થાય. તે સમયમાં મારવાડ મેવાડમાં આપણી માતૃભાષા જ પ્રચલિત હતી. મેવાડની સાધ્વી કવયિત્રી મીરાંબાઈ તે જ અરસામાં થઈ એ સર્વવિદિત છે ને તેની મીઠી વાણીનો સર્વને પરિચય છે. મારવાડની તે સમયની ગૂજરાતીનો પરિચય 'કાન્હડદે પ્રબંધ'ની શૂરભરી કવિતાથી થાય છે. પ્રબંધકાર પદ્મનાભ વિસનગરા નાગર જ્ઞાતિના આદિકવિ છે. નરસિંહ મહેતા અને મીરાંબાઈ કરતાં પદ્મનાભની કૃતિમાં વાણીની પ્રાચીનતા વધારે જળવાઈ રહી છે, તેથી તે ભાષાશાસ્ત્રીને વિચારણીય છે. પદ્મનાભની શૈલી પ્રાસાદિક છે. જે કંઈ દુર્ઘટતા 'કાન્હડદે પ્રબંધ'માં જોવામાં આવે છે, તે ભાષાની પ્રાચીનતાને લીધે છે. એમાં પાત્રનિરૂપણ અને રસોલ્લાસન ઉત્તમ પ્રકારે કર્યું છે. પદ્મનાભની કવિતા ઉચ્ચ દેશાભિમાનના અને પ્રબળ ધર્માભિમાનના આવેશથી જાજ્વલ્યમાન છે. તે તે પ્રસંગનું વર્ણન તેણે એવી તો ભભકભરી જુસ્સાદાર વાણીથી કર્યું છે, કે તે વાંચતાં ને સાંભળતાં આપણાં રૂંઆં ખડાં થાય છે. વધારે વિવેચન કરવા ન રહેતાં આપણે 'કરણઘેલા'ની હકીકત માટે 'કાન્હડદે પ્રબંધ'માં જ ઝોકાવિયે.

ગણપતિ, સરસ્વતી અને વાસુદેવ ભગવાનને નમસ્કાર કરી કવિ કહે છે કે ( ૬–૮ ) ધન, ધાન્ય, વસ્ત્રાભરણની સમૃદ્ધિથી ભરપૂર નવકોટી મારવાડ દેશમાં જગજાહેર સુવર્ણગિરિ કિંવા કનકાચળ ડૂંગર ઉપર જાબાલિ ઋષિના નામે જાબાલિપુર કિંવા ઝાલોર કરીને શહેર છે. તે વિશુદ્ધ વંશના કીર્તિમાન સોનગિરા ચોહાણ રાજાઓની રાજધાની છે. પૂર્વે ત્યાં સામંતસી સોનગિરાનો પુત્ર કાન્હડદે રાજ્ય કરતો હતો. ( ૯ ) તેની સમૃદ્ધિ અમરાવતીના ઇંદ્રના જેવી હતી. તેના રાજભંડારમાં નિરંતર નવે નિધિનો વાસ હતો. ( ૧૦ ) તે સગાં સહોદર સાથે બહુ હેત રાખતો હતો. તેને વિજયવંત વીરમદે અને બુદ્ધિમંત માલવદે નામે બે જગતપ્રસિદ્ધ કુંવર હતા. ( ૧૧ ) તે રાજા શરીરે દેખાવડો અને રાજનીતિમાં કુશળ હતો.

---

नव कोटी नामि भणू मारुआड तण देश ।
धणकण घरि सवि कहि तणे कप्पड कणय सुवेश ॥ ६
कणयाचल जगि जाणीइ ठाम तणु जावालि ।
तहीं लगइ जगि जालहुर जण जंपइ इणि कालि ॥ ७
कुलि कीरति आगइ घणी, वंस विसुद्ध वखाण ।
राज करइ घरि आपणे सोनगिरा चहूँआण ॥ ८
कान्ह तणइ संपत इसी जिसी इन्द्रह घरि रिद्धि ।
सवे दिवसि वासो वसइ राजभवनि नव निद्धि ॥ ९
प्रीति सहोदर स्यूं घणी, मालवदे मतिमंत ।
कूंयर वीरमदे वलि जाणे जगि जयवंत ॥ १०
राजनीति जाणइ घणी, रूप सुहायि अंग
राज करइ घरि आपणइ चाहूँअण नवरंग ॥ ११

(૧૨-૧૩) સોનગિરો ચોહાણ કાન્હડદે જ્યારે પોતાના સ્થાનકે ભલી રીતે રાજ્ય કરતો હતો, ત્યારે ગુર્જરભૂમિમાં કરણ-દેવ નામે રાજા રાજ્ય કરતો હતો. નાગર બ્રાહ્મણ માધવ મહેતો તેનો પ્રધાન હતો. એ પ્રધાનના ઘરની આબરૂ ઉપર તેણે હાથ નાંખ્યો. તેથી વિગ્રહનું બીજ રોપાયું.

(૧૪) મુખ્ય પ્રધાન માધવને રોમરોમ રોષ વ્યાપી ગયો. 'ગૂજરાતનું અન્ન જમું ક્યારે, કે જ્યારે હું અહિં તુર્કનું ધાડું લાવું' એવી દારુણ પ્રતિજ્ઞા લેઈ તેણે ધાન ખાવાની આખડી લીધી.

(૧૫-૧૭) અફસોસ! માધવ મહેતે ભારે અધર્મ કર્યો! અથવા પૂર્વજન્મની એની એવી કરણી હશે, તે કેમ છૂટે? નહિ. જ્યાં શાલિગ્રામ પૂજાય છે, જ્યાં હરિનું નામ જપાય છે, જ્યાં લોકો જાત્રાએ જાય છે, જ્યાં સ્મૃતિ, પુરાણ અને ગાય માન્ય મનાય છે, જ્યાં યજ્ઞયાગ કરાય છે, જ્યાં ખટદર્શન

---

तिणि अवसरि गूजरधर राय करणदेव नामि बोलाय ।
तिणि अवगणिउ माधव बंभ, तांहि लगइ विग्रह आरंभ ॥ १२-१३

रीसायु मूलगु पराधन, करी प्रतिज्ञा नीम्यूं धान ।
गूजरातिनूं भोजन करुं जु तरकाणूं आणूं अहुं ॥ १४

माधव महितइ कर्यु अधर्म, नवि छूटइ जु आमिल्यां कर्म ।
जिहां पूजीजइ शालिग्राम, जिहां जंपीजे हरिनूं नाम ॥ १५
जिणि देसि सहू तीरथ जाइ, स्मृति पुराण नइ मागइ गाय ।
जिणि देसि करायइ जाग, जिहाँ खट दर्शन दीजइ त्याग ॥ १६
जिहाँ पीपळ तुळसी पूजीइ, वेद पुराण धर्म बूझीइ ।
नवखंडे अपकीरति रही माधवि म्लेच्छ आणिआ तहीं ॥ १७

સેવાય છે, જ્યાં ત્યાગ દેવાય છે, જ્યાં પીપળો અને તુળસી પૂજાય છે, અને વેદ અને પુરાણમાં દર્શાવ્યા મુજબ ધર્મ બૂઝાય છે, એવી પવિત્ર ગુર્જરભૂમિમાં માધવે મ્લેચ્છ આણ્યા એ અપકીર્તિ આ નવખંડ પૃથ્વીમાં એને શિર હમેશને માટે ચોટી.

(૧૮) ઘણી ભારે ભેટ સાથે માધવે દિલ્હીનો રસ્તો લીધો. વસમી વાટે ઘણા ઘણા દેશ વટાવી તે યોગિનીપુર જે દિલ્હી, ત્યાં આવ્યો. (૧૯) માધવ પહેલો તો દિલ્હીમાં દીવાનને જઇને મળ્યો. દીવાને એની વાત સુલતાનના કાને પહોંચાડી. તે વખતે દિલ્હીનો સુલતાન અલાઉદ્દીન હતો. તે બહુ મરતબો ધરાવતો હતો. તેણે ઘણે ઘણે દેશ પોતાની આણ વર્તાવી હતી. (૨૦) તેની આગળ માધવે આણેલા અનેક ઘોડાઓ નજર કરી દીવાને અરજ ગુજારી કે આલેમપનાહ! આ માધવ નામે મોટો સરદાર પાદશાહને સલામ કરે છે, તે પર નિઘા કરિયે.

(૨૧) પરદેશીને પ્રધાન જાણી સુલતાને માધવનું સન્માન કર્યું, અને તેને પૂછ્યું:—' કહો પ્રધાનજી! ગૂજરાત તે કેવી છે?

---

चाल्यु माधव ढीली भणी, भेटि अपूरव लीधी घणी ।
विषमपंथि ऊलंध्या देश, योगिनीपुरि करिउ परवेश ॥ १८
पहिलूं जइ मिलिउ दीवान, साची वात सुणी सुलतान ।
अलावदीन वड्ड सुरताण, घणि देसे वरतावी आण ॥ १९
धरी भेटि घोडांनी राश, मीर उंवरे करी अरदाश ।
वडू मुकुद्दम माधव नाम पातसाहनि करी सिलाम ॥ २०
जाण्यु परदेसी परधान, असपति राजा दीधूं मान ।
पूछइ वात पातसॉह ईसी:-गूजराति ते कहीइ कीसी ॥ २१

(૨૨) ખંભાત અને અણહિલપુર કેવાં છે? દીવગઢ કેવો છે? માંગરોળ કેવું છે? ઝાલાવાડ અને સોરઠની ભૂમિ તે કેવી છે? સાંભળવામાં છે કે ત્યાંનો રાજા સાહસ કામ કરનારો એટલે કે અવિચારી છે.

(૨૩) એ સાંભળીને કકળી ઊઠી નાગર બ્રાહ્મણ માધવે ફરિયાદ કરી કે અરે એણે તો ક્ષત્રિયનો ધર્મ લોપ્યો છે. રાજા કર્ણદેવ તો ઘેલો થઈ ગયો છે! (૨૪) એના શરીરમાં વિષયની વાસના એટલી બધી છે કે તે નિત્યે વછનાગ ખાય છે। તેના ભેળો અંગરક્ષક કોઈ રહેતો નથી; તે પોતે જ ખુલ્લી તરવારે ફરે છે. (૨૫) તે ભોજન કરવા બેસે છે, ત્યારે રખેને મને મારી નાંખશે એવા ભયથી રસોઇયો બારણાં બંધ કરી એને કડછીથી પીરસે છે। એણે મારા જ ઘરની આબરૂ ઉપર પહેલો હાથ નાખ્યો. અરે! એણે મારા ભાઈ કેશવનું ખૂન કર્યું અને

---

कीस्यूँ खंभायत अणहलपुर, कीस्यु दीवगढ मांगलहुर ।
झालावाडि सुरठ छि कीसी, ए राउत सुणीइ साहसी ॥ २२

इस्यूं सांभली सरुइ सादि मावन्न वंभ करइ फरीयाद ।
क्षित्री तणु धर्म लोपिउ, राउ कर्णदे गहिलु थयु ॥ २३

एहनु अंगु तणु अनुराग, नितु नितु भच्छ करइ वछनाग ।
त्रिण पडीआर पट्ट करि वहइ, न को अंगरख जमलु रहइ ॥ २४

मरण तणि भयि भोजन वार, वासी चाट्टुड धरइ सूँआर ।
पहिलु गात्रि हूं अवगण्यु, माहरु वंधव केशव हण्यु २५

(૨૬–૨૭) એની વહુને જબરાઈથી લઇ જઈ ઘરમાં રાખી. એ કારણને લીધેનો મારો રોષ મારા હૃદયમાં માતો નથી. અરે ઓ ઘણા ઘણા રાજારાણાના જાન લેનારા બાદશાહ ! મારી સાથે એક લશ્કર મોકલો. હું ગૂજરાત સાથે જંગ મચાવીશ. હું એવો તો જબરો ધસારો કરીશ કે તેઓ કાં તો જંગલમાં નાશી છૂટશે, અથવા તો મારે હાથ કપાઈ મરશે, અથવા તો કેદ પકડાશે. તમે સાચું સમજજો, હું મારા બળથી ગૂજરાત સર કરી આપીશ.

(૨૮–૨૯) સુલતાન અલાઉદ્દીને તેના ઉપર તુષમાન થઈ તે જ ક્ષણે તેને પંચાંગ પસાય આપ્યો; અને તેના ઊતારાનો અને ખાધાપીધાનો બંદોબસ્ત કરાવ્યો. પછી પાદશાહે પોતાના (હિંદુ) પ્રધાનને તેડ્યા અને કહ્યું કે ઝાલોરના ચોહાણ કાન્હડદેને જઈ કહો કે ભલે તું તારૂં રાજપાટ ભોગવ, પણ તું અમારા લશ્કરને તારા રાજ્યમાં થઇને સીધો રસ્તો લેવા દે.

(૩૦) સુલતાનનાં વચન કાને ધરી પ્રધાનો કાન્હડદે પાસે ગયા.

---

तास घरुणी घरि रखाइ, ए वड्ड रोस नहीइ समाइ ।
गूजराति स्यूं मांडिसि कल्हु, मॉहॉरइ साथइ कटक मोकलउ ॥ २६
द्रुडी हिंदु घालूं रानि ऍक मारूं ऍक झालूं वानि ।
खूनकार तूं साचूं जाणि, गूजराति लई आपूं प्राणि ॥ २७
ततखिण तूठउ असपति राउ, तस आप्यु पंचांग पसाउ ।
दिया ऊॅतारा पाणी धान, पातसाहइ तिड्य प्रधान ॥ २८
जाल्हूर भणी सीखामणि दीइ, चहुआण पूछी जोइ ।
तूं भोगवे ताहरं पाट, लशकर चालइ सूधी वाट ॥ २९
सुलताननी वाणी सुणी, गया प्रधान कान्हडदे भणी ।
... ... ... ... ... ३०

(૩૧) પ્રધાનોએ રાજાને કહ્યું:—સાંભળો રાજાજી! તુર્ક લશ્કર સોરઠ ઉપર ચઢાઈ કરવા ધારે છે. બીજી ભૂમિમાં થઈને જવાના જે રસ્તા છે તે ખરાબ છે. માટે પાદશાહ કહાવે છે કે આ તમારા દેશમાં થઈને વાટ આપો.

(૩૨) તેના જવાબમાં રાજા પોતાના દરબારીઓ સાથે એકમતથી પોતાના દિલની વાત કહી દે છે કે 'એ તો અમારો ધર્મ નહિ, ગામ લૂંટાય, બાન પકડાય, બિચારી અબળાઓના કાન તોડાય, અને (૩૩) ગોબ્રાહ્મણ પીડાય એવું કરીને રાજા નામ ધારણ કરનાર તો વાટ આપે નહિ. સોંપેલું કામ સિદ્ધ ન થયું તેથી મનમાં લજવાતા પ્રધાનો પાછા વળ્યા. (૩૪) તેમણે જઈ સુલતાનને અરજ ગુજારી કે અમે ઘણીએ જિકર કરી પણ કાન્હડદેએ આલમપનાહના ફરમાનને માન ન આપ્યું. તે સાંભળી સુલતાને નીસાસો મૂક્યો. (૩૫) ત્યારે બાદશાહની નજીકના મહાન પ્રસિદ્ધ બહાદુર દીવાને કહ્યું કે 'આપણા સરદાર અલપખાનજી બહુ બહાદુર છે તેમને દરબારમાં તેડાવો.'

---

कहि प्रधान अवधारु राय, सोरठ भणी तुरकाणूं जाय ।
बीजी भूमि दोहिला घाट, पातशाह मागइ आ वाट ॥ ३१
सभा सिद्ध रा वोलइ मर्म, ए तां नहीं अह्मारु धर्म ।
भाजइ गाम झालइ वान अवला तणा त्रोडइ कान ॥ ३२
जिहां पीडइ विप्र नइ गाय, तिहां वाट नवि आपइ राय ।
वल्या प्रधान न सीधूं काज, हिइइ वली ऊपनी लाज ॥ ३३
वीनवीया जई नइ सुलतान, कान्हडदे नवि माने आंण ।
चढी वात घणेइ प्राणी, नीसासु मेल्हइ सुलतान ॥ ३४
वडु वीर विख्यात वदीउ महमुदसाहनु केडु ।
अलूखान वलवंतु वंदउ महुल मांहे वेडु ॥ ३५

(૩૬) અલપખાનને બડો બહાદુર સરદાર જાણી તેને તેડી લાવવા બાદશાહે ફરમાવ્યું. તે આવતાં લશ્કર મુકરર કરી આપી સુલતાને ગૂજરાત ઉપર ચઢાઈનું બીડું તેને આપ્યું.

(૩૭) સત્તાધારી પ્રધાન માધવ મહેતાને પણ તેની સાથે મોકલ્યો, વળી મોટા મોટા મલેક અમીરો અને ખોજા ખાન લશ્કરમાં ભેળા મોકલ્યા. (૪૦) મેલાણને શણગારે એવા ડહેલી દરવાજા ઓરડા અને રાવઠીવાળા તંબૂઓ જોડે ચલાવ્યા. એક ઘડીમાં ચાર ગાઉ કાપી નાંખે એવા સાંઢિયા પૂઠે ભાર ભરી પલાણ્યા. (૪૧) તેમના ઉપર રબારી અસવાર થયા હતા. તેમની કોટે અનેક ઘૂઘરીઓ ઘણઘણતી હતી. ઢોલનો પહેલો જ ઢમકો થતાં તેઓ હડફ દઈને ચાલવા માંડતા; ઘડી વાર લાગતી નહિ. (૪૨) લશ્કરમાં ફારૂકી, હાથી અને હબસી સિપાઈઓ હતા; વળી બીહામણા બંગાળી પણ હતા; તે પાળા ચાલતા હતા. જોડે

---

अलखाय वलवंतु जाणी तासु दीध फरमान ।
गूजराति ऊपरि दल न्युधीऊँ बीडुं दीऊँ सुलतान ॥ ३६
माधव महितु साथी मोकल्यु पोसातु परधान ।
मोटा मीर मलिक मेलावइ दीधा खोजा खान ॥ ३७
डहली दोर सवान सराचा कटक तणा सिणगार ।
घडीआजोयण सांढि पहलाणि पठइ परठइ भार ॥ ४०
कोटी घणी घूघरी वाजइ, रब्बारी असवार ।
पहिलइ ढमकइ सडु चालइ, घडी न लागइ वार ॥ ४१
फारूकी हाथी नइ वली हबसी बीहामणा वंगाल ।
पाला पलि पटाहित काहर भोइ नइ बिलिवाल (?) ॥ ४२

પાલખીઓ ઉપાડનારા ભોઈ પણ હતા. (૪૩) રસોઇયા ને ભઠિયારા રસોઇ રાંધતા તે લશ્કરી લોકો ચાખતા ને ખાતા. એ લશ્કરમાં લાખો મ્લેચ્છઅશ્વા હતા તે એ લશ્કરની પૂઠે ચાલતા હતા. (૪૪) તેમના મદોન્મત્ત હાથીને પાખર ને કઠપંજર ચઢાવી કેડે ઘણઘણાટ કરતી ઘંટા બાંધી શણગાર્યા હતા. ને તેમની પીઠ ઉપર મહાવત બેઠા હતા. (૪૫) તે હાથી એવા તો મસ્ત હતા કે ઉપર અંકુશ મારે તે પણ લેખવતા નહિ...તેઓ ડૂંગર જેવા દેખાતા હતા. (૪૬) વળી ઘોડાની નોખી નોખી પાયગાઓ હતી, તેને તો ગણ્યે પાર આવે એમ ન હતું. ખાનના એ ઘોડાઓ ચેકડાબેર આડી વાટે ચાલ્યા જતા હતા. (૪૭) લશ્કરમાં બણગાં ફૂંકાતાં હતાં, શરણાઇ વાગતી હતી, ઢોલ ઢમકતા હતા, ઝાંઝ ઝમકતી હતી ને દદામા ગડગડતા હતા. વાટમાં જ્યાં જ્યાં પુષ્કળ ખડ ને પાણી જોતા ત્યાં ત્યાં પડાવ નાંખતા હતા.

---

रांधां धान चाखतां खाइ भठियारी तच्चाक ।
चाल्या कटकह पूठि पेसरा मांहि म्लेच्छना लाख ॥ ४३

मदि माता मयगल सिणगार्या, पूठि चडया पूंतार ।
कीधी पाखर नइ कठपंजर, घंटारवझणकार ॥ ४४

ऊपरि चडया न मानइ अंकस एहवा गज रोसाल ।
वेसरीसी करता चालइ (?) जेहवा पर्वत माल ॥ ४५

घोडा तणी अ फोज जूजूई, तह न लाभइ पार ।
ऊवट वाटि ऊपडयां चालि खान तणा तोखार ॥ ४६

वरगां ढोल नफेरी वाजइ, काहल नि नीसाण ।
जिहां जिहां झांझां खड नइ पाणी, तिहां तिहां करि मेहेलाण ॥ ४७

(૪૮) આરહડા લશ્કરની આગળ ચાલી વાટ સમી કરાવતા. તેમણે લોઢાના ઘણથી પહાણા ભાગી માધવઘાટ કર્યો. (૪૯) એ લશ્કર આવતાં વાટમાંનાં વગડાનાં હિંસક પ્રાણી જીવ લેઇને નાઠાં...મ્લેચ્છનાં ધાડાં દશે દિશામાં પ્રસર્યા. (૫૦) બાદશાહના લશ્કરને સમરસી રાઉલે વાટ આપી. તે રસ્તે થઈને કટક બનાસ આવ્યું. તેની બૂમ ગૂજરાતમાં પહોંચતાં જ તત્ક્ષણ સૌના મનમાં ત્રાસ પડ્યો. (૫૧) લશ્કરના પગની ધૂળ એટલી બધી ઊડતી હતી કે અંધારું ઘોર થઈ રહ્યું હતું ને આકાશમાં સૂરજ પણ સૂઝતો ન હતો. બનાસનું ઊપડ્યું લશ્કર મોડાસે આવ્યું ને ડંકો કર્યો. (૫૨) મૂછાળા મ્લેચ્છ ચઢી આવ્યા સાંભળી મોડાસાના બતડે રણમાં ઝૂઝવાનો રાઉતપણાનો ટેક દર્શાવ્યો. અન્નની આખડી લેઈ તે બોલ્યો કે બસ, સામા થઈ સંગ્રામનો લ્હાવો લેઈશું. (૫૩) તે ફાંકડે કહ્યું કે અમારા વંશને પૂર્વે (મહમદ

---

आगलि थिका कुंदल (?) चालीं भली करावइ वाट ।
आरहिडे पाहाणा घणि भाजी कीधउं माधवघाट ॥ ४८

आगलि थिका वागडु साविज वाटि नाठां जाय ।
विसमी भूमि लई देसुते (?) दहदिसि धाडां धाय ॥ ४९

दीधी वाट समरसी राउलि, आव्यां कटक बनास ।
गूजराति वूबीआ पहुता ततखिण पडीउ त्रास ॥ ५०

ऊडी खेह थयूं अंधारूं, गयण न सूझइ भाण ।
चाली दल मुहडासि आयां ढमढमीआं नीसाण ॥ ५१

आव्या सुणीं म्लेच्छ मूछाळा रणि राउतवट कीधी ।
बतड भणइ, साहमा घा लेसिउं, अन्न प्रतिन्या लीधी ॥ ५२

असपतिना दल साहमु चालइ लइ उघाडऊं खांडुं ।
आगइ अह्म वंसतु वीतूं, छयल भणइ नवी छांडऊं ॥ ५३

ગિઝનવીના વારામાં ) બહુ વીત્યું છે; માટે હું એ મ્લેચ્છોને નહિ છોડું. એમ કહી ઉઘાડે ખાંડે તે સુલતાનના લશ્કર સામો ધસ્યો...(૫૪) બેચાર ઘડી તેણે તે મોટા લશ્કરને થોભાવી રાખ્યું. તે વીર પુરુષે લોઢાનાં અસ્ત્રશસ્ત્રનો ખૂબ મારો ચલાવ્યો. તુર્ક જુવાનો, મુગલો અને કરહટિયા ઉપર તે સામે મ્હોંએ તૂટી પડ્યો. (૫૬) તેનું પરાક્રમ જોઈ અલપખાને પણ તેનાં વખાણ કર્યાં. તેનો બધે જયજયકાર થયો; ને તે વિમાનમાં બેસી સ્વર્ગે સિધાવ્યો. (૫૭) બગડ રણમાં પડતાં મોડાસા ભાગ્યું. અલપખાને અનેક બાન પકડ્યા અને ગામને લાહ્ય લગાડી. બાદશાહી લશ્કરનાં ધાડાં દશે દિશામાં ધાયાં અને લૂંટફાટ ચલાવી. (૫૮) કાન્હમ ચરોતર........પરગણાં તેમણે મારીકૂટી લૂંટી લીધાં. ગૂજરાત દેશ એટલો વિશાળ હતો, કે લૂંટતાં લૂંટતાં એ પાર આવ્યો નહિ. (૫૯) મારફાડ કરતા તેઓ સાગર તીર સુધી જઈ પહોંચ્યા, અને તેમણે

---

घडि विचारि घणू दल थोभीऊं, वीर वावरइ लोह ।
तरकवचां मूगल करहटिया ऊपरि पडीउ समोह ॥ ५४

मारी मलेछ पडतु दीठउ, वतउ वखाणिउ खानि ।
जयजयकार हउ, सरगापुरि वइसी गयु विमान ॥ ५६

धर्या बान मुहडासु भागु, गामे घाली लाइ ।
गमे गमे लूसइ लूटाइ दहदहि धाडां धाइ ॥ ५७

भागा देश कान्हम, चिडोत्तर, वावन नि खेड हार ।
गूजरातिनू, खोखर भाथू, हजीय न आवइ पार ॥ ५८

तडीआं नगर सवे धंधोलां, दीठां सायर पूर ।
सोनां रूपां नइ सावडु, लीया काच कपूर ॥ ५९

દરિયાકાંઠાનાં બંદરો લૂંટ્યાં તથા સોનું રૂપું...કપૂર વગેરે જે કંઈ હાથ આવ્યું તે પડાવી લીધું. (૬૦) એ રીતે આખા દેશમાં ત્રાસ વર્તી રહ્યો. તે મોટી ફોજ જ્યાં ત્યાં જાય અને ધાન લૂંટી લે, જોરાળા મુસલમાનો ઠામઠામથી જઇ બાન પકડે. (૬૧) તે લશ્કરે દંડાહિપથક અને ચરોતર ઉપર ચઢાઈ કરી ......એમ કરતા તેઓ પાટણ આવ્યા. ત્યાં પાટણના દરવાજા કરણઘેલાએ ભીડી દીધા. (૬૨) પછી અલપખાનના જાસૂસે આવી દરવાજે લડાઇનાં કહેણનાં લખત દીધાં, અને મુસલમાન સિપાઈઓ લડવાને સજ્જ થયા. માધવ મહેતો પેસનીકાલના મારગ જાણતો હોવાથી અલપખાને તેને આગળ કર્યો. (૬૩) ‘આ શહેર હાથ આવ્યું, આ હાથ આવ્યું’ એવા વિચારમાં તેઓ ત્યાં પડાવ નાંખી રહ્યા. કર્ણે પણ કોટ ઉપરથી સામો તીરનો વરસાદ વરસાવવા માંડ્યો. ત્યાં માધવે તેને કહ્યું કે ‘અરે કરણ! શા માટે તું અણખૂટયે મરે છે? અરે તું ભાગી જા.’ (૬૪) પછી કરણ છીંડું પાડીને નાઠો. તેની રાણી પણ પગ-

---

मारइ देश, फरि घण फोजी, नइ लूसाइ वान ।<br>
चालइ ठार ठार सपराणां माणस झालइ बान ॥ ६०<br>
चढयां कटक दंडाहि, चिडोत्तर, धाणधार (?) ढंढोलि ।<br>
ऊडी वीवी वासी आव्या, पाटण दीधी पोलि ६१<br>
दीधा लखत जई दरवाजइ, सज्ज थया झूझार ।<br>
माधव महितु आगलि कीधु, जाणइ माग नीसार ॥ ६२<br>
लाभइ नगर, रह्या रा थोभी, साहमा तीर वछूटइ ।<br>
माधव भणइ, कर्ण जा नाशी, कां मरइ अणखूटइ ॥ ६३<br>
पाडी छींडुं कर्ण रा नाठउ पाली जाइ राणी ।<br>
पाए नवी डाभसी ; खूंचइ, रही न पीइ पाणी (२) ॥ ६४

પાળી તેની પૂંઠે ભાગી. બિચારી પાણી પીવા પણ ન રહી. તેના પગમાં......દાભ ખૂંચતા હતા. (૬૫) અરે રાજા કરણ! જોયું (પાપનાં) વૃક્ષ કેવાં ફળ્યાં તે? બીલાં બોર અને ઇંગોરાં વીણવાનો આ વખત આવ્યો. તે માધવના ઉપર જુલમ કર્યાનાં ફળ. મનમાં લગારે સંદેહ ન આણશો. (૬૬) કર્ણ રાજા નાઠો, કે ગઢ ભેળાયો; ભરેલા ભંડાર લૂંટાયા; અને અલપખાને આવીને રાજાની હયશાળામાંથી વાલી ઘોડા છોડાવી દીધા.

(૬૭) અરે! અણહિલપુરમાં આવું કદી બન્યું પણ ન હતું ને બનશે પણ નહિ. જ્યાં પહેલાં દેરાસર હતું, ત્યાં સેલાર બાંગ દેવા લાગ્યા! (૬૮) અલપખાને ચારે તરફ ફરીને પાટણ ગઢ જોયો ને તેનાં વખાણ કર્યાં. શહેરમાં અલાઉદ્દીન સુલતાનની તેણે આણ ફેરવી. (૬૯–૭૦) પાટણગઢમાં થાણું મેલી પછી તે

---

किशा रुख फल्या, राउ उधारु, माणि मनि संदेह ।
वीलां वोर अनइ इंगोरा, माधवनां फल एह ॥ ६५

नाठउ कर्ण, पछइ गढ भेलीउ, भरीआ लीआ भंडार ।
अलूखानि आवी छोडाव्या वाली तणा तोखार ॥ ६६

एहवी वात न हूइ हूसिइ, अणहलपुर मझारि ।
जेणि ठामि हुतूं देहरासर, वांग दीइ सेलार ॥ ६७

अलूखानि पाटण गढ दीठउ, पूठि करइ वखाण ।
अलावदीन पातशाह केरी तु वरतावी आण ॥ ६८

कटक छपव्यां भणी असाउलि, गढ मांहि मेहलूं थाणूं ।
गूजराति मांहि गडगडइ तहीं लगइ तूरकाणूं ॥ ६९

असाउलि धूलकु, खंभायति सूरति नइ रानेर ।
बीजां नगर केतलां कहीइ, कंपइ चांपानयर ॥ ७०

અસાવળ ઉપર ચઢી ગયો. ગૂજરાતમાં અસાવળ, ધોળકું, ખંભાત, સૂરત ને રાંદેર છે ત્યાં લગી તુર્કનાં નિશાન ગડગડ્યાં. બીજાં નગર કેટલાં ગણાવિયે? ચાંપાનેર જેવો મોટો ગઢ પણ કંપ્યો. (૭૧) ગૂજરાતમાં એ રીતે જોર દાખવી સઉ લૂંટી લીધું, તે પછી વાજતે નિશાને સોરઠી સોમનાથ ભણી ખાને કૂચ કરી. (૭૨) સોરઠમાં મયગલપુર, મહુવા, ઊના અને દાઠામાં તેમની હાક વાગી અને નિશાન ગડગડ્યાં. લોકો જેમ નસાયું તેમ દશે દિશામાં નાઠા. (૭૩) મુસલમાનો ખંત રાખી દીવમાં પેઠા. નગરમાં ત્રાસ વર્ત્યો. ભલા ભગવાન! તું ઘરબોળ ઘાલે તે ભલે, પણ તરકના હાથમાં કદી પણ ન ફસાવીશ. (૭૪) જાણે કાળ જ કોપ્યો હોય તેવો કોળાહળ સંભળાતો હતો. તુરક જોદ્ધાઓ રણનાદ કરતા હતા, ને ઝાંઝો વાગતી હતી. ઠેકાણે ઠેકાણે લાહ્ય લગાડ્યાથી ધૂમાડાના ગોટેગોટ નીકળતા હતા. (૭૫-૭૬) ખારેક,

---

गूजराति मांहि ताखति कीधी सहू सामटी लीधुं।
वाजी सान, खान सोमइया भणी पियाणूं कीधूं॥ ७१

सोरठ मांहि मयगलपुर महुवा वली उना नि दाठा।
पाडी हाक नीसाण ध्रसूक्यां लोक दह दिसे नाठा॥ ७२

राखी जीव दीव मांहि पइठा वरतइ हालकहोल।
तुरक पासि दैव म पाडसि, वरि घाले द्रहबोल॥ ७३

हीया प्रगि कोलाहल सुणीइ जाणे कुपिउ काल।
पडइ बूंब रणकाहल वाजइ, दीसइ धूम विराल॥ ७४

खारकी, द्राख, नालीअर नीलां, फोफल नइ बीजोरां।
वारु वाढा सेलडी केरा, वाडीना केलेहरा॥ ७५

आदूं, सूरण नइ पिंडोलूं, वली पोसातां पान।
कटक मांहि जो ताखति आवइ, कोइ न खाइ धान॥ ७६

દ્રાખ, લીલાં નાળિયેર, ફોફળ, બીજોરાં, શેલડીના સુંદર વાઢના વાઢ, વાડીનાં કાલ્હેરાં, આદુ, સૂરણ, પડોળાં, તથા સુંદર નાગરવેલનાં પાન સિરજોરીએ કટકમાં ચાલ્યાં આવતાં હતાં. કોઈ ધાન તો ખાતું જ નહિ. (૭૭) સોરઠની બધી વસ્તી નસાયું તેમ નાઠી. ભર્યો દેશ લૂંટાયો. દેશમાંનાં મોટાં મોટાં નગરો ભાગ્યાં. કોઈ સામું થઈ શક્યું નહિ. (૭૮) દીવથી કૂચ કરી સુલતાનનું લશ્કર ઊપડ્યું. નિશાન જોરશોર ગડગડતાં હતાં. આખો દેશ ચાંપી નાંખ્યો. છેવટે તે સાહસિક દેવ મુસલમાનો સોમનાથદેવને પાટણે આવ્યા. (૭૯) તે શહેરની નજદીક જ તેમણે પડાવ નાંખ્યો ને દોર કસી તંબૂ ખડા કર્યા; ઘોડાઓની પાયગા પણ બાંધી દીધી; અને હાથીઓને ઝાડ થડે સાંકળી દીધા. (૮૦) નગરરક્ષકોએ સોમનાથ પાટણના દરવાજા બંધ કરી દીધા. મુસલમાન લશ્કરે શહેરને ઘેરો ઘાલ્યો. સુલતાનના લશ્કરે શહેર ઉપર ઘણી ચઢાઈઓ કરી; પણ શહેરમાંના સમર્થ પાળાઓ ચોટ ચૂકે એવા ન હતા, તેથી ફાવ્યા નહિ. (૮૧)

---

सोरठ मांहि सहुको नाठऊँ भरीउ देस लूंसाइ।
भागइ नगर देस-आंगलॉआं, आइ कोइ न थाइ ॥ ७७
कीधउ कूच, ऊपडीआं साहण, घणूं नीसाण वजाव्यां।
भाज्या देस, देवकइ पाटणि देल दीपंता आव्या ॥ ७८
नगरनिवेस वारगइ दीधी, नवा सराचा ऊभा।
घोडातणी पायगइ कीधी, तरुवरि मयगल थंभ्या ॥ ७९
दीधी पोलि हूउ गढरोहु, कीधुं घणूं पयाण।
नगर मांहि पोसाता पायक, तेह न चूकइ बाण ॥ ८०
आवी पाद्रि सिइफलऊं कीधूं, लीधा चउपट घाय।
सोरठीआ राउत सपराणा न दीय पाछा पाय ॥ ८१

તેમની વ્હારે સોરઠના બળવાન રાજાઓ ચઢ્યા. તેઓ યુદ્ધમાં કદી પણ પાછા પગ કરે એવા ન હતા. તેઓ ગામના પાદરે બાદશાહના લશ્કર સાથે ગોપટધાએ આવ્યા. (૮૨) જેઠુઆ ચૂડાસમા વગેરે સાથે સોઢ્યા. તેમના સામું સમુદ્ર સરખું સુલ-તાનનું લશ્કર ઊલટ્યું. તે તેમને પગ તળે ચાંપી નાંખી આગળ વધ્યું. (૮૩) તેમાં પાખર પહેરાવેલા, દંતૂશળે પટા મઢેલા હાથીઓ હતા. લશ્કર શહેરની આસપાસ વીંટળાઈ વળ્યું. ઘોડાઓ હણહણવા લાગ્યા. મુસલમાનોએ હવે પાધરો દરવાજા ઉપર ધસારો કર્યો. (૮૪) કંઈ લાગ ફાવ્યો નહિ તેથી વ્હારે આવેલા રાજાઓ પાદરથી ઓસરી શહેરમાં પેઠા અને દરવાજા ભીડી દીધા. તેમની પૂંઠે ફારૂકી મ્લેચ્છ ચઢ્યા. તેઓ સંગ્રામમાં માગ મૂકાવે એવા હતા. તે જ વખતે આખા લશ્કરે એકીવારે જોસભેર ધસારો કર્યો. ઢોલ ઢમઢમવા લાગ્યા; ધરતી થરથર કંપવા લાગી. (૮૫) હાથી કોમના લોક પણ ધસ્યા ને તેમણે બહુ જોર દાખવ્યું. તુર્ક લોક ચાંપીને ગઢ ઉપર ચઢી ગયા. (૮૬)

---

वाला वाजइ अनइ जेठुआ चूडासमा से आवइ ।
असपति–सेन–समुद्र उलटीउ, ऊपरि चांपी जावइ ॥ ८२

कटक मांहि हाथी पाखरीआ, पटा दंतूसलि घाल्या ।
वींटीऊं नगर, तुरी हणहणीआ, पोलि पाधरा चाल्या ॥ ८३

पाद्र थकी ऊसरीआ राउत, कांइ न लाधु लाग ।
दीधी पोलि, फारुकी चडीआ, म्लेच्छ महलावि माग ॥ ८४

कटक ऊलट्यां, ढोल ध्रसूक्यां, थरहर धरती कांपी ।
कर्या पराण, ऊडव्या हाथी, तुरक चड्या गढ चांपी ॥ ८५

वर्ती भेल देवकइ पाटणि पडीआ पोलि पगार ।
नगर मांहि जु लंकां लूसाइ खानतणा असवार ॥ ८६

સોમનાથ દેવને પાટણે ભેળ પડી. દરવાજા અને કોટ ધૂળભેગા થયા. જેમ લંકા લૂંટાય, તેમ ખાનના સવારોએ શહેર લૂંટવા માંડ્યું. (૮૭) દરમ્યાન રજપૂત રાજાઓ સ્નાન કરી માથે તુળસી ધરી સોમનાથ મહાદેવને આત્મસમર્પણ કરી મહાદેવના પ્રાસાદની ચારે કોર હાથ દેઈ ઊભા. (૮૮) તે તેમણે ધાઇને પડાવ્યા. તેમની સંગ્રામમાં હાક વાગી ગઈ. એટલે હાથી કોમના ધસ્યા ને સામસામા ચોપટઘાએ આવ્યા. (૮૯) રણઘેલા રજપૂતો તેમના સામા ધસ્યા. તેમણે કરકટિયા હબસી વગેરે મ્લેચ્છને મારી ચાક ચઢાવ્યા. (૯૦) રોષે ભરાયેલા રાજાઓએ ભારે સંગ્રામ મચાવ્યો ને મુસલમાનોને રણમાં રગડી રગડી તેમનો નાદ ઊતાર્યો; તથા સર્વ અનર્થનું મૂળ જે માધવ મ્હેતા, તેને તો તેમણે જ ઠાર કર્યો. (૯૧) વાંકડા મોગલો વગેરે મ્લેચ્છોનો ઘાણ વાળ્યા પછી તેઓ તે રણક્ષેત્રમાં જ પડ્યા. (૯૨) જે ફળ

---

देव तणइ प्रासादि चिहु दिसि राउत दीवइ हाथ।
करी सनान धरी सरि तलसि सरणि किउ सोमनाथ॥ ८७

देव तणे सढवाड़ चुरासी तेह पडावीउ घाइ।
वाजी हाक, उडव्यां हाथी, आव्या चूपट घाइ॥ ८८

रणि वाऊला डोट उछीना चाल ति साहमा चालइ।
करकटीआ हवसी पाखरीआ करी कुंडइ घालइ॥ ८९

रोसाला राउत रणि सूंडया नडी अ नाद ऊतारीउ।
अनरथ तणूं मूल जे कहीइ, माधव महितु मारीउ॥ ९०

किम को गिरि साइ देवराइ अंगि एतली आहि।
मारी मलेछ मांकडा मूगल पछइ रह्या रण मांहि॥ ९१

जे फल नहि हूइ गंगा नइ तीरथ घणे त्रिलोकि।
सोमनाथनी चाडि मरतां ते पुहता सुरलोकि॥ ९२

ત્રણ લોકમાં ઘણાં ઘણાં ગંગા ભાગીરથી જેવાં તીર્થ કરતાં પણ ન હોય તેવું ફળ સોમનાથને ચાડે મરતાં થયું; એટલે કે તેઓ સ્વર્ગવાસ પામ્યા. (૯૩) પછી સોમનાથ મહાદેવનો પ્રાસાદ ભેળાયો. મુસલમાન સિપાઈઓ મોટા અવાજ સાથે દરવાજામાં પેઠા, તથા તાળાં કૂંચી ભાગી ઢોલ કંસાળાં લેઈ લીધાં. (૯૪) આરહડા મ્લેચ્છો દેવળના શિખર ઉપર ચઢી ગયા અને ઝડપથી ઘણના પ્રહાર કરવા લાગ્યા. આરસના પાસાની પૂતળીઓ તેમણે તોડી નાંખી. તેના પહાણાઓ ધબોધબ હેઠળ પડયા. (૯૫) તેમણે મૂર્તિઓના સાંધેસાંધા જૂદા કરી નાંખ્યા. પછી તેઓ ગર્ભગૃહ કિંવા ગભારો તોડી પાડવા લાગ્યા. માથે જે હાથી ઘોડા હતા તે ઘણથી ભાગીને ચૂરો થઈ ગયા. (૯૬) પછી સોમનાથ મહાદેવની જે મોટી મૂર્તિ હતી તેની તળે લ્હોઢાની સાંગ નાંખી બે પડખે મોટા અવાજ સાથે પુષ્કળ માણસોએ વળગી ખૂબ જોર કરી ભાગી નાંખી. (૯૭) કળિજુગ વર્તતાં કરી અફસોસ, દેવ મહીતળ મૂકી કૈલાસ વસ્યા, ને તેથી જ આવા ભૂંડા બનાવો

---

पडी भेल प्रासाद देवनइ, भागां कूची तालां।
हल हल करी पोल मांहि पइठा, लीआ ढोल कंसाला॥ ९३

ईंडि चड्या असुर आरहडा, वेगि वावरइ घण।
पासा तणी पूतली भांजइ, भूमि पडइ पाहण॥ ९४

सांधि सांधि जूजूई कीधी, घर पाडेवा लागा।
ऊपरि थिका जे हाथी घोडा घणघणे थाय भागा॥ ९५

तलि परठइ सांगि लोहडानी, प्राण करेवा लागइ।
हलहल करी बिहु पडखि वलगइ, मोटी मूरति भागइ॥ ९६

विरूइ वात वरतवा लागी, कलिजुग करइ विलास।
पृथ्वी तणूं पीठ मेहली नइ देव गया कैलास॥ ९७

બનવા લાગ્યા! (૯૮) પછી અલપખાને હુકમ કર્યો કે 'દેવળને સૂનું રાખી આ ભૂતનાથ એટલે મહાદેવને દિલ્હી લેઈ ચાલો, ત્યાં એ પથરાને ચૂનાની ભઠ્ઠીમાં પકવી ચૂનો કરીશું.' (૧૦૦) તે ઉપરથી કાળાભૂંછ<sup></sup> ભોઇને તેડાવી તે શિવલિંગ ગાડે ચઢાવ્યું. તે ગાડાને બહુ બળદનાં ત્રેલિયાં જોતરી શિવલિંગ દિલ્હી ભણી ચલાવ્યું. (૧૦૧) પદ્મનાભ પૂછે છે કે 'અહો રુદ્ર ભગવાન! તમે પૂર્વે તમારા ક્રોધાગ્નિથી સર્વ દૈત્ય પ્રજાળ્યા હતા, તમે પૃથ્વીમાં પુણ્ય વર્તાવ્યું હતું અને દેવોના ભય ટાળ્યા હતા. (૧૦૨) તે........તમે આજ ત્રિશૂળ ક્યાં વીસારી મૂક્યું ?' (૧૦૩) મુસલમાનોએ ઘણાં ગામ બાળ્યાં, ઘણાં શહેર પાયમાલ કર્યાં ને આખો દેશ ઉજ્જડ કર્યો. સોરઠમાં ત્રાહ ત્રાહ પોકરાવી અને લોકોની માલમતા લૂંટી લીધી. (૧૦૪) બ્રાહ્મણ, બાળક

---

अलखानि एहवूं फरमायूं मठ रहावु सूनु ।
ढीली भणी भूत चलावउ, तिहां करेसिऊ चूनू ॥ ९८

कालभूंछ तेडीआ भोइ, गाडे लिंग चडाव्यूं ।
आगलि धणी जोतरी त्रीअल ढीली भणी चलाव्यूं ॥ १००

आगइ रुद्र घणइ कोपानलि दैत्य सवे तिइं बाल्या ।
तिइं पृथ्वी मांहि पुण्य वरतावीऊं, देवलोकभय टाल्या ॥ १०१

तिइं वलकाक त्रिपुर विध्वंसीउ, वचनवेगि जिम तूल ।
पद्मनाभ पूछइ सोमईआ ! केथऊं कर्यूं त्रिशूल ॥ १०२

बालां गाम, देश ऊजाडीउ, घणां नगर विध्वंस्या ।
सोरठ मांहि हालाहल कीधउ, लोक तणां धन लूस्यां ॥ १०३

साह्यां लोक बंभ नइ बालक नारी वरण अढार ।
आले बाध्र हालरां कीधां, वान न लामइ पार ॥ १०४

કે બૈરું જોવા ન રહેતાં અઢારે વર્ણનાં આદમીને પકડીને આળાં ચામડાંના દોરથી બાંધી તેમનાં હાલરાં કર્યાં. બંદીવાનોનો સુમાર ન હતો. (૧૦૫) અલપખાને બંદીખાનું ચલાવ્યું........વાગતે નિશાને ખાન સોરઠ મૂકી નીકળ્યો. (૧૦૬) દાવાનળ વાયુવેગે આવીને ભસ્મ કરી નાંખે તેના પ્રત્યે શું થઈ શકે ? એ દાવાનળની પેઠે જ તુર્ક લોક ત્વરાથી ઓચિંતા ચઢી આવ્યા હતા, તેમનાથી ક્યાં ઊગરી શકાય ? (૧૦૭) અલપખાને, જે જૂનાગઢ, તે પણ ઊંધું વાળ્યું; કચ્છદેશ પણ કચરી નાંખ્યો; અને કંથકોટ, થરપારકર અને નગરઠઠ્ઠા સુધી ત્રાસ વર્તાવ્યો.

[ છપાયોઃ બુદ્ધિપ્રકાશ, ઈ. સ. ૧૯૨૭ ]

---

बंधीखानूं साथि चलावीऊँ, तुरक कर्या तसलीमा ।
वाजी सान, खान ऊतरीउ सोरठीआनी सीमा ॥ १०५
वाइ वाउवेगि दव वालइ तेह प्रति सिऊँ करीइ ।
तिणि परि तुरक तरवर्या आवइ, कहु किहां ऊगरीइ ॥ १०६
जुनेगढ गिरिनार वूलीउ, काछ तणी भूँइ चांपइ ।
कंथागहडी अनइ पारकर, ठट्ठू थरहर कांपइ ॥ १०७

# ઉષાહરણનો રચનાકાળ

થોડા માસ ઉપર છપાયલા પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય નામે સંગ્રહની પ્રસ્તાવનાના અઢારમાં ખંડ (Paragraph)માં પ્રસ્તુત કાવ્યની સમાપ્તિનૂં વરસ સંવત ૧૫૫૪ છાપ્યૂં છે. એ ભૂલ ૧૫૪૮ આંકના સીસાપેને લખેલા ચોગડાનો પાંચડો અને આઠડાનો ચોગડો વંચાયાને લીધે બીબાં ગોઠવનારથી થઈ છે. આવી જ રીતે એકતાળીસમા ખંડમાં સંવતનૂં વરસ ૧૪૭૮ સીસાપેને લખેલૂં, તેને બદલે ચોગડાનો પાંચડો વાંચી બીબાં ગોઠવનારે ૧૫૭૮ આંક ગોઠવી દીધો છે. એમાંનો આઠડો ચેરાઈ માથે સીંગડૂં નહિ નીકળ્યૂં હોય, તેથી તેનો ચોગડો ન વંચાયો એટલો પાડ. બંને સ્થળે આંકડા સુધારી અનુક્રમે સંવત ૧૫૪૮ અને સંવત ૧૪૭૮ વાંચવાની જરૂર છે.

પ્રસ્તુત કાવ્યના રચનાકાળનો માસ અધિક કહ્યો છે, તે મારી પોતાની ભૂલ છે. દામોદર અને પુરુષોત્તમ પર્યાય હોવાથી મેં એ કલ્પના કરેલી, પણ કાર્તિક, માગશર અને પોસ અધિક નથી હોતા તે વાત ધ્યાન બહાર રહેલી, તેને લીધે એ ભૂલ થઈ હતી. પાછળથી સ્નેહી ભાઈ નટવરલાલ ઈચ્છારામ દેશાઇએ મારૂં તે તરફ લક્ષ દોર્યૂં, તેથી એ ભૂલ સુધારવાની હૂં આ તક લેઉં છૂં. માસનાં નામ નક્ષત્ર રાશિ અને દેવદેવી ઉપરથી પડેલાં વધતાં ઓછાં વપરાટમાં છે. કાર્તિકાદિ નામાવળી નક્ષત્ર સાથે સંબંધ ધરાવે છે; અને ધનુર્માસ મકરમાસ વગેરે પ્રયોગ રાશિની સંક્રાન્તે અવલંબીને રૂઢ થયા છે: દામોદર માસ એના

# પ્રેમાનંદના જીવનના પાંચ પ્રસ્તાવ

જ્યારે આકાશ અગ્નિ વરસે છે અને ધરતી ધગધગે છે, નદીઓ ક્ષીણ થાય છે અને નાળાં સૂકાઈ જાય છે, ત્યારે ગંગા અને સિંધુમાં ભૂમિને જળમય કરી દેતું ભારે પૂર ક્યાંથી? અતિદૂર ઉત્તર તરફ દષ્ટિ લંબાવો. જુઓ પેલા આકાશને ભેદતા હિમાલયના હૃદયે ને મસ્તકે આર્દ્રતાના થરના થર જામી રહ્યા છે; તે જે અખૂટ રસ ઝરે છે, તેને લીધે જ ગંગા અને સિંધુમાં કાળે ઉન્હાળે પૂર આવે છે. સાહિત્યની સૃષ્ટિમાં પણ એવો જ દેખાવ વિક્રમની અઢારમી સદીમાં આપણી દૃષ્ટિએ પડે છે. તે સમયે સંસ્કારી સારસ્વત પ્રવાહ આ કુમારિકાક્ષેત્રમાં અદશ્ય થયો હતો. માત્ર બેત્રણ પ્રાકૃત ઝરણો સજીવન જણાતાં હતાં, પણ તેમાં રસની—મીઠાશની ખામી હતી. આ તરફ પશ્ચિમ ઘાટના વહેળિયાની ચપળતાથી સામળની વાર્તાનો ઘોંઘ ઘોંઘાટ મચાવતો થેકડા મારતો હતો. પેલી તરફ કચ્છની ખારી નદી તુલ્ય તત્ત્વજ્ઞાનના ક્ષારયુક્ત અખાની વાણીનું વહેણ નિઃશબ્દ વહેતું હતું. બીજાં પણ ઝરણિયાં સંસારના વટેમાર્ગુની તૃષા સહેજ છીપાવવાનું કરતાં હતાં. આવી શુષ્કતાના સમયમાં ફક્કડ વલ્લભ, પંડિત રત્નેશ્વર, શૃંગારી દ્વારકાદાસ આદિની કવિતાની નદીઓએ અનેકાનેક રેલછેલ કરી મૂકી તે મહાન કવિ **પ્રેમાનંદ.**

અઢારમા શતકનો અધિષ્ઠાતા કવિ પ્રેમાનંદ જ છે. ગુર્જરી ગિરાના સદ્‌ભાગ્યે શ્રુતિપ્રોક્ત સો વર્ષ જેટલું લાંબું

સ્વભાષા પ્રત્યેના ગૌરવથી પ્રતાપી સિદ્ધરાજની પ્રેરણાથી હેમાચાર્યે અહીંની અપભ્રંશભાષાનું પ્રથમ વ્યાકરણ બાંધ્યું. આગળ જતાં સ્વભાષા ઉપરની પ્રીતિ એટલી તો દૃઢ થઈ જણાય છે કે ધારાનગરીના વિદ્યાવિલાસી સુપ્રસિદ્ધ ભોજરાજાને सरस्वतीकण्ठाभरणमાં લખવું પડે છે કે अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः। ગુર્જરોનું અપભ્રંશને માટે જે મમત્વ હતું તે મમત્વને છાજે એવી તેની સુંદરતાની सरस्वतीकण्ठाभरण જ सुभव्योऽपभ्रंशः એમ રેખ મારી સાક્ષી પૂરે છે; મેવાડનો સંગીતપ્રિય કુંભો રાણો પણ गीतगोविन्दની ટીકામાં[1] એક સ્થળે તેને વખાણે છે. વાણીની પોતાની ભવ્યતાને લીધે કે બોલનારની પ્રીતિને લીધે ગમે તે કારણથી ભાષાભક્તિનો પ્રવાહ સરસ્વતીના પ્રવાહની પેઠે કોઈ સમયે પ્રકાશ તો કોઈ સ્થળે પ્રચ્છન્ન એમ આ ભૂમિમાં વહેતો જ આવ્યો છે. પરંતુ તેનો અપ્રતિહત ગંગાવતરણ જેવો પ્રપાત તો કવિ પ્રેમાનંદના ભગીરથપ્રયત્નમાં જ ખરેખરો દૃષ્ટિગોચર થાય છે. બીજી પ્રતાપી ભૂમિમાં યશસ્વી દેશભક્ત વીરો નીપજ્યા છે, પરંતુ ભાષાભક્તિનો આવિર્ભાવ તો અહીંનો નવીન જ છે.

ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષ અર્થે પ્રેમાનંદે આદરેલા સમારંભમાં વેદાંતી બાવા રામચરણનો બોધ, સાહિત્યપોષક કવિમંડળ, વ્યાસ પુરાણી સાથે વિરોધ, હિંદુસ્તાનની સાહિત્યના હિમાયતી સાથે રસાકસી અને સંસ્કૃત સાહિત્યની પ્રતિસ્પર્ધા, એ મુખ્ય સ્થાન ધરાવે છે. પંજાબમાં લડાયક શિષ્યભક્તિ જેમ ગુરુગોવિંદે સ્ફુરાવી, મહારાષ્ટ્રમાં રાષ્ટ્રભક્તિ જેમ રામદાસસ્વામીએ

---

૧. જુઓ ગી. ગો.ની પ્રથમ અષ્ટપદીની ટીકા:—संस्कृतात् प्राकृतं मिष्टं ततोऽपभ्रंशभाषितम्।

પાંગરાવી, તેમ પ્રેમાનંદમાં ભાષાભક્તિનું બીજ તે ગુરુ રામચરણે રોપ્યું. એ સંબંધમાં કુળદીપક વલ્લભ 'યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન'ના મંગળાચારમાં પ્રેમાનંદને જ મુખે કહેવરાવે છે કે

કવિનામધારી નથી ભક્ત અમે ભાષાતણા
ભટક્યા ભરતખંડ દેવી જોવા જાગતી;
દેશ ને વિદેશ જોયા, આશ દાસ થવા તણી,
કોડ કહીં પહોચ્યા નહિ વાત વાંકી લાગતી;
હિંદુસ્તાન મધ્ય ભાળી ભાખા તેની ભલી જેહ
[2]યવનથી ભ્રષ્ટ થઈ હજી નથી ત્યાગતી.
સારો શબ્દ રૂપી નર ઝડપી લૈ જોતા માંહિ
ભ્રષ્ટ કરે પછી તેને; એમ અનુરાગતી.
કેટલાક દેશ અમે યાત્રા કરવાને ગયા,
જેવો જોયો એવો અમે સાર સમજાવિયે;
કોક [3]ભાષાદેવી દીન મલિન તે માલવની
કરે માલવાળી તેને; સાજ શો સજાવિયો!!!
નવીનતા નડી કૈંક [4]ભાષા નાતજાત જોતાં;
પ્રીતિ કેવી પેર થાય? વિચાર ન આવિયો.
[5]એવે મળી આવ્યા સિદ્ધ પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા;
નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવિયો.
નિષ્કલંકી ભાષા કોઈ બતાવિયે, નરવર!
પૂજક હું થાઉં તેનો વ્યગ્ર મન અતિ છે.

---

૨. યાવની શબ્દ, ફારસી અરબી બોલ.

૩. મરાઠી, જેની સંસ્કૃતિ શ્રીમંત પેશવા સરકારના આશ્રયથી વધવા માંડી હતી.

૪. ગૂજરાતી.

૫. સરખાવો અષ્ટાવક્રાખ્યાન, કડવું ૫ છેલ્લી પંક્તિઃ—
પ્રેમાનંદ ગુરુ પાસે આવ્યા ફરી સઘળો દેશ રે.

જોઉં જેમાં તેમાં દોષ; ગિરવાણ શુદ્ધ ભાળું;
ન કરવાનું નિહાળું; મૂઢ મારી મતિ છે.
ધનવંત જોઈ પૂરો ધન અર્પવા જવું તે
હાંસી વિશ્વ મધ્ય થાય; રાઢ એમાં રતી છે?
ગિરવાણ જેવી નહિ, ઊતરતી એના થકી
એક પગથિયું માત્ર; ગૂઢ કેવી ગતિ છે.
યોગિરાજ ઈશ્વર શા વધ્યા વેણ ત્યારે તર્ત
અલ્યા કયી જાત તારી? પૂછ્યું એમ તેમણે.
મેં કહ્યું કે ગૂજરાતી, મૂલ્યવાળો શું શાં વિષે
શુદ્ધ ભાષા જોવી સારે; મૂલ્ય કર્યું એમણે.
ઉમર મૂકી અને તું ડૂંગરને પૂજે કેમ?
ગોદમાંનો સુત ભૂલે જાણ્યું નહિ જેહણે;
તારી ભાષા છે જ તેવી; જાણ્યું નવ તેં જરૂર.

વિચારી જો વાર વાર ગુણથી ઘટે ગણ્યે?
કોમળતા કમળથી અધિક દેખાય એમાં,
મધુ સુધા મિષ્ટપણે હારી હારી જાય છે;
અમલતા એના જેવી નથી કોઈ ભાષા મધ્ય,
પ્રાચીનપણું તો એનું મોટેરૂં મનાય છે;
નવરસની નાયકા સુખદાયકા છે સિદ્ધ,
જાણે નહિ તેહ એના ખોટા ગુણ ગાય છે.
કર્કશપણું કે'શે નથી એની માંહિ રજ
[૬]વીરગ્રંથ ભાળ્યા નથી ખત્તા તેણે ખાય છે.
પોતે પોતાકેરી કરે અથવા પોતાનાતણી
પ્રશંસા તો પેર પેર, તે માંહિ તે માલ શો?

---

૬. આ વીર ગ્રંથ કયા?

પ્રશંસનીય જો પૂરા, તોય નૂર ઘટે તેમાં;
તેણે વધુ બોલું નહિ, રૂપિયો છે ગાળ શો.
ગુર્જરગિરાની તુલ્ય ઉર્વીમાં [બીજી કો] નથી;
સર્વગુણસંપન્ન છે; ઉચ્ચાર રસાળ શો?
એમ સમજાવી મને સારે પંથે વાળ્યો સિદ્ધ:
અનુભવે ખરૂં લાગ્યું; ટળ્યો ન્હાના બાળ શો.

રામદાસ સ્વામીના ઉપદેશની અને રામચરણના ઉપદેશની મહત્તાની પ્રતીતિ સારું જરા ઇતિહાસ તરફ દૃષ્ટિ કરવાની જરૂર છે. એણે પ્રબોધેલી રાષ્ટ્રભક્તિએ મહારાષ્ટ્રને ઝનૂની આલમગીરના ઝપાટામાંથી બચાવી લીધો. सिवाजी न होत तो सुनत होत सबकी એ ભૂષણ કવિની અતિશયોક્તિમાં સત્યતા છે. સિવાજી જે [૭]શિવાજી નીવડયો તે રામદાસ સ્વામીના રાષ્ટ્રભક્તિના બોધથી. પ્રેમાનંદ પણ આપણા પ્રેમનું પાત્ર અને આનંદનું ધામ થયો, તે રામચરણના ભાષાભક્તિના ગુરુમંત્રથી. પ્રેમાનંદ ન હોત તો આપણા સાહિત્યમાં કેવી શૂન્યતા જોવામાં આવત તે તપાસિયે. પ્રકાશમાં આવેલું ગુર્જર સાહિત્ય પાંચ શતકનું છે. તેનો આરંભ વિક્રમનું સોળમું શતક ઊતરતાં થયો. નરસિંહ, ભાલણ, પદ્મનાભ આદિને હાથે ગણ્યાગાંઠયા પણ સારા આદર્શો રચાયા. તે શતકમાં રસના ગ્રાહક શ્રોતા પણ હતા, તેની ભાલણની કાદંબરી સાક્ષી પૂરે છે.[૮] તે રસિકતા ભાલણ ઉદ્ધવ ને ભીમકવિની સાથે જ અવસાન પામી, સત્તરમા શતકમાં રસ લ્હાનાર કે લ્હેનાર, કોઈ થયું નહિ, રહ્યું નહિ. કવિતા તે કાવ્ય

૭ જેનું લડવું દેશના ઉદ્ધારને માટે હોઇ કલ્યાણકારક હોય તે शिवाजि

૮. જુઓ, ભાલણકૃત, કાદંબરી, પૂર્વભાગ, પૃ. ૧, પંક્તિ ૧૪, અને પૃ. ૧૬૯, પંક્તિ ૧-૪.

કહિયે, તો નાકર વિષ્ણુદાસ શિવદાસ મનોહર આદિનાં થોથાંની સત્તરમા શતકમાં ખોટ નથી. પરંતુ કાવ્યનો આત્મા જે રસ તેની એમાં ખોટ છે. ઊછરતા ગૂજરાતી સાહિત્યનો આ રીતે સત્તરમા શતકમાં અપકર્ષ જ થયો. અઢારમા શતકના ધુરંધર કવિ પ્રેમાનંદ અને તેણે સ્થાપેલા કવિમંડળમાંના વલ્લભ રત્નેશ્વર વગેરે એમને હાલ બાજુ ઉપર રાખી ઓગણીસમા શતકમાં ઊતરિયે, તો ત્યાં કયા મોટા કવિ આપણે ગણાવીશું ? દયારામભાઈની ગરબીઓ પંકાય છે, અને બીજા કવિનાં પણ છૂટક પદો વખણાય છે, પણ આદર્શભૂત મોટું કાવ્ય કોઈનું જડે છે ? એ શતક પણ આ રીતે ખાલી છે. વીસમું શતક તો હજુ ચાલે છે, એટલે તેની તુલના કરવી યોગ્ય નથી. હવે વિચારો કે પ્રેમાનંદ, વલ્લભ, રત્નેશ્વર વગેરેએ અક્ષર પાડ્યો ન હોત, તો સત્તરમા શતકથી માંડીને તે ઓગણીસમા શતકની સમાપ્તિ પર્યંત કયા ઊંચા આદર્શો આપણે બતાવત ? એકે નહિ, એકે નહિ. ગુર્જર સાહિત્યના દુર્બળ સંગ્રહમાં અઢારમા શતકમાં જે રંગીન અને સારો વધારો થયો તે સદ્ગુરુ રામચરણના મંત્રબળથી જ. એમના સદુપદેશનું મહત્ત્વ સમજવાને આ ઐતિહાસિક નિરીક્ષાની જરૂર છે. એ ઉપદેશના જ મહિમાએ દ્રૌપદીહરણ આદિ કાવ્યદ્વારા કાવ્યપદાર્થ સ્ફુટ કરવા, રોષદર્શિકા આદિ નાટકદ્વારા નાટ્યશાસ્ત્રના પ્રયોગનાં મર્મ પ્રકાશવા, અષ્ટાવક્રાખ્યાન આદિ કાવ્યદ્વારા સર્વ શાસ્ત્રનાં રહસ્યનો પરિચય કરાવવા, નવનવાં વૃત્ત યોજી છંદશાસ્ત્ર બતાવવા સમર્થ પુરુષે દંડી, બાણ, રાજશેખરના જેવી અથવા તેમનાથી ચઢિયાતી કીર્તિનો લોભ છોડ્યો; વંશપરંપરાની જ્ઞાતિમાં પ્રતિષ્ઠા આપનારી પૌરાણિક વૃત્તિનો ત્યાગ કર્યો; અને દૂબળી ગરીબડી ગૂજરાતીની સેવા કરવાનું આદર્યું. ગુર્જરી વાણીને પ્રેમાનંદ સરખો મહિમા વધારનારો ભાવિક ભક્ત મળ્યો તે પ્રતાપ સદ્ગુરુ રામચરણનો.

ભાષાભક્તિનો મહામંત્ર પામી ગુર્જરગિરાના ઉત્કર્ષ અર્થે મથતા પ્રેમાનંદે પ્રાચીન વૈદિક ચરણોની સ્મૃતિ આપતું બાવન અનુયાયીનું સહકારી મંડળ સ્થાપ્યું. જેમાં કવિ કવયિત્રીઓ હોવાનું વાંચિયે છિયે. આ આપણા બાવન વીરનું સૂચન વલ્લભના એક ⁹ઇંદ્રવિજય સવૈયામાં કરેલું છે. કવિઓ પૈકી જેમની કૃતિ પ્રકાશમાં આવી છે એવા તો, ગાયક વીરજી, હરિદાસ, પ્રસાદકવિ દ્વારકાદાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશકવિ વલ્લભ અને સાદો સુંદર, એ છ જ છે. એઓમાં પ્રેમાનંદનું પ્રથમ પ્રીતિપાત્ર ¹⁰વીરજી છે.

---

૯. એ સવૈયો નીચે મુજબ છે:—

છે નવ[૯] દાસ અને ભઇ ચાર[૪] જ, રત્ન ભલાં દ્વય[૨] શિષ્ય કહાવે;
છે ભવ[૧૧] રાશ[૧૨] અને બઇ બાર[૧૨] જ, રત્ન મળાં દ્વય વિષ્ય× વહાવે;
છે વીર પંચ[૫] જ, છ ગણિયે ત્રણ[૩], નંદ ચતુરનું[૪] નામ સુહાવે;
છે વીર વલ્લભ, શે ભણિયે *ગણ? એક[૧] જ પ્રેમનું નામ પુહાવે.

૧૦. વીરજીના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપ:—

| | | | |
|---|---|---|---|
| સુરેખાહરણ, | સં. | ૧૭૨૦ | પોસ સુદ ૫, ગુરુ |
| કામાવતી કથા, | ,, | ૧૭૨૫ | પોસ વ. ૧૧, સોમ |
| બળિરાજાનું આખ્યાન, | ,, | ૧૭૩૦ | શ્રાવણ સુ. ૧૧, શુક્ર |
| દશાવતારકથા, | ,, | ૧૭૪૨ | વૈશાખ વ. ૫. વાર નથી આપ્યો. |

સુરેખાહરણની પ્રતો પ્રેમાનંદના અને આધારભટના નામની પણ મળી આવે છે.

સુરેખાહરણ

૧, ૧૭–'સુરદાસ પ્રભુ–પ્રેમાનંદ' ચિંતવન કરી સ્વામિન.

બળિરાજાનું આખ્યાન

પાવનરૂપ પ્રભુ પ્રેમાનંદ ગુણ ગાતાં લજ્જાય,
પ્રભુના નામે ગુણ ગાઈએ તો કોઇથી શું સમજાય? ૧૬

---

× વિશ્વ કે વિષય!

* પ્રેમાનંદે વગર સ્થાપ્યે સ્થપાયેલો સેવક ગણ.

રા. બા. હરગોવિંદદાસ જણાવે છે, કે વીરજીમાં ઊંચા પ્રકારની કવિત્વશક્તિ નહતી; પરંતુ તેનો કંઠ મધુર હતો. અને પ્રેમાનંદની એના ઉપર પ્રીતિ થઈ કહે છે. પ્રેમાનંદ કાવ્ય રચતા તે વીરજી ગાતો. પ્રતિભા કમી છતાં ગાયક તરીકેના પક્ષપાતથી દોરાઈ ગુર્જર સાહિત્યના સમુત્કર્ષ અર્થેના મહાન સમારંભમાં કામની વહેંચણી કરતાં પ્રેમાનંદે તેને ફારસી–અરબી–ઉર્દૂ વાર્તાને ટકોર મારે એવી અદ્‌ભુત વાર્તાઓ રચવાનું સોંપ્યું હતું. એ કામ તેણે કામાવતીની કથા આદિ વાર્તા લખી બજાવ્યું. પરંતુ તેમાં વિદેશી–વાર્તાસાહિત્યના જેવો ચમત્કાર અથવા પૈશાચી બૃહત્કથા જેવો રસ આવી શકયો નહિ, તેથી પ્રેમાનંદનું મન માન્યું નહિ. કામાવતીની કથા અને બીજા ગ્રંથો કરતાં વીરજીનું સુરેખાહરણ

---

કૃપા કરી જો પરમાનંદે તો કવિ વીરજી થાય,
અનેક કથાઓ કરીને વીરજી ગુણ ગુરુના ગાય. ૧૭

તેના (=બળીના) ગુણ ગાવા છે મારે ગુરુજી એ વામનગાદ્ય ગાય,
બળી રાજાને અમો વખાણું કરજો કવિજન સાદ્ય સાથ. ૧૮

વિદ્યા અર્થે વટપુર સેવ્યું ગુરુનું કહેવું ન નામ,
બરાનપુરના વાસી તેથી બરાનપુરમાં મુકામ. ૨૫
ગુરુકૃપાથી કવિકૃપાથી મિત્રકૃપાથી સાર,
કવિ વીરજી કવિતા કરતો જાણે ન સાર અસાર. ૨૬

ભમ્ર કિંવા શંકર–બભ્રૂવાહન આખ્યાનનો અને કદાચ ભારતનો કર્તા ભાઇશંકર ? દાસ, દેસાઇ શંકરદાસ, દ્વારકાદાસ, હરિદાસ, ધનદાસ, ધનદાસસુત સુંદરદાસ, રત્નદાસ.

રત્ન–રત્નેશ્વર.

બાઇ–ઓલપાડની બાઇ ન્હાની વિવેક વણજારો વધારનારી

જી–વીરજી રતનજી ( બાગલાણનો વિભ્રંશી આ૦ નો કર્તા.)

વીરજી ચાતુર્વેદી મોઢ હતો. જુઓ સુ. હ. $\frac{૩૨}{૧૭}$

વધારે લોકપ્રિય થયું જણાય છે; કેમકે એની પ્રતો સહેલથી મળી આવે છે. બધી પ્રતોમાં વિ. સં. ૧૭૨૦ની સાલ જોવામાં આવે છે. એ આખ્યાનના આરંભે વીરજી નરસિંહ મહેતા વગેરેને સ્મર્યા પછી પ્રેમાનંદનું નામ લે છે અને પ્રભુ સ્વામિન[11] એવાં વિશેષણ આપી વંદના કરે છે, તે ઉપરથી ગૂજરાતી લેખક તરીકે સં. ૧૭૨૦ પહેલાં પ્રેમાનંદની સારી પ્રતિષ્ઠા જામ્યાનું અનુમાન થાય છે. બીજો શિષ્ય [12]હરિદાસ

૧૧. ખુલાસા સારું જુઓ વીરજીકૃત બળિરાજાનું આખ્યાન કડવું:—
પાવનરૂપ પ્રભુ પ્રેમાનંદ ગુણ ગાતાં લજ્જાય.

૧૨. હરિદાસના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપ:—

| | | |
|---|---|---|
| સીતાવિરહ | વિ. સં. ૧૭૨૨ | |
| સામળશાનો વિવાહ. | ૧૭૨૬ | કાર્તિક સુદિ ૧ ગુરુ (ભૃગુ) વાર અનુરાધા, સિદ્ધિયોગ. |
| નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ | ૧૭૨૭ | માઘ માસ મંગલવાર શુક્લ યોગ. |
| ભારતસાર | ૧૭૩૭ | અધિક (પ્રથમ) શ્રાવણ પુષ્ય નક્ષત્ર. |

'આધારભટના સામળશાહના વિવાહનાં પહેલાં પાંચ કડવાંમાં રાસવર્ણન છે. છઠ્ઠા કડવાથી વિવાહની હકીકતની શરૂઆત છે. રચ્યા સાલ સંવત **૧૭૨૬ કાર્તિકી ૧ ભૃગુવાર અનુરાધા નક્ષત્રને સિદ્ધિયોગ.*** આધારભટ ભરૂચનો ભીતરો ખેડાવાળ હતો. એના બાપનું નામ દેવનારાયણ, એની અટક દવેની હતી. એને લાડ વાણિયાની યજમાનવૃત્તિ હતી. પ્રતની સાલ ૧૭૯૦ માગશર સુદિ ૧ ભરૂચ' આ રીતે છગનલાલ વિદ્યારામના ઝગડિયા (રાજપીપળા)થી તા. ૨૨-૧૨-૦૭ ના પત્રમાં લખેલ છે.

વળી તા. ૧૫-૩-૦૮ ના પત્રમાં છગનલાલ ઝગડિયાથી લખે છે તેમાં નીચે પ્રમાણે વિશેષ હકીકત છે:

* આ હકીકત હરિદાસ કૃત શામળ શાહના વિવાહને છેડે આવેલ હકીકત સાથે રજેરજ મળતી આવે છે.

વડોદરાનો વીસોલાડ જણાયો હતો. તેની સમાપ્તિએ વિપ્રગુરુ એવા મભમ શબ્દે પ્રેમાનંદનો નિર્દેશ છે. રા. બા. હરગોવિંદદાસ લખે છે કે હરિદાસ પ્રેમાનંદના ઘરનું કારભારૂં કરનારો વણિક હતો. તે વિ. સં. ૧૭૨૧ માં પ્રેમાનંદનો શિષ્ય થયો. પ્રેમાનંદની પેઠે એણે પણ એંશીથી વધારે વરસનું આયુષ ભોગવ્યું જણાય છે; શાથી જે એની પત્નીનો કાળ થયો ત્યારે જ હરિદાસની ઉમ્મર એંશી વરસની હતી. પ્રતિભા તેજસ્વી નહિ, તેથી હરિદાસની કવિતા ઊંચા વર્ગમાં મૂકી શકાય એવી નીવડી નહિ. એના પ્રસિદ્ધિમાં આવેલા ગ્રંથો પૈકી સામળશાના વિવાહની કેટલીક લિખિત પ્રતમાં કર્તા તરીકે આધારભટ એવું નામ જોવામાં આવે છે. હરિદાસ અને આધારભટ એક કે ભિન્ન એ તકરારનો નિવેડો કરવો બાજુ ઉપર મૂકી એ દીર્ઘાયુ પુરુષની જ

---

"કવિ આધારભટકૃત સુરેખાહરણ, કડવાં ૨૫, રચ્યા સાલ સંવત **૧૭૨૦, વૈશાખ** સુદિ ૫ ને ગુરુવાર બુરાનપુરના ગોપીપુરામાં કવિનો વાસ. **વીરભટની** કૃપાથી ગ્રંથ પૂર્ણ થયો એમ લખે છે."

દ્વારકાદાસકૃત રાધાવિલાસમાંથી ઊતારો—

વૃદ્ધપણે અમો કીર્તન ગાઉં વિપ્ર ગુરુ પ્રતાપ,
વૃદ્ધ છતાં જે તરુણ રસમાં નહિ બીજો સંતાપ. ૬/૧
દ્વારકાનો ઉદ્ધાર કર્યો, નામનું નહિ જેને માન,
દાસ દ્વારકો વિપ્ર વખાણે, સમજે નહિ જે અજ્ઞાન. ૬/૨
**વિપ્ર રસીલો રંગીલો ગુરુ** અપૂર્ણ પૂર્ણ કર્યે હરખાય,
મુક્તિપુરિ તો આંખે દેખાડી નવ હુંથી મહિમા ગવાય. ૧૭/૬

ભારતસારને છેડે હરિદાસ પણ લખે છે કે—'કૃપા કવિવર કેરી હોયજી, હરિદાસ તો આ દિન સોયજી' 'સીતાવિરહને અંતે વિપ્ર કેરો શિષ્ય છું" એમ કહે છે.

હયાતીમાં તેવો જ બીજો દીર્ઘાયુ ને તેવો જ મોટી કવિતા લખનાર જે દ્વારકાદાસ તેના વિષે કહિયે. હરિદાસ પ્રેમાનંદના ઘરમાં રહી સહવાસથી કવિતા જોડતાં શીખ્યો. એનામાં ઈશ્વર-દત્ત શક્તિ ન હતી. એથી ઊલટું દ્વારકાદાસમાં નૈસર્ગિક પ્રતિભા હતી, પરંતુ તે અદ્દભુત હતી. તેમની સંસ્કારી બુદ્ધિથી પ્રસન્ન થઈ પ્રેમાનંદે તેમને કવિતા કરવાને પ્રેર્યા. એ સમયે તેમનું વય પચાસ વર્ષનું હતું. નિરંકુશ વલ્લભ ઉપહાસ કરી બોલી ઊઠ્યો કે 'એ કવિતા કરશે તો પછી રાંડીરાંડો કવિતા કેમ નહિ કરે?' પ્રેમાનંદના પ્રસાદે વયોવૃદ્ધ[૧૩] દ્વારકાદાસે કવિતા કરી અને તે ઊંચા પ્રકારની કવિતા કરી. એ વખતે વલ્લભનું વય ઓછામાં ઓછું પંદર વરસનું ગણિયે, તો એનો વિ. સં. **૧૭૧૫ માં જન્મ** થયો હોવો જોઇયે; કેમકે દ્વારકાદાસ સં. ૧૬૮૦ માં પોતાનો જન્મ થયાનું અને પચાશ વર્ષે ગુરુનો મેળાપ થયાનું લખે છે, તે લેખે દ્વારકાદાસને કવિતાની પ્રસાદી સંવત ૧૭૩૦ માં થઈ એ અર્થાપન્ન છે. વલ્લભના જન્મકાળે પ્રેમાનંદનું વય[૧૪] વીસ વરસનું લેઈયે, તો સંવત ૧૬૯૫ના અરસામાં એટલે કે દ્વારકાદાસ જન્મ્યા પછી આશરે પંદર વરસે અને અધૂરો મૂકેલો દશમ સ્કંધ સુંદર મેવાડે પૂરો કર્યો તે પહેલાં આશરે સોએક વરસે પ્રેમાનંદનો જન્મ થયો લેખાય. પ્રેમાનંદની પ્રસાદી પામી દ્વારકાદાસ કવિ થયા, તેથી એમને પ્રસાદકવિ કહિયે છિયે.

---

૧૩. જુઓ દ્વારકાદાસકૃત બાર માસનો છેવટનો ભાગ:-"સોળસેં એંશીમાં જન્મ છે રે, પંચાશ વર્ષે ગુરુમેળાપ." આની પુષ્ટિ એનો રાધાવિલાસ પણ કરે છે. રાધાવિલાસમાં રાધાની અને લલિતાની પ્રતિજ્ઞા હરિગીત ને ઝૂલણામાં છે.

૧૪. રા. સા. હરગોવિંદદાસ પ્રેમાનંદનું વય ૩૨-૩૩ વરસનું હતું ત્યારે જનમ્યો એવું લખે છે.

દ્વારકાદાસે ગુર્જર સાહિત્યમાં કીમતી ઉમેરો કરી ગુરુએ આદરેલા મહાન સમારંભમાં નિઃશબ્દ સહાયતા કરી છે.[૧૫]

પ્રેમાનંદનો ચોથો સહકારી [૧૬]શ્રીમાળી રત્નેશ્વર વ્યુત્પન્ન પંડિત હતો. એને સંસ્કૃત અને મરાઠી વૃત્તબદ્ધ સાહિત્યના જેવું સાહિત્ય ગૂજરાતીમાં ઊભું કરવા ગુરુની આજ્ઞા હતી. તેને માન આપી તેણે કઠિન વૃત્તમાં અલંકારયુક્ત કેટલીક કવિતા કરી છે. ઉપરાંત તેણે ઉત્તમ સંસ્કૃત પુસ્તકોના પંડિતમાન્ય અનુવાદ કરી ગુર્જર સાહિત્યની સારી અભિવૃદ્ધિ કરી છે. એટલા માટે એને અનુવાદકવિ એવું નામ અત્રે આપિયે છિયે. ગુરુએ વ્યાસ ભગવાનના ભારતને આધારે ગૂજરાતીમાં મહાભારત રચ્યું, તો વ્યાસશિષ્ય જૈમિનિના ભારતનો અનુવાદ શિષ્યે આદર્યો. રત્નેશ્વરનો પાંડવાશ્વમેધ સંસ્કૃત જૈમિનીય અશ્વમેધનું ભાષાંતર છે;

---

૧૫. દ્વારકાદાસ રાધાવલ્લભી સંપ્રદાયનો હતો. જુઓ રાધાવિલાસ, 'તેણે ન્હાનાં મોટા કુલ ૨૫ ગ્રંથો અને આશરે બે હજાર પદ લખ્યાં છે.' (પ્રા. કા. મા.)

વીરજી, હરિદાસ અને દ્વારકાદાસ બંને પ્રેમાનંદના પહેલાં અવસાન પામ્યા હશે તેથી જ તેમને અધૂરો દશમ પૂરો કરવાનું પ્રાપ્ત થયું નહિ હોય. રત્નેશ્વર પણ જો તે વખતે જીવતો હોય તો બહુ જ વૃદ્ધ હોવો જોઇયે.

૧૬. રત્નેશ્વરના મુદ્રાંકિત ગ્રંથની સાલવાર ટીપઃ—

| | | |
|---|---|---|
| ભાગવત દશમસ્કંધ. | વિ. સં. ૧૭૩૯ | ભાદરવા સુદિ ૫, રવિવાર |
| ભાગવત પ્રથમસ્કંધ | ૧૭૪૦ | કાર્તિક સુદિ ૧૧, શનિવાર |
| પાંડવાશ્વમેધ | ૧૭૪૩ | માઘ વદિ ૫, રવિવાર |
| સ્વર્ગારોહણ | ૧૭૪૮ | માર્ગશીર્ષ વદિ ૪, શુક્રવાર |
| મૂર્ખાવલી | ૧૭૭૦ | |
| બાર માસ | | 'શ્રાવણ અધિક' વાળા વરસમાં |

'રત્નેશ્વર શ્રીમાળી બ્રાહ્મણ હતો.

સ્વર્ગારોહણને છેડે નીચે પ્રમાણે સાલની પંક્તિઓ છેઃ

સંવત સત્તર અડતાળીસ માર્ગશીર્ષ વદિ રજનીશ
તિથિ ચતુર્થી ને ભૃગુવાર સોંત્યું સ્વર્ગારોહણસાર.

અને રત્નેશ્વરનું [17]સ્વર્ગારોહણ સંસ્કૃત જૈમિનીય સ્વર્ગારોહણો ઉપરથી જ રચાયું છે. જૈમિનીનું ભારત નાશ થયું કહેવાય છે, તે વાત મને મળી આવેલી સંસ્કૃત સ્વર્ગારોહણની પ્રત ખોટી પાડે છે. જૈમિનીના ભારતનાં બીજાં પર્વ પણ કદાચ શોધખોળ કરિયે તો મળી આવે. બીજી તરફ રત્નેશ્વરના ભારતનાં બીજાં પર્વ પણ મેળવી પ્રસિદ્ધિમાં મૂકવાની અને તેની વ્યાસ ભગવાનના મહાભારત સાથે સરખામણી કરવાની પણ જરૂર છે. અસ્તુ. ગુરુએ વ્યાસ ભગવાનના ભાગવત મૂળને આધારે નવું ભાગવત જ્યારે વિસ્તાર્યું, ત્યારે શિષ્યે શ્રીધરી ટીકાનું હાર્દ લેઈ મૂળનો અનુવાદ જ કર્યો. વળી ગુરુએ લઘુત્રયીમાં આદિ સ્થાન ભોગવતા [18]રઘુવંશનું ભાષાંતર લખ્યું, ત્યારે શિષ્યે બૃહત્-ત્રયીમાં માન્ય મનાતા શિશુપાલવધનું ભાષાંતર રચ્યું. આ રીતે ગુરુભક્ત શિષ્ય ગુરુને પગલે પગલે ચાલી ગુરુના ભગીરથ પ્રયત્નમાં સહાયભૂત થવા ઉદ્યુક્ત રહ્યો. રત્નેશ્વરે કોઈ નવીન સ્વકલ્પિત કાવ્ય રચ્યું નથી. તેવાં એક નહિ પણ અનેક કાવ્ય રચ્યાનું માન તો [19]વલ્લભને (એનો જન્મ સં. ૧૭૩૦ ની લગભગમાં) છે. તેણે નવરસનાં નવ કાવ્યો રચી સાહિત્યની સમૃદ્ધિમાં વધારો કરવા ઉપરાંત દુરારાધ્ય પ્રેમાનંદને પણ કૃષ્ણવિષ્ટિ કાવ્યથી રંજિત કર્યો.

---

૧૭. સંવત ૧૭૦૪ ના જેઠ સુદિ ૭ ને ગુરુવારે સમાપ્ત કરેલું કાલોલના સુરભટનું સોળ કડવાંનું સ્વર્ગારોહણ પણ મળી આવે છે.

૧૮. જુઓ વીરજીકૃત કામાવતી, છેવટની પંક્તિઓ:—

કાલિદાસ સરખા કવિજન, રઘુવંશ કીધો પાવન;
તેહતણા પદપંકજ ભજી સેવક થઈ બોલ્યો વીરજી.

વીરજીકૃત કામાવતી કથાને અંતે આમ પ્રેમાનંદે રઘુવંશ રચ્યાનો નિર્દેશ છે. કામાવતી કથા રચ્યાની સાલ સં. ૧૭૨૫ છે. અર્થાત્ પ્રેમાનંદે રઘુવંશનું ભાષાંતર સં. ૧૭૨૫ પહેલાં કર્યું હશે. એ ભાષાંતર પ્રેમાનંદના સંસ્કૃત જ્ઞાનનું પ્રમાપક છે.

૧૯ વલ્લભના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપ:—

પિતાની પ્રસન્નતાના ધ્વનિ પાંચાલીપ્રસન્નાખ્યાનના નીચેના શ્લોકમાં સ્ફુરી રહ્યા છેઃ—

વલ્લભ–પ્રાણ થકી પણ વલ્લભ ! સુલ્લભ પુત્ર પિતા શું કમાયો ?
તાતતને નવ તાપ કરે તનતાપ–નિવારણ તે જ કહવાયો.

---

વિ. સં. ૧૭૬૦ મિત્રધર્માખ્યાન.
૧૭૭૧ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન. (રૌદ્ર)
૧૭૭૭ કુંતીપ્રસન્નાખ્યાન. (અદ્‌ભુત)
૧૭૮૦ દુઃશાસનરુધિરપાનાખ્યાન. (વીર)
૧૭૮૧ યક્ષપ્રશ્નોત્તર. (કરુણ)
દષ્ટાંતાબ્ધિ
મારુતિ વિજય નાટક
ધૃતરાષ્ટ્ર કુરુક્ષેત્ર દર્શન (બીભત્સ)
યુધિષ્ઠિર વૈરાગ્ય (શાંત)
ગદ્યપદ્ય સંવાદ (સાહિત્ય)
પ્રેમાનંદ કથા

વલ્લભ **યક્ષપ્રશ્નોત્તરમાં** प्रणम्य परमानन्दम् આવા એક ચરણાત્મક ખંડ વાકયથી મંગળાચરણ કરે છે. ચોથા કવિતમાં 'સુત હું સમર્થ તેણે રૂડ્યું તરે નાવડું' એવું લખે છે. પિતૃભક્તિ કવિત આઠમાં 'કાશી ને કેદાર જાઓ ભટકો ભૂમિમાં ભલે પ્રત્યક્ષ પ્રભુ છે પિતા બીજા સહુ ભાસ છે' એ શબ્દથી ગજાવે છે. કાવ્યમાર્ગમાં સ્વતંત્ર સ્વભાવ અને વારસાનો અસ્વીકાર કવિત વીસમાં 'પિતાએ જે પથ લીધો તે પથે જાઉં નહિ, તેનું આપ્યું ખાઉં નહિ ધાઉં નહિ ધનમાં' એ શબ્દથી જણાવે છે. કવિતા ન વેચવાનો ટેક એકોતેરમા કવિતમાં '**વલ્લભ શું કવિતાને ઠામ ઠામ વેચશે?**' એ શબ્દથી પ્રકાશે છે. પ્રેમાનંદની વ્યાજનિંદા કવિત ૨૬૯માં "નિશ્ચે યમરાજ કૂડો; પુત્રને દે આવું દુઃખ, રૂડો એને કહે કોણ, બાપ ખરો એ બળી" એ વચનથી ઉચ્ચારે છે. કવિસ્વરૂપ કવિત ૫૦૭ થી વર્ણવે છે. પ્રેમાનંદને પ્રસન્ન કર્યાનું અને પોતાની

આપથી આપ ઝગે જગ ભીતર, ધન્ય પિતા સહુ ઠામ મનાયો,
ભીષણું ભીમ મહા ભડ મ્હાવર, ધન્ય હું, ધન્ય હું, સુત સવાયો !

વલ્લભની પિતા પ્રેમાનંદ પ્રત્યેની અને મૈયા ગુર્જરી ગિરા પ્રત્યેની અનન્ય ભક્તિ એ જ નાટકની નીચેની ઉક્તિમાં સ્ફુટ પ્રદર્શિત છેઃ-

સુત હું શે થયો ઉત્પન્ન, નત્ર જનની[20] કરી જ પ્રસન્ન-
જનકે જાણિયો ના શૂર-જન કહે ગૂમાવ્યું સૌ નૂર ?

અથવા મને ઉત્પન્ન કરનાર આવા પણ કેમ ન હોય ?

શે કાળ-કાળકર્તા જ સ્હાય માગે, કહો જ કિયે ઉપાય ?
જો કાળ તેતણી સ્હાય થાય, કહો ક્યમ કરી તે કર્તા મનાય ?

એ જ નાટકની પ્રસ્તાવનામાં પ્રેમાનંદે બીજા સહકારીને પણ પ્રસન્નતાપૂર્વક સંભાર્યા છે. સંબંધ ધરાવતું કવિત નીચે પ્રમાણે છેઃ-

આ તે લલિત સુમન મધુકણ સ્રવે શકે, } (પ્રેમાનંદ)
વા મધુરી ગુર્જરીની મીઠાશ મોંઘી ઘણી ! }
કિંશુક કુસુમ રક્તપીતવર્ણ વાસ વનું } (વીરજી)
અનુદિન-આ-ગુલાબ ગુર્જરી મહામણિ ! } (રત્નેશ્વર)
ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે, } (વલ્લભ)
અકલ્ય પરભૃત આ વાણી કો પ્રેમી તણી ! } (દ્વારકાદાસ)

---

નિર્લોભતાનું કવિત પ૨૧-૨૨ માં વિધાન આપે છે. પિતા પ્રત્યે વ્યાજ-કોપ કવિત પ૨૬-૨૭ માં ભભૂકાવે છે. સત્ય ગૌરવ કવિત પ૩૧-૩૨ માં પ્રકટ કરે છે. યક્ષપ્રશ્નોત્તરથી ત્રણ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે. ૧. સં. ૧૭૮૧ પહેલાં વલ્લભે પ્રેમાનંદને પ્રસન્ન કર્યો હતો; ૨ સં. ૧૭૮૧ પહેલાં પ્રેમાનંદે મિલકતની વહેંચણી કરી; ૩ પ્રેમાનંદને પાધ આપનાર વીરજી હતો, અર્થાત્ એ પ્રસંગની સાલમાં વીરજી જેણે સં. ૧૭૨૦ સુરેખાહરણ રચ્યું તે હયાત હતો. વળી બેત્રણ ઠેકાણે પ્રેમાનંદ ભટના નળાખ્યાનના કરુણરસનો નિર્દેશ છે તેથી સં. ૧૭૮૧ એ નળાખ્યાનનો પરમ અવધિ કહી શકાય.

૨૦. ગુર્જરી મૈયા.

[21]સુરભિએ સહકાર પ્રફુલ્લિત પૂર્ણ કીધા, } બીજા બ્રાહ્મણ
પ્રમુદિત દ્વિજ ગિરા સુરભિ સુહામણી ।[22] } કવિ

આમાં વાસ વનું કિંશુક તે રસની ખામીવાળો વીરજી, મણિ તે રત્નેશ્વર, મત્ત ભૃંગ તે નિરંકુશ વલ્લભ, પરભૃત તે તે પ્રસાદપોષિત દ્વારકાદાસ એ સહકાર કહેતાં સહકારી, અને દ્વિજ તે પ્રેમાનંદ પોતે, એવો ધ્વનિ સમાયો છે. પ્રેમાનંદે જ મત્ત વિશેષણ આપ્યું છે તેથી વલ્લભને અમે નિરંકુશ કવિ કહ્યો છે, એનાં કાવ્યો એની નિરંકુશતાની પ્રતીતિ કરાવવા બસ છે. માત્ર અવસાનકાળે જેને દશમ અધુરો પૂરો કરવાનું સોંપ્યું, તે સુંદર મેવાડાનું પ્રસ્તુત કવિતમાં સૂચન નથી; ને તે હોઈ પણ ન શકે; કેમકે સંવત ૧૭૯૬ પહેલાંની સુંદરની કૃતિ જાણવામાં નથી. સુંદરની કવિતામાં વલ્લભની ધમક કે રત્નેશ્વરની છટા છે નહિ, તેથી તેને સાદો સુંદર કહ્યો છે.

આ કવિમંડળ પૈકી કવિતા કોને કહેવી એ વિષે પ્રેમાનંદને સામળ સાથે ઊઠેલા ઝગડામાં ભાગ લેનાર મહારથી વલ્લભ

---

૨૧. સુરભિ તે ગુર્જરગિરાના સંબંધમાં સુવાસ પસારનાર ઇશ્વરાનુગ્રહ.

૨૨. આ કવિતનાં ચરણોમાંના પદસમૂહ એના એ ક્રમમાં દયારામના ષડ્ઋતુ કાવ્યના વસંત વર્ણનમાં દૃષ્ટિગોચર થાય છે. એ પદસમૂહ નીચે પ્રમાણે છે:—

કુસુમિત વન ઉપવન કાંઇ ગુંજે ભૃગુ મદમાતા (૩)
કિંશુક ફૂલ પીતરક્તતા (૪)
પરભૃત કલ બોલે
લલિત સુમન મધુકણ સ્રવે (૬)
પ્રફુલ્લિત દ્રુમ સહકારનાં દ્વિજ પ્રમુદિત ઝૂમે (૫)
આજ સુખદ સુરભિ તણો (૭)

આ પરથી બે વાત સિદ્ધ થાય છે: એક તો પ્રેમાનંદનાં નાટકોથી દયારામ જાણીતા હતા; ને બીજું એ કે નાટકોની ખ્યાતિ ડભોઈ ચાણોદ સુધી ફેલાઇ હતી. કદાચ ડભોઈ ચાણોદ તરફ શોધ કરાય તો તે મળી આવે! જુઓ પૃષ્ટ ૨૩ સામે નોટ; ગીતિની કસોટીથી પાં૦ પ્ર૦ સં. ૧૭૯૬ પહેલાં લખાયું ઠરે છે.

છે. એ વિગ્રહનો આરંભ વલ્લભની ઊગતી જુવાનીમાં થયો જણાય છે. તેણે સામળ ઉપર વાગ્બાણનો 'વરસાદ વરસાવી મૂક્યો. સંવત ૧૭૭૭ માં રચેલા કુંતીપ્રસન્નાખ્યાનમાં તે સામળને માર્મિક વાગ્પ્રહારથી હેઠો પાડે છે. જુઓ તે શું લખે છે તેઃ—

કવીશ્વર આવ્યા એક તેમણે કવિત કર્યું;
શુભ્ર અભ્ર આ તે, હશે અંબાડી કે વીજળી ?
ઘંટ કેરો ઘોર થાય ચઢવા એ લાગ્યો મેઘ ?
આભૂષણ ઝૂલે એ તો રંગની રેખાવળી ?
હસ્ત્યારોહ આ તો, ન્હોય ઘન અટકાવનારઃ
શુભ્ર અભ્ર કરનાર શંકા થઈને ટળી.
કવન કવિનું સુણી નૃપ દેવા લાગ્યા દ્રવ્ય
જોઈયે ન જંઇ મારે વિત્ત કવિતા કવી.
એવો જોગ જોઈ એક બ્રાહ્મણ કે ભાટ આવ્યોઃ
ગુણ ગાવા લાગ્યો ઝટ કવિતા નાંખી કરીઃ-
શિબિ સમ દાનેશ્વરી નૃપ ! અમે ટેકરખી,
દા કનેથી દાન લેવું, ખહું લેઉં, ના જરી;
સાંભળો, કવિતા મારી મારે સંભળાવવી છે;
હાથી હથોડા જેવા આ દિલ જાય છે ડરી.
પૂછડાં છે સાત, અને દાંત ઊગ્યા ચાર, તહિં
એક શુંડ; પાછલીએ નહિ શે દંતૂસરી ?
દશરથ અજ જેવા ! દાન દીધાં મોટાં તમે,
કવિઓના કોડ પૂર્યા આપી શેર બાજરી;
ધન્ય ધન્ય લાવ્યા હાથી ! માતાનું મનાવ્યું મન !
કોઈથી કરાય નહિ તમારી બરાબરી.
રાભા રાસભાએ સુણી કવિતા કરામતી આ !
"આપી દેશે રાય રાજ્ય ! ડૂબું જશે આ તરી !'

તે તો કવિ વદ્યા ત્યારેઃ–'લાડવો ખાવો નથી આ
વર્ણની સગાઈ કેવી ચોચરંગી આંતરી !'
ભીમ ભડ દાબી દાંત બોલ્યો, તોલ તોલ્યો તર્તઃ–
'કચરાવો આવો કવિ જઇ પીલો ઘાણીમાં.'
યુધિષ્ઠિર કહેઃ–'ભાઈ ! ભાટ જેવો બ્રાહ્મણ આ,
તોય કરવી ન નિંદા; ધૂળ હોય ધાણીમાં
બ્રાહ્મણ ને કવિ તમે, માટે પસાયતું પાળું.
આડી લીટીએ લખાયું. પાણી લીધું પાણિમાં.
કર્મ આવાં ધર્મ કરો ! કલ્યાણ કલ્યાણ હજો !
શિવજીની સેવા સજો ! વ્હાલ વધો વાણીમાં !
એવે પેલા કવિ, જેને પસાયતું મળ્યું પૂરું,
સેતુએ ચઢવા લાગ્યા ગુણ ગાઇ રાયના.
અર્જુને ત્યાં જોયું ઝટ, નૃપને નમન કર્યું,
સેતુ સંહારવા કહ્યું. આવા કવિ જાય ના.
આજ્ઞા આપી નરનાથઃ–'કાર્ય કરો સિદ્ધ ભ્રાત !'
ધનુબાણ લીધાં હાથ, સેતુ તોડ્યો, સા'ય ના.
એમ હતું નો'તું કરી માતને નમ્યો કિરીટીઃ—
'બીજી કંઈ કરો આજ્ઞા, સેવા સાચી થાય ના.'

મિત્રધર્માખ્યાન (સં. ૧૭૬૦) માં તેની નીચે પ્રમાણે નિર્ભર્ત્સના કરી છેઃ

કવિશ્વર પ્રેમ જેવા–કોક તો–અમારા જેવા.
શામ લક્ષણવંતા કો રાય–રંક સેવતા.
અજાચકવ્રત તજી, માગણની રીત ભજી,
યજવાનું તે ન યજી બને મોટા દેવતા !
દ્વિજધર્મ ભૂલનારા વાસ વસ્યા, તેણે કરી,
ગૂજરાતને કલંક રેણુ વિણુ રેવતા !

સંવત ૧૭૭૧માં રચેલા વૃકોદરસંવાદાખ્યાનમાં તો કૃષ્ણને હાથે શિશુપાળની તે વલ્લભને હાથે સામળની વલે થાય છે. જુઓ—

'ચંદ્ર સમ શીતળ જે, બલિષ્ઠમાં મહાબળ,
વરિષ્ઠમાં વરિષ્ઠ જે કૃષ્ણદેવ તારકા,
ગુર્જરગિરાની પેઠે અજાણના નવીન એ,
જાણના પ્રાચીન પૂરા, રસાદિના ધારકા;

સર્વગુણસંપન્ન છે પ્રભુ પૂરા પ્રેમવાળા
પૂજ પૂરે માનસે તું શામળા આ વારકા.
ભાવતું હતું અને જ્યાં વૈદ્ય અભિપ્રાય આપ્યો.
પૃથ્વીપતિએ ત્યાં પૂજ્યા હરિ કષ્ટહારકા.
ઉલૂકને ગમે નહિ પ્રભાકરનો પ્રતાપ,
જોવાય ન તોય કરે નિંદા, સુણનાર જ્યાં;
તેવો નરરૂપી ઘૂડ વા ઉલૂક[૨૩] નરપતિ,
નિંદા કરવા લાગ્યો તે મળ્યા જાણનાર જ્યાં.
રજના ઉડાડનાર બકે અને નાંખે રજ
પ્રેમ જેવા પ્રભાકર ન કૈં આણનાર જ્યાં;
તથાપિ ઘણું થતામાં તાર્ક્ષ્ય ભીમ જેવો કવિ,
પાદ ઠોકી ઊભો થાય છે કો, તાણનાર જ્યાં?

આ વિગ્રહ વિષે સામળના ગ્રંથોમાં ઝાઝો ઇસારો જોવામાં આવતો નથી. માત્ર એના છપ્પામાં એક વખત મભમ કહ્યું છે કે 'વ્હાલો રાખે વેર સામળો સુંદર વાદે'[૨૪] વળી બૃહત્કાવ્યદોહનના પાંચમા ગ્રંથમાં મદનમોહનાની વાત છાપી છે તેની સમાપ્તિએ નીચેના દૂહા જોવામાં આવે છે:

૨૩. ઉલ્લૂનો રાજા.

૨૪. સામળને માટે સામળો બોલ વિદ્યાવિલાસિની (૮) માં વાપર્યો છે.

ભણ્યો નથી પુરાણ હું, ભણ્યો નથી કંઈ વેદ.
રસાલંકાર ન આવડે, મંન ન પામે ખેદ,
ઘર ઘર રાગ તાણું નહિ, પુત્ર ન મુજ ગુણ ગાય.
રાજદરબારે રઝળવું–મેળવી—નથી પસાય.
ભાટ બ્રાહ્મણ ને ભાંડવા લાંબી મૂકે પોક,
રીઝી ભલભલા કરે, તેથી થાયે શોક.
રીઝવે ગાન ને તાનથી હાથે લેઈ કરતાળ,
શિષ્યો ગુરુનો ગાંદરો, વાહવા ત્યાં શો માલ ?
જેમ તેમ શબ્દ ગોઠવી રચે ઘાટ કુંભકાર,
ક્લિષ્ટ કાવ્યથી રીજશે કવીન્દ્ર ને કૂંભાર.
કઠણ કાવ્ય ને કામનીકુચ રીઝે ન રસિયો પુર્ષ,
પત્થર પકડી રીઝશે રસિયો નહિ પણ મૂર્ખ.
સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક,
સાદામાં શિક્ષા કથે તે જ કવિજન એક.[૨૫]

પરંતુ આ વધારો શક પડતો છે. રા. રા. હરગોવિંદદાસે અનેક પ્રતો ઉપરથી સંશોધન કરી છપાવેલી મદનમોહનામાં આ વધારો છે નહિ. બૃહત્કાવ્યદોહનમાં જ્યાં તે વધારો ગોઠવાયલો જોવામાં આવે છે, ત્યાં તે પૂર્વાપર દૂહાથી નવાંધો નોંખો પડે છે, અને પ્રક્રમનો ભંગ કરે છે. સામળના પ્રસિદ્ધિમાં આવેલા કોઇ પણ પુસ્તકમાં આવી ઊઘાડી નિર્ભર્ત્સના મળી આવતી નથી. કદાપિ કરે, તો કરીને રહે પણ ક્યાં ? વગર ખોલ્યે એની વલ્લભ ઝાટકણી કાઢવા ચૂક્યો નથી, તે એ આવાં ઊઘાડાં નમાલાં નિંદાવાક્ય લખે, તો વલ્લભ એની બાકી પણ રાખે કે ?

૨૫. પ્રા. કા. ત્રિ. માં ઉત્તરાર્ધ નીચે મુજબ છેઃ—
સતવાદીપણું શાણપણું નરપતિ કેરા નેક

એ વધારો સામળની જ કલમનો છે તે સ્વીકારતાં પહેલાં પાકી પ્રતીતિ થવી અપેક્ષિત છે. વલ્લભ વાગ્બાણનો જ વરસાદ વરસાવી અટક્યો નથી. ચમત્કારી સ્વકલ્પિત વાર્તાના પ્રદેશમાં સામળને છક્કડ ખવરાવવાને પાછળથી કહેવત રૂપ થઈ પડેલાં ઇંદુમિંદુની વાર્તા જોડી મિત્રધર્માખ્યાન લખ્યું છે; કાષ્ઠના ઘોડાને હંકાવે એવું જૂના પ્રસ્થાન પ્રમાણે અદ્દભુત રસનું કુંતીપ્રસન્નાખ્યાન રચ્યું છે; મર્કટચાપલ્ય બનાવી દે એવી પ્રેમાનંદના મુખે પણ પ્રશંસા પામનારી કૃષ્ણવિષ્ટિ લખીને વીરજીની નિષ્ફળતાથી જતી કીર્તિ જાળવી વધારી છે. આ મહાન સાક્ષરયુદ્ધમાં પ્રેમાનંદે સીધો ભાગ લીધો નથી. પરંતુ પોતાના ગ્રંથોમાં પ્રસંગોપાત્ત તેણે સામળને ટકોર મારેલ જોવામાં આવે છે. સામળે મૂર્ખચટ કિંવા વિનયચટની[૨૬] પત્નીનું નામ વિદ્યાવિલાસીની રાખ્યું છે ને તેને બહુ વિદ્વાન વર્ણવા પ્રયત્ન કર્યો છે; એને ઝાંખી પાડવા પડછે અષ્ટાવક્રાખ્યાન (૧૭૬૬)માં કહોડની પત્ની સુજાતાનું ખાસ કરીને વિદ્યાવિનોદિની ઉપનામ રાખી કહોડ સાથે શાસ્ત્રચર્ચાના દોહદથી સાર્થ કરી બતાવ્યું છે. વ્યાસ ભગવાનના મહાભારતમાં એકલું સુજાતા નામ છે. દ્રૌપદીહરણ (૧૭૪૫)ના નીચેના દોહરામાં ઉદ્યમકર્મની વાર્તામાંના ઉદ્યમવાદનો તેણે ઉપહાસ કર્યો છેઃ

વિદુર સમા નીતિજ્ઞ જ્યાં ઉપદેશક મ્હાભાગ,
દ્રોણ ગુરુ શા ગુરુ કર્યા, તોય ન સત્ય પર રાગ !
હવે ઉદ્યોગ હિમાયતી ! કરવો કવણ ઉપાય ?
કર્મ ખરૂં કહેવું પડે નિઃસંશય મન માંય.

એ કાવ્ય સમેટતાં પણ "કવિઓ નૃપના કે શ્રીના હળધર બળધર ત્રાસ" વગેરે શબ્દમાં સામળ ઉપર જ પ્રેમાનંદનો કટાક્ષ

---

૨૬ કોદા જેવા મૂર્ખચટને પડછે કમંજડની કહોડ સંજ્ઞા કવિ સાર્થક કરતો હોય ?

જણાય છે. વળી શિવપુરાણની પ્રતિસ્પર્ધામાં રચાયલા માર્કંડેય-પુરાણ (૧૭૬૬)ના આરંભમાં પણ તેણે સામળભટની પતરાજી અને લડાઈની પચ્ચીસી ઊડાવી છે. જુઓ

શિવપુરાણ સમર્થ કરે કવિ કે' વાયુવશ તર્ણ;
અગાધ ગતિ એવી નહિ મારી, કયાં પ્હાણો કયાં પર્ણ ?

વલ્લભનું લખાણ સામળ વિરુદ્ધ ઊઘાડું અને અમર્યાદ છે, પ્રેમાનંદ સામળ વિષે લખે છે તે વિવેકની મર્યાદામાં રહી ગર્ભિત શબ્દમાં લખે છે. પ્રેમાનંદમાં શાંત સમુદ્રની ગંભીરતા છે. વલ્લભ તોફાનમાં ઊછળતા સાગર જેવો છે. સામળ પોતાને કવીશ્વર લખે છે તેથી ઉશ્કેરાઇ જઈ વલ્લભ પોતાને ધુરંધર કવીશ્વર કવિરાજરાજેશ્વર વગેરે લખે છે. સામળ પોતે રચેલી વાર્તાના મુદ્દાનાં વખાણ સમાપ્તિએ કરે છે તેનાથી સવાયાં વખાણ વલ્લભ પોતાનાં નવ રસનાં કાવ્યોમાં છેડે કરે છે. સામળ વાર્તાના આરંભે ઈષ્ટદેવની સ્તુતિનું મંગળાચરણ કરે છે, તેથી ઊલટું વલ્લભ કાવ્યની સમાપ્તિએ વ્યંગ્ય વાણીમાં દેવની વંદના કરે છે, ને નાંદી તો પ્રેમાનંદની જ કરે છે. સામળની વાર્તાની પ્રસ્તાવનામાં ભોજ વિક્રમની અન્યોક્તિથી અથવા તો પોતાના ઐતિહ્યની સીધી ઉક્તિથી રખીદાસની પ્રશંસા હોય છે; વલ્લભનાં કાવ્યોની પ્રસ્તાવનામાં સાહિત્યની અભિવૃદ્ધિ અર્થેના સમારંભના કોઇ ને કોઈ પ્રસંગનું નિદર્શન હોય છે. સામળને વ્હાલા દોહરા ચોપાઈ ને છપ્પાનો અનાદર કરી વલ્લભે કવિતમાં જ મોટે ભાગે કવિતા રચી છે.[૨૭]

---

૨૭ કું. પ્ર. (૧૭૭૭) માં સામળ જેવા કવિને જતો કરવાનું કહ્યું છે. જેથી તે પહેલાં પ્રેમાનંદનું કહ્યું માથે ચડાવી વલ્લભે તંત મૂકયો હશે. યુ. વૃ. સં. ૪ અને ૨૪ (૧૧૬)માં એ ઝગડો માંડી વાળ્યા જેવું કંઇક છે. અર્થાત્ સં. ૧૭૭૦ સુધી તે વાદ ચાલ્યો. આરંભ કદાચ સં. ૧૭૬૦. માં થયો હોય. અર્થાત્ વાદ દસ વરસ ચાલ્યો, જોકે માર્મિક બાણ તો તે પછી પણ જારી રહ્યું.

સામળના કવનકાળનો આરંભ વિ. સં. ૧૭૨૦ પહેલાં થવો જોઇયે.[૨૮] એ અરસામાં તો તેની પ્રતિષ્ઠા સારી જામી હતી. તેની વાર્ત્તાઓ લોકપ્રિય થઈ વીરજી જેવાએ સુરેખાહરણ તથા કામાવતી કથા આદિ કથા દ્વારા તેની સરસાઇ કરવાનું આદર્યું હતું.

---

૨૮ આ સાક્ષરવિગ્રહ ક્યારે શાંત પડ્યો તે ખાતરીથી કહી શકાતું નથી. પરંતુ સહકારી વીરજી રત્નેશ્વર વલ્લભ અને દ્વારકાદાસના શ્રમથી પાંચાલીપ્રસન્નાખ્યાનમાં પ્રેમાનંદ સંતોષ દર્શાવે છે, તે ઉપરથી એ નાટક રચાયું તે પહેલાં વિગ્રહનો અંત આવ્યો હશે એવી અટકળ થાય છે. એ નાટકના નામ ઉપરથી વલ્લભે પોતાના અદ્દ્ભુત રસના કાવ્યનું નામ કુંતીપ્રસન્નાખ્યાન રાખ્યું છે. એ અદ્દ્ભુત રસનું કાવ્ય સંવત ૧૭૬૭ માં રચાયાનો લેખ છે. તે ઉપરથી સંવત ૧૭૭૦ સુધી ઝગડો પહોંચ્યો એવું કહેવામાં બાધ ગણાશે નહિ. એનો આરંભ તો સંવત ૧૭૨૫ પહેલાં થયો હતો. એ લેખે સમગ્ર વિગ્રહ આશરે પિસ્તાળીસથી પચાસ વર્ષ સુધી પહોચ્યો એમ કહી શકાય. આ લાંબા વિગ્રહથી જ્ઞાની અખો તો અળગો જ રહ્યો. એ અળગાપણું જાળવવા જ તે લખે છે કે 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ. કિરણ સૂરજનાં કેમ વરણીશ ?' ફક્ત વિગ્રહનો હેવાલ, 'વલ્લભઝગડો' મળી આવે, તો યથાસ્થિત જાણવામાં આવે.

પદ્માવતીને છેડે બૃ. કા. દો. ૨ માં નીચે પ્રમાણે છે:—

સંવત સત્તર ચુંવોતરો શુક્લપક્ષ શુભ સાર
કથા કહી દિન પાંચમે મળતો મંગળવાર

વળી હોપ વાચનમાળાની સાતમીમાં નીચેનો દુહો છેઃ—

સત્તરસેં એકાશીતું વિક્રમર્કું વર્ષ
સામળભટ ત્યાં સંચર્યો હેતે ધરીને હર્ષ.

આ સાલ જો ખરી હોય તો સં. ૧૭૮૧ માં તો સામળ સીહુંજ ગયો ઠરે. રા. છગનલાલ વિદ્યારામ લખે છે કે મારી પાસે એક જૂનું પુસ્તક છે તેમાં બત્રીસ પૂતળીની વાર્તામાંની ત્રેવીસમી કસ્તુરચંદની વાર્તા લખી છે તેના છેલ્લા ભાગમાં નીચે મુજબ છે—

સંવત સત્તર છન્નુએ આસો માસ અવિધાર
શુભ તિથિ વિજયા દશમીએ રૂડેરો ગુરૂવાર

ઉદરપૂરણની ચિંતાથી મુક્ત થઇ તે સીહુંજમાં વિક્રમ ભોજ ને રખીદાસનો જસ ગાતો હતો. પરંતુ રખીદાસનું તેડું આવતા પહેલાં અમદાવાદ પાસે વેગણપુર જેને હાલ ગોમતીપુર કહે છે તે પરામાં રહી તેણે કેટલીક કવિતા કરી હશે, જેની કીર્તિ રખીદાસને કાને પહોચતાં સામળનું સીહુંજ જવું થયું. એ લેખે સં. ૧૭૧૦–૧૫ ના– અરસામાં તેણે કવિતા કરવા માંડી એવું ધારિયે તો બહું ખોટું નહિ ઠરે. એ સમયે એની ઉમ્મર વીશેક વરસની લેખિયે તો પાંચ વરસ પછી એ સીહુંજ જઈ રહે એવી તેની ઉમ્મર ગણાય. આ ગણતરી જો ખરી હોય તો સામળનો જન્મ સંવત ૧૬૯૦–૯૫ ના અરસામાં થયો હોવો જોઇયે. એના અવસાનકાળની અટકળ કરવાનાં સાધન નથી. પરંતુ માર્કંડેયપુરાણના આરંભમાં સામળની પતરાજીનું ઉપહાસ કરતી નીચેની પંક્તિ છેઃ

' શિવપુરાણ સમર્થ કરે કવિ કે' વાયુવશ તર્ણ.'[૨૯]

એ આબાદ સામળભટના નીચેના છપ્પાને ઉદેશીને છેઃ

[૩૦]સિંહાસનબત્રીસી તરતીબથી કીધી તેણે.
શિવપુરાણ સમર્થ અર્થ જણાવિયો જેણે,
રીઝથી રેવાખંડિ દંડ જમદૂતનો ટાળી,
ડાકોરનો ઠાકોર વર્ણવીને હદ વાળી.

---

૨૯ આ પંક્તિ સામાન્ય રીતે સમર્થ કવિને ઉદ્દેશીને લખી છે એમાં આશ્રયનો નિર્દેશ નથી. એણે શિ. પુ. સં. ૧૭૭૨ શ્રાવણ સુ. ૫. ગુરુએ રચ્યું હતું એમ મ. શા. દ્વિવેદી કહે છે.

૩૦ આરંભમાં કડી ૬૨–૬૩ માં સિંહાસન બત્રીસી, રામચરિત્ર (અંગદવિષ્ટિ) અને રેવાખંડનો નિર્દેશ છે.

વસ્તાના શુકદેવ આખ્યાનના કડવા ૩૧ માં આપેલી વાત સામળમાં પણ મળી આવે છે.

સં. ૧૬૨૪ માં વસ્તાએ શુકદેવઆખ્યાન રચ્યું છે. તેના કડવા ૨૯ ની નીચેની પંક્તિઓ સામળના ' જટા ધરે વડ વૃક્ષ ' એ છપ્પાનું મૂળ હોય તેવી જણાય છેઃ

વૈતાળ પચીસી વર્ણવી, શુકબ્હોતરી ભાવે ભણી;
પ્રસ્તાવિક ગ્રંથ રચ્યા ઘણા શોભાએ શામળ તણી
(ઇ. સ. ૧૯૧૯ ને ૧૯૬૩ની છાપેલી સોળમીને અંતે)

સિંહાસનબત્રીસીમાં વેતાળપચીસી આવી જાય છે. છતાં તે ફરીને નોંખી ગણાવી છે તે સામળશાઈ અનવધાનનો દૃષ્ટાંત છે. આ છપ્પામાં સામળના મુખ્ય મુખ્ય ગ્રંથોનાં નામ આવી જાય છે. એ બધા ગ્રંથો સંવત ૧૭૬૬ પહેલાં રચ્યા ઠરે છે.[31]

---

આસન વાળ્યે જો સ્વર્ગ જાયે ઇ તો પર્વત અવિચળ પાસે રે.
વળી વૃક્ષ પર્વતમાં ઘણા તે કોથકી નવ પામે રે
ઊર્ધ્વ મસ્તકે વૈકુંઠ જઇએ તો વાગોળ વન ટંગાઇ રે
જળ સેવતાં જો શુદ્ધ થઇ એ તો જળચર જાય ન્હાઇ રે
અગ્નિ સેવતાં સ્વર્ગે જઇએ તો બળી મરે પતંગ રે
વિભૂતિ ધર્યે જો શુદ્ધ થઇએ તો ખર લોટે છાર સંગ રે
જટા ધર્યે જો શુદ્ધ થઇએ તો વડને શાખા મોટી રે
આત્મ જાણ્યા વણ સાધના કરિ ગયા મૂર્ખ કોટિ રે
રાન સેવતાં રામ મળે તો વગડે ધસે કુરંગ રે
નિશ્ચય મન આણ્યા વના સાધન સગળાં ભંગ રે
એકાકારે શુદ્ધ થઈએ તો કર શ્વાન શિયાળ રે
નિર્ભ્રાંતપણે જો શુદ્ધ થઇએ તો આહેડી ચંડાળ રે.

૩૧. ઉદ્યમકર્મની વાર્તા પ્રેમાનંદના દ્રૌપદીહરણ પહેલાં એટલે સંવત ૧૭૪૫ પહેલાં, અને વિદ્યાવિલાસિની કિંવા વિનેચટની વાર્તા પ્રેમાનંદના અષ્ટાવક્રાખ્યાન પહેલાં એટલે સં. ૧૭૬૬ પહેલાં રચાયાનો ઇસારો પૂર્વે કરી ગયા છિયે. પાંચાલીપ્રસન્નાખ્યાનમાં વલ્લભની જે ગૂઢ પ્રશંસા છે તે તેની કૃષ્ણવિષ્ટિ જોઈ પ્રેમાનંદે પ્રસન્ન થઈ કરેલી ગણિયે, તો અંગદવિષ્ટિ વલ્લભના કુંતીપ્રસન્નાખ્યાન પહેલાં એટલે સંવત ૧૭૭૭ પહેલાં રચાઇ ઠરે. પ્રેમાનંદનાં સર્વ નાટકોમાં કહેવતોનો બ્હોળો ઉપયોગ છે તે સામળના રાવણમંદોદરી સંવાદની સરસાઇમાં કર્યો હોય એમ ટેવિયે તો તે પણ સંવત ૧૭૭૭ પહેલાં રચાયો કહેવાય. આ રીતે અમે એના કવનકાળનો

તેથી જે આ છપ્પાને અનુલક્ષીને લખેલી પંક્તિ જે ઉપર આપી છે, તે માર્કંડેયપુરાણમાંની છે; ને માર્કંડેયપુરાણની રચ્યા સાલ સં ૧૭૬૬ છે. એ ઉપરથી સામળના કવનકાળનો સંવત ૧૭૭૦નો અડસટે અવધિ બાંધિયે તો અયોગ્ય નહિ ગણાય. આશરે અર્ધા શતકની સાક્ષરપ્રવૃત્તિ ધરાવનાર સામળે પ્રેમાનંદ જેટલું જ લાંબું આયુષ્ય ભોગવ્યું હોય એવું ધ્યાનમાં લીધેલી હકીકત ઉપરથી સમજાય છે.

સામળ સાથેના વિગ્રહના જેટલા જ મહત્ત્વનો પ્રેમાનંદનો પુરાણીઓ સાથેનો વિરોધ છે. સંસ્કૃતમાં કથા કહેવી મૂકી ગૂજરાતીમાં પોતે રચેલા આખ્યાનથી પ્રેમાનંદે કથા કહેવા માંડી, ત્યાંથી જ વિરોધનું મૂળ રોપાયું. એની રસમય બાનીથી લોકનાં મન આકર્ષાયાં, ને પુરાણીઆવાનાં માન ઘટયાં. પ્રેમાનંદનાં આરંભનાં આખ્યાનોમાં વિષ્ણુદાસ, નાકર, શિવદાસના વારાથી ચાલી આવેલી શૈલી પ્રમાણે સંક્ષેપમાં કથાભાગ જ ઘણું કરીને ઊતારેલો જોવામાં આવતો, મૂળના જેવો રસ જમાવવા તરફ લક્ષ હોય એવું દીસતું નહતું. તેને લીધે પુરાણીઓ તેનો ઉપહાસ કરતા. આથી પ્રેમાનદે સંસ્કૃતને વીસરાવી દે એવાં રસમય ઋષ્યશૃંગાખ્યાન, અભિમન્યુઆખ્યાન, માંધાતાઆખ્યાન જેવાં આખ્યાનો રચ્યાં. ત્યારે મૂળનું જ્ઞાન નહિ તેથી મૂળનો અર્થ અને રસ જેવો ને તેવો જાળવી નથી શકાતો, ફાવે તેમ ગપાટા મારે છે એવું કહી પુરાણીઓ પ્રેમાનંદનો અધિક્ષેપ કરવા લાગ્યા. એમનો નાદ ઊતારવા તથા તેમને જરા મ્હેરા-

---

અવધિ સંવત ૧૭૭૦ માં બાંધ્યો છે. અહિં કહેવું જોઇએ કે બૃ. કા. દો. ગ્રં. ૬ માં વેતાલપચીસીને છેડે સં. ૧૭૭૫ થી સંવત ૧૭૮૫ સુધીમાં સિંહાસનબત્રીશીની બત્રીસ વાર્તા પૂરી કરી એવું લખ્યું છે; અને બૃ. કા. દો.માં પદ્માવતી સં. ૧૭૭૪ માં રચ્યાનું જણાવ્યું છે.

ખોખરા કરવા અને રત્નેશ્વરને દૂષથી કનડવાનો દાવ વાળવા પ્રેમાનંદે માર્કંડેયપુરાણનો અનુવાદ હાથમાં લીધો. એ પુરાણને અંતે નીચે પ્રમાણે વચન છેઃ—

જ્ઞાત[૩૨] હશે તે જાણશે અજ્ઞાતને શું કહેવું?
અતિશય વૃદ્ધિંગત થયું'તું નિંદકતણું શિર દેવું
તે આ સમયે નવ આપિયે તો પરભવ પડે આપવું જાણ
ઝાડ માંહે ઝાડ ઉગી વાળી લે માગતું નિર્વાણ.
એમ જાણી આપી દીધું, વળી થાય માગણ અન્ય કોઈ
ત્યારે ધર્મ ધોઈશું સહુ જોઇશું, કહે કોઇ શું દ્વિજ સોઇ
વનમાર્જારીને ખીજવી મધ્ય મૂક્યો પુરોડાશ પાવક
પછે મીંચી રે'વું બેસી કયમ પ્રસિદ્ધિપ્રાપ્તિ થાય પૂજન
મૂર્ખજન કરતા શોચ એવો, નવ રહે ઉદય અસ્ત સદાય
કોઇ મહાવ્યાઘ્ર આવી માર્જારી હણશે પુરોડાશને દૂષી ખાય.

વેર ક્યારનુંએ એવું ભારે જામ્યું હતું કે સંવત ૧૭૩૭માં હરિદાસે ભારતસાર લખ્યો તેમાં એ શમપ્રધાન વણિકકવિથી પણ પુરાણીઓ ઉપર વાક્પ્રહાર કર્યા વગર રહેવાયું નહિ. વીસમા કડવામાં તે લખે છે કે

કહે સુણે ભારત પૂરું જી તેનું આવરદા થાય અધૂરું જી
એ તો મૂર્ખકેરી છે વાતો જી જાણો અજ્ઞાનકેરી રાતો જી
નવ જાણે પુરાણી બાવાજી તેથી એવા ઢોંગ મચાવ્યા જી.

---

૩૨ કદાચ આ 'જ્ઞાત' પદને અનુલક્ષી વેદાંત મર્મના અષ્ટાવક્રાખ્યાનના આરંભના કડવાને છેડે નીચેની પંક્તિઓ મૂકી હોયઃ—

અદ્વૈતકમલમકરંદ મોટા 'દુર્બુદ્ધિ' શું ચાખે.
......મારી ? કુંઠિત થાય કપાટ રે,
બ્રહ્મજ્ઞાની શો પૂર્ણ નહિ; માનું વસમી વાટ રે.

બીજી તરફ રત્નેશ્વરે સંવત ૧૭૩૯ માં તેજોદ્વેષી પુરાણીઓની વૃત્તિ પડાવવા ભાગવત આરંભ્યું, અને રેંટિયા ભાગવત પણ પાછળથી રચ્યું અને આગળ જતાં જૈમિનીય ભારતનો પણ અનુવાદ આદર્યો. સામળ સાથેના વિવાદમાં મર્યાદા જાળવી મૂગો રહેનાર સાત્ત્વિક પ્રેમાનંદ શાંતિ ખોઈ પુરાણીઓ ઉપર માર્કંડેય-પુરાણમાં ઠેકાણે ઠેકાણે વાગ્વજ્રના પ્રહાર ઉપર પ્રહાર કરે છે, તે વૈર બહુ ઊંડું જામ્યાનું સૂચવે છે. સંવત ૧૭૩૭ માં એ વૈર જૂનું થયું જણાય છે તે ઉપરથી [૩૩]સંવત ૧૭૩૦ માં એટલે કે સામળ સાથે ઝગડો ઊભો થયા પછી પાંચેક વર્ષે એ વૈરનો આરંભ અટકળી શકાય છે. સમાધાનકાળ માર્કંડેયપુરાણની સમાપ્તિના નીચેના વળણમાં સૂચિત છેઃ—

ક્ષમા કરજો પુરાણી બાવા ! આવા થાશો ન; કોઈ જુએ ફરી રે.

રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ માર્કંડેયપુરાણાંતર્ગત હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીમાહાત્મ્યની ગમે તે સાલ આપે, પરંતુ માર્કંડેયપુરાણ તો સંવત ૧૭૬૫ માં[૩૪] રચાયું એમ ફરી ફરી એ ગ્રંથમાં કરેલા સમયનિર્દેશથી ખાતરી થાય છે; અને તે ઉપરથી પુરાણી સાથેના વિરોધની સમાપ્તિ સંવત ૧૭૬૫ માં એટલે સામળ સાથેના ઝગડાની સમાપ્તિ પહેલાં આશરે પાંચેક વર્ષે

---

૩૩. સંવત ૧૭૨૯ ના ઋષ્યશૃંગાખ્યાનમાં પુરાણીના નીચે મુજબ ગૂઢ ઉપહાસ છેઃ—

બન્યા પુરાણી બુલબુલા, સુસ્વરે ભાખે જ્ઞાન;
ઉપપુરાણ પુરાણનું; મેળવે બહુ માન.

૩૪. बृ. का. दो. હરિ.-બૃ. કા. દો. પ. પૃ. ૨૫૭-૩૦૪ **૧૭૫૦,** દેવીમાં બૃ. કા. દો. પ. પૃ. ૩૦૫-૩૧૯ **૧૭૫૨** માર્કંડેય પુ. ૧૭૬૫ શ્રાવણ વૈધૃતિ (વડોદરા)

કલ્પી શકાય છે. આ વિરોધનો વૃત્તાંત વલ્લભે પ્રેમાનંદ-કથામાં સમાવ્યો જણાય છે.

પુરાણી બાવા સાથે મચેલો ઝગડો તમ:પ્રધાન હતો; સામળ ભટ સાથેનો સાક્ષરવિગ્રહ રજોગુણી હતો; જ્યારે હિંદુસ્તાની સાથેની પ્રેમાનંદની પ્રતિસ્પર્ધા કેવળ સાત્ત્વિક હતી. એ પ્રતિસ્પર્ધાની હકીકત હવે જોઇએ. વિક્રમના સત્તરમા અઢારમા શતકમાં હિંદુસ્તાની સિવાયની દેશી ભાષાઓ બહુ પાછળ હતી. જ્યારે સિંધી કેવળ બીજાવસ્થામાં હતી, જ્યારે બંગાળી પાંગરવા માંડી હતી, જ્યારે પંજાબીનો રોપ ઊછરી ઊંચો વધતો હતો, જ્યારે મરાઠીનો વેલો વાડની વાટ જોતો ભોંય પર પથરાતો હતો, ને જે વખતે ગૂજરાતીનું કદળીવન એક શતકથી સારા પાણી પાનારની ખોટથી નાછરું સોટા જેવું જણાતું હતું, તે વખતે હિંદુસ્તાનીનો અક્ષયવડ અડાબીડ શતાવધિ થડથી અને અનેક યોજન ઘેરી લેતી ઘટાથી પ્રસિદ્ધ પંચવટીને ક્યાંએ વીસરાવી દે એવો ફાલી રહ્યો હતો. બૌદ્ધ ધર્મનો સહસ્રશિખાવાળો પ્રદીપ નિર્વાણ પામ્યો તે પછીના મંથનકાળમાં ધર્મમૂર્તિ રામચંદ્ર અને પ્રેમમૂર્તિ કૃષ્ણચંદ્રની ભાવના સાર્વત્રિક પ્રસાર ને પ્રચાર પામી, તેમણે સાત્ત્વિક ધર્મવૃત્તિમાં લીન અને રાજસ પ્રેમભક્તિમાં મગ્ન તુલસીદાસ સૂરદાસ આદિ અનેક કવિઓને જન્મ આપ્યો. તેમણે હિંદુસ્તાની સાહિત્યનો સાગર છલકાવી નાંખ્યો. એ હિંદુસ્તાની ભાષા આખા આર્યાવર્તમાં પ્રસરી હતી. જ્યારે બીજી ભાષાઓ દેશવિશેષના નામથી ઓળખાતી હતી, ત્યારે હિંદુસ્તાની ખાસ કરીને ભાખા એવા ગૌરવ પ્રકાશતા નામથી વિખ્યાત હતી. પ્રાચીન કાળમાં લોકભાષા કોઈ ને કોઈ પ્રાકૃત છતાં શિષ્ટમંડળમાં સંસ્કૃત જે પ્રતિષ્ઠા પામતી અને અર્વાચીન કાળમાં ઇંગ્રેજી પામે છે, તે પ્રતિષ્ઠા મધ્યકાળમાં હિંદુસ્તાની પામી હતી:

બીજી તરફ રત્નેશ્વરે સંવત ૧૭૩૯ માં તેજોદ્વેષી પુરાણીઓની વૃત્તિ પડાવવા ભાગવત આરંભ્યું, અને રેંટિયા ભાગવત પણ પાછળથી રચ્યું અને આગળ જતાં જૈમિનીય ભારતનો પણ અનુવાદ આદર્યો. સામળ સાથેના વિવાદમાં મર્યાદા જાળવી મૂગો રહેનાર સાત્ત્વિક પ્રેમાનંદ શાંતિ ખોઈ પુરાણીઓ ઉપર માર્કંડેય-પુરાણમાં ઠેકાણે ઠેકાણે વાગ્વજ્રના પ્રહાર ઉપર પ્રહાર કરે છે, તે વૈર બહુ ઊંડું જામ્યાનું સૂચવે છે. સંવત ૧૭૩૭ માં એ વૈર જૂનું થયું જણાય છે તે ઉપરથી [૩૩]સંવત ૧૭૩૦ માં એટલે કે સામળ સાથે ઝગડો ઊભો થયા પછી પાંચેક વર્ષે એ વૈરનો આરંભ અટકળી શકાય છે. સમાધાનકાળ માર્કંડેયપુરાણની સમાપ્તિના નીચેના વળણમાં સૂચિત છેઃ—

ક્ષમા કરજો પુરાણી બાવા ! આવા થાશો ન; કોઇ જુએ ફરી રે.

રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ માર્કંડેયપુરાણાંતર્ગત હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીમાહાત્મ્યની ગમે તે સાલ આપે, પરંતુ માર્કંડેયપુરાણ તો સંવત ૧૭૬૫ માં[૩૪] રચાયું એમ ફરી ફરી એ ગ્રંથમાં કરેલા સમયનિર્દેશથી ખાતરી થાય છે; અને તે ઉપરથી પુરાણી સાથેના વિરોધની સમાપ્તિ સંવત ૧૭૬૫ માં એટલે સામળ સાથેના ઝગડાની સમાપ્તિ પહેલાં આશરે પાંચેક વર્ષે

---

૩૩. સંવત ૧૭૨૯ના ઋષ્યશૃંગાખ્યાનમાં પુરાણીના નીચે મુજબ ગૂઢ ઉપહાસ છેઃ—

બન્યા પુરાણી બુલબુલા, સુસ્વરે ભાખે જ્ઞાન;
ઉપપુરાણ પુરાણનું; મેળવે બહુ માન.

૩૪. वृ. का. दो. હરિ.–બૃ. કા. દો. ૫. પૃ. ૨૫૭–૩૦૪ **૧૭૫૦,** દેવીમાં બૃ. કા. દો. ૫. પૃ. ૩૦૫–૩૧૯ **૧૭૫૨** માર્કંડેય પુ. ૧૭૬૫ શ્રાવણ વૈધૃતિ (વડોદરા)

કલ્પી શકાય છે. આ વિરોધનો વૃત્તાંત વલ્લભે પ્રેમાનંદ-કથામાં સમાવ્યો જણાય છે.

પુરાણી બાવા સાથે મચેલો ઝગડો તમઃપ્રધાન હતો; સામળ ભટ સાથેનો સાક્ષરવિગ્રહ રજોગુણી હતો; જ્યારે હિંદુસ્તાની સાથેની પ્રેમાનંદની પ્રતિસ્પર્ધા કેવળ સાત્ત્વિક હતી. એ પ્રતિસ્પર્ધાની હકીકત હવે જોઈએ. વિક્રમના સત્તરમા અઢારમા શતકમાં હિંદુસ્તાની સિવાયની દેશી ભાષાઓ બહુ પાછળ હતી. જ્યારે સિંધી કેવળ બીજાવસ્થામાં હતી, જ્યારે બંગાળી પાંગરવા માંડી હતી, જ્યારે પંજાબીનો રોપ ઊછરી ઊંચો વધતો હતો, જ્યારે મરાઠીનો વેલો વાડની વાટ જોતો ભોંય પર પથરાતો હતો, ને જે વખતે ગૂજરાતીનું કદળીવન એક શતકથી સારા પાણી પાનારની ખોટથી નછરું સોટા જેવું જણાતું હતું, તે વખતે હિંદુસ્તાનીનો અક્ષયવડ અડાબીડ શતાવધિ થડથી અને અનેક યોજન ઘેરી લેતી ઘટાથી પ્રસિદ્ધ પંચવટીને ક્યાંએ વીસરાવી દે એવો ફાલી રહ્યો હતો. બૌદ્ધ ધર્મનો સહસ્રશિખાવાળો પ્રદીપ નિર્વાણ પામ્યો તે પછીના મંથનકાળમાં ધર્મમૂર્તિ રામચંદ્ર અને પ્રેમમૂર્તિ કૃષ્ણચંદ્રની ભાવના સાર્વત્રિક પ્રસાર ને પ્રચાર પામી, તેમણે સાત્ત્વિક ધર્મવૃત્તિમાં લીન અને રાજસ પ્રેમભક્તિમાં મગ્ન તુલસીદાસ સૂરદાસ આદિ અનેક કવિઓને જન્મ આપ્યો. તેમણે હિંદુસ્તાની સાહિત્યનો સાગર છલકાવી નાંખ્યો. એ હિંદુસ્તાની ભાષા આખા આર્યાવર્તમાં પ્રસરી હતી. જ્યારે બીજી ભાષાઓ દેશવિશેષના નામથી ઓળખાતી હતી, ત્યારે હિંદુસ્તાની ખાસ કરીને ભાખા એવા ગૌરવ પ્રકાશતા નામથી વિખ્યાત હતી. પ્રાચીન કાળમાં લોકભાષા કોઈ ને કોઈ પ્રાકૃત છતાં શિષ્ટમંડળમાં સંસ્કૃત જે પ્રતિષ્ઠા પામતી અને અર્વાચીન કાળમાં ઈંગ્રેજી પામે છે, તે પ્રતિષ્ઠા મધ્યકાળમાં હિંદુસ્તાની પામી હતી.

તેમાં કાવ્યો આખ્યાનો અને રાસા જ માત્ર રચાયા ન હતા, પણ રસ અલંકાર છંદ સંગીત અને નીતિના શાસ્ત્રીય વિષય પણ ચર્ચાયા હતા. રાજનીતિમાં રાજ્યનાં અંગમાં કવિની ગણના થઈ હતી, અને રાજદરબારમાં હિંદુસ્તાની કવિતા પોસાતી તથા પૂજાતી હતી. હિંદુસ્તાનના પાયતખ્ત દિલ્હીમાં જ નહિ, ગંગા યમુના અને સરયૂના પવિત્ર તીરમાં જ નહિ, પણ જયપુર ઉદેપુર વગેરે રાજસ્થાનમાં, ગૂજરાતમાં અને છેક મહારાષ્ટ્રમાં પણ હિંદી કવિઓ સંમાન પામતા. આરબી અને ફારસીના પક્ષપાતી મુગલ શહાનશાહ શાહજહાન અને મહારાષ્ટ્રધર્મનો ઝંડો ઊઠાવનાર મરાઠીના સંગી છત્રપતિ શિવાજીએ સુંદરશૃંગારના અને શિવરાજબાવનીના કર્તાને લખપસાય આપ્યો હતો. આ રીતે હિમાલયથી માંડીને વિંધ્યાચળ અને સાતપૂડાની આડ ઓળંગી હિંદુસ્તાની દક્ષિણમાં પગદંડો ચલાવી રહી હતી. તે સમયના રાજારજવાડામાં, કવિકોવિદમાં અને સાધુસંતમાં માન પામતી ભાષા જોઈયે તો હિંદુસ્તાની જ હતી. સ્વરાજ્યના પ્રતાપે મરાઠી[૩૫] મહારાષ્ટ્રમાં પૂજા પામતી થઈ હતી. પરંતુ હિંદુસ્તાનીની બરાબર તે પણ થઈ શકી ન હતી. વસ્તુસ્થિતિ આવી હતી, ત્યાં સ્વરાજ્યરહિત ધાર્મિક અને સામાજિક જીવનમાં ચૈતન્યરહિત ગૂજરાતની ભાષાની પદવિ ક્યાંથી ઊંચી હોય ? હિંદુસ્તાનીનું રસપાન કરવાને ટેવાયલા ગૂજરાતના સુબા સુલતાન ને નવાબો તથા રાવરાણાઓ ને રાજાઓનું મત જ એવું ભૂલભરેલું બંધાઈ ગયું હતું કે ગુર્જરગિરામાં અને ગુર્જરદેશમાં ઊંચા પ્રકારના સાહિત્યની ખીલવણી

---

૩૫. જુઓ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાનમાંથી પૂર્વે આપેલા ઊતારાની નીચેની પંક્તિ:—

કોક ભાષાદેવી દીન મલિન ને માલ વની,
કરે માલ વાળી તેને; સાજ શો સજાવિયો ! ! !

માટે યોગ્યતા જ છે નહિ! ધાવને ધાવી ઊછરેલા રાજવર્ગની. સ્વમાતા પ્રત્યેની આવી અઘટિત અવજ્ઞાને લીધે પ્રેમાનંદને ગૂજરાતના અધ્યક્ષો પ્રત્યે અત્યંત તિરસ્કાર વછૂટે, અને તે શાંત સાત્ત્વિક વૃત્તિનો પણ ભાષાભિમાની કવિ તપતીઆખ્યાનની પ્રસ્તાવનામાં એવા અધ્યક્ષોને આ ભૂમિભારે મારતા વર્ણવે એમાં શી અતિશયોક્તિ છે, શું આશ્ચર્ય છે? અફસોસ! સત્તરમા શતકની ગણત્રીમાં ગૂજરાતી છેક તુચ્છ લેખાતી અને જે તે એમ જ કહેતા કેઃ—

अवेतवेका सोलहि आने, अठेकठेका वार,
आठ हि आने इकडांतिकडं, शुंशां पेसे चार.

આવાં અધિક્ષેપનાં વચન ભાષાભક્ત કવિ સહન કરી શક્યો નહિ. ઉદાત્ત રોષથી તે હિંદુસ્તાની સાહિત્યને ઝાંખું પાડે એવાં કાવ્યો રચવામાં પોતે ઉદ્યક્ત થયો, એટલું જ નહિ, પણ પોતે સ્થાપેલા કવિમંડળમાં અગ્રસ્થાને વિરાજતા કુળદીપક વલ્લભને હિંદુસ્તાનીને ટકાર મારે એવાં કાવ્યો રચવા આજ્ઞા કરી. પિતાપુત્રે કર્ણચરિત્ર, દુઃશાસનરુધિરપાન આદિ અનેક કાવ્યો રચી ‘શુંશાં પેસે ચાર’ કહી ગૂજરાતીનું ઉપહાસ કરનાર હિંદુસ્તાનીને હંફાવ્યો. કુંતીપ્રસન્નાખ્યાનની પ્રસ્તાવના શરૂ જ નીચે પ્રમાણે થાય છેઃ

ચંદે છંદબંદ્ધ રચ્યો રાસ આશ આણી ઉર,
પ્રેમાનંદ આગે મંદ ગતિ તેની લેખિયે;

ભારત સમું પ્રમાણ! રાસાના તમાશા ભાળો!
કર્યા ભારત બે ત્રણ; આરત ઉવેખિયે!

પૃથ્વીશપ્રશંસા કથી માન શેનું મોધું તેમાં?
પ્રેમાનંદની કવિતા સવિતા શી પેખિયે;

બ્રાહ્મણથી ભાટ થયા; વંશ જ વિધિના આ તો;
કવીશ્વરના પિતાથી ચંદ મંદ દેખિયે.
કવી જેની કવિતા નિકંદન તેનું કરાવ્યું;
પાંચ સાત નારી ભેળી નર નીપજાવિયો;
તોડયા શબ્દ છોડયા નહિ; જોડયા કર તોય ઝૂડયા;
રૂડા રસિકે ન જોયું ભાવ શો ભજાવિયો?

પેટ કાજે વેઠ કરી ઠેઠ તેય પ્હોચી નહિ;
ભેટ ભૂંડી મર્ણકાળે, દેશ આ તજાવિયો!

ઝવેરી ઝવેર-જાણ! કરું શાં મુખે વખાણ?
મંદ ચંદ લખી 'ચંદ છંદ' થી સજાવિયો!

ચંદે એક રાસો લખ્યો સવાલક્ષ પૂર કેરો.
એક પુત્ર શા હિસાબે? દુનિયાનો રાહ છે;

રાસા જેવડા બૃહત પૂરમાં અધિક એથી
ત્રણ ગ્રંથ લખ્યા પ્રેમેઃ કોની વાહવાહ છે?
સુત મારા જેવો કવિ; રવિ જોઈ ઝાંખો પડે;
ચંદનો તે છંદ કશો? મંદ સૌ ઉજાહ છે.

ઠામી ઠોકી ઢોલ વાઇ કવીશ્વર વલ્લભ કહે
ચંદ મંદ, પ્રેમ પૂર-આનંદ અનાહ છે.

મુઓ પ્રથીરાજ અરિહાથ એ પ્રખ્યાત વાત;
કર્ણકેરી એવી ખ્યાત, જગતજન જાણ છે;
પ્રથીરાજરાસો અને કર્ણનું ચરિત્ર વાંચો;
રાસાનો તમાસો ચઢે, કવિ વ્યર્થ વાણ છે.
કર્યું લાંબું પિંગળ અસંગળની વાત જેમાં;
એમાં કવિત્વ કશું છે? અન્ન તેના પ્રાણ છે.

ઉપરના ઊતારામાં સવાલક્ષ પૂરથી પણ મોટાં રાસાની સરસાઇ કરનારાં ત્રણ કાવ્યમાંથી એકેનું નામ સરખું આપણે જાણતા નથી! કર્ણચરિત્ર પણ અપભ્રંશ कर्णपराक्रम અને પૈશાચી वृहत्कथानी પેઠે માત્ર નામથી જ કર્ણગોચર છે, ને તે પણ વલ્લભે પ્રસંગવશાત નામ લીધું છે તેથી જ. આટઆટલું કરનાર પ્રેમાનંદની કે તેના પુત્ર વલ્લભની તેમની હયાતીમાં લોક ખૂઝ જાણી જણાતી નથી, જેને લીધે વલ્લભ અત્યંત રોષે ભરાઈ કુંતીપ્રસન્નાખ્યાનમાં લખે છે કે:—

ધિક ગુર્જર! છે ધિક! રસિક ન સાથ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને પિછાણ્યો ના કોઈએ!
છંદ પ્રેમતણા ઘણા; પદમાં તો શેની મણા?
દૂહા ને ચોપાઈ ઘણી સાખબંધ જોઈયે.

ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો,
એવું નવ જુએ કોઈ; ખાંતે ખરું ખોઇયે;
મૂગા મૂઢ નિર્લજ્જ સૌ પેટે પડિયા પાષાણ!
ગૂજરાત શુષ્ક થયો, શું રસાળ બોઇયે?

છંદ, પદ, દૂહા ને ચોપાઈ લખવામાં પ્રેમાનંદની સરસાઈ નીચેના સુપ્રસિદ્ધ દૂહામાના ચંદબરદાઇ, સૂરદાસ, બિહારીદાસ અને તુલસીદાસ સાથે અભિપ્રેત છે:—

चंद छंद, पद सुरके, दूहा बिहारीदास,
चोपै तुलसीदासकी, केशव कविताविलास.

કેશવદાસનો અનિર્દિષ્ટ પ્રતિસ્પર્ધી તે વલ્લભ પોતે જ. સદ્ભાગ્ય કે આત્મશ્લાઘામાં પ્રવીણ ફક્કડ કવિએ પોતાના કવિતનાં વખાણ નથી કર્યાં!

હિંદુસ્તાની સામે બાકરી બાંધી ત્યારે પ્રેમાનંદ પડોશની મરાઠીને વીસરી ગયો ન હતો, તે આપણે તપત્યાખ્યાનના વાક્યમાં જોઇયે છિયે. તેમાં ગૌરવનું મર્મ પ્રકાશતું સાર્થક 'મહા' વિશેષણ જે ગુર્જરીને લગાડ્યું છે, તે ડિત્થડવિત્થવત મહારાષ્ટ્રી સંજ્ઞા સંભારીને લગાડ્યું જણાય છે. વળી એ જ નાટકની પ્રસ્તાવનામાં વ્રજવાસી સાથે મહારાષ્ટ્રી નટને પણ ખડખડિયું આપવાનું કહ્યું છે, તે દર્શાવે છે કે કવિ મરાઠીને ભૂલી ગયો ન હતો. રોપદર્શિકાસત્યભામાખ્યાનના ચોથા અંકમાં ગોપ શ્રીદામાને મુખે હિંદી 'ચલિયે ચલિયે' તથા ગૂજરાતી 'ચાલો ચાલો' ની વચ્ચે चला चला મૂકી દીધું છે તે મરાઠીની સ્મૃતિ જાગ્રત હોવાની સાક્ષી આપે છે. કેશવદાસ બિહારીદાસ અને તુલસીદાસના છંદ ગૂજરાતીમાં ઊતાર્યા તેમ તુકારામના અભંગ અને વામન પંડિતનાં વૃત્તો પ્રેમાનંદે ઊતારવા કાળજી દર્શાવી છે. પેશવાઇની ઘનઘટામાં મહારાષ્ટ્રી મયૂરની કેકાવલી સંભળાઇ, તે આપણી રસાળ ગુર્જરકુંજના કોકિલનો પંચમ સંભળાતો બંધ પડ્યો તેના પછી. પોતાના સમય પહેલાંના લોકપ્રિય કવિ તુકારામને અને વિદ્વત્પ્રિય કવિ વામનને તો પ્રેમાનંદે વીસાર્યા ન હતા. પરંતુ હિંદુસ્તાનીની સ્પર્ધા આદર્યા બાદ મરાઠીની સ્પર્ધા આદરવા જેવું રહેતું નથી એમ કરી તેને ઝપાટામાં નહિ લીધી હોય.

હિંદુસ્તાની અને મરાઠી સાહિત્ય નવીન કલ્પના અને નાનાત્વના ચમત્કાર રહિત હતું. દેવગિરાની સરખામણીમાં તે કંઇ જ ન હતું. સંસ્કૃતના મહાકાવ્ય અને ચંપૂનાં, નાટક અને નાટિકાનાં, આખ્યાયિકા અને કથાનાં હિંદુસ્તાની મરાઠીને સ્વપ્ન પણ આવ્યાં ન હતાં. ગીર્વાણના જેવી નૂતન સૃષ્ટિ રચી ગુર્જર

સાહિત્યને ઉચ્ચ સ્થાને પહોંચાડી અઢારમા શતકના સાક્ષરયુગના વિશ્વામિત્ર બનવું, એવી ઉદાર અભિલાષા ભાષાભક્ત કવિના હૃદયમાં પ્રાદુર્ભાવ પામી. એ આંતરપ્રેરણાથી લોકની રસવૃત્તિ ઉચ્ચગામી કરવા લોકપ્રિય દેશીના બંધારણમાં [૩૬]અભિમન્યુ-આખ્યાન અને માંધાતાઆખ્યાન પ્રેમાનંદે રચ્યાં; એ આંતર પ્રેરણાથી સંસ્કૃત આદર્શનો પરિચય કરાવવા રઘુવંશ અને માર્કંડેય પુરાણના અનુવાદ આદર્યા; એ જ આંતર પ્રેરણાથી અદ્દ્ભુત તર્ક અને અલંકારનો ચમત્કાર દર્શાવવા ઋષ્યશૃંગાખ્યાન લખ્યું. વળી છંદશાસ્ત્રના મર્મજ્ઞને સંતોખવા જાતિ અને વૃત્તના અજાણ્યા પ્રદેશમાં પણ તેણે ઝંપલાવ્યું અને યતિભંગથી દૂષિત પણ મહાકાવ્યના લક્ષણથી ભૂષિત દ્રૌપદીહરણ આઠ દિવસમાં લખી કાઢ્યું; શાસ્ત્રમાં વ્યુત્પત્તિનો ભાસ આપવા મધુર નિર્દોષ

૩૬. અભિમન્યુઆખ્યાન. રચ્યાસાલ એક પ્રતમાં સં. ૧૭૨૮ શ્રાવણ સુદિ ૩. અભિમન્યુઆખ્યાન નાંદોદના રાજા વૈરિસાલજી (રાજ્યકાળ ઇ.સ. ૧૮૩૭-૧૮૬૮-[? ૧૮૫૮])પાસે બ્રાહ્મણ વાંચતો હતો, તે વખતે વીર રસથી ઉશ્કેરાઈ એકર જપૂત તલવાર કાઢી વીર હાક કરી ઊઠયો ને સભામાં નાશભાગ ખળભળાટ થઈ રહ્યો. કથાભટની કથા કહેવાની આવી અસાધારણ કુશળતા અને છટાથી પ્રસન્ન થઇ રાજાએ તેને રોજનો ટકો (ત્રણ પૈસા) વરસાસનમાં બાંધી આપ્યો. તે હજુ પણ તેના વંશજને જકાત ખાતામાંથી મળ્યો જાય છે. કથાભ નો પૌત્ર પ્રહ્લાદજી હાલ નાંદોદ વર્ના. ક્ર્યુચ સ્કુલમાં આસિસ્ટંટ છે. તેને ત્યાં પુસ્તકોની પેટી ભરેલી હતી. પણ હાલ તો એકે પુસ્તક સમ ખાવા તેની પાસે નથી. કહે છે કે એનો બાપ ગુજરી ગયો, ત્યારે પ્રહ્લાદ અને તેનો મોટો ભાઈ જે હાલ ટકો ખાય છે તે બંને ન્હાના હતા. તેના વખતમાં કેટલાંક પુસ્તકો ઊતારવાનું નામ દેઇ લોક લેઇ ગયા તે તેમણે પાછાં આપ્યાં નહિ. બીજું ચાર પૈસે શેરને ભાવે બજારના ગાંધીઓને એ બે ભાઇઓની માએ પડીકાં બાંધવા આપી દીધાં ! ! !

વૃત્ત અને જાતિમાં અષ્ટાવક્રાખ્યાન લખી શાસ્ત્રકાવ્યનું ગુર્જર સાહિત્યમાં પહેલપહેલું વિલક્ષણ આદર્શ પણ તેણે રચ્યું; અને જે વખતે સંસ્કૃતમાં પણ પંડિત કવિઓને હાથે સારાં નાટકો લખાતાં બંધ પડયાં હતાં તથા હિંદુસ્તાની કે મરાઠીમાં નાટક મૂળમાં લખાયાં જ ન હતાં, તે વખતે કાલિદાસ, ભવભૂતિ, વિશાખદત્ત, હર્ષદેવ, શૂદ્રક અને નારાયણે મળી જેટલાં નાટકો લખ્યાં છે તેટલાં પ્રેમાનંદે એકલે લખ્યાં; જેમાંનાં ત્રણ જ સ્વર્ગસ્થ દીવાન બહાદુર મણિભાઈ જસભાઈની યશસ્વી યોજનાથી મુદ્રાંકિત થવા પામ્યાં છે. એ નાટકો ગૂજરાતીમાં અત્યાર સુધીમાં રચાયલાં બીજાં બધાં નાટકોથી ચઢિયાતાં છે; અને સંસ્કૃતમાં કાળિદાસ અને ભવભૂતિની કૃતિ બાજુ ઉપર રાખિયે તો બીજાં જે નાટકો રચ્યાં તેનાથી એ ઊતરે એવાં કહી શકાય નહિ. પ્રેમાનંદના આ મહાન આરંભનું એક તરફથી ભરતનાટયશાસ્ત્રને જ વળગી રહી સંકુચિત દૃષ્ટિવાળા બનેલા પંડિતોએ અને બીજી તરફથી રાસલીલાના રસિયા વ્રજવાસીએ તથા આખ્યાનનાં પેખણાંનો પરિચય ધરાવતા મહારાષ્ટ્રીએ ઉપહાસ કરવા માંડયો હોય એમ તે તે નાટકની પ્રસ્તાવના ઉપરથી સમજાય છે: રોષદર્શિકાસત્યભામાખ્યાનમાં સંસ્કૃતનો હિમાયતી પારિપાર્શ્વિક નીચેના શબ્દોમાં હૃદયમાં ન સમાતા રોષનો ઊભરો કાઢે છે:—

પારિપાર્શ્વિક—" ભાવ !...કાલિદાસ ભવભૂતિ બાણ ('ભાસ' કદાચ મૂળ પાઠ હશે) સોમિલ જયદેવાદિ કવીશ્વરોનાં નાટક છતાં—ને તે પણ દેવગિરામાં, ગુણાદિથી હીન ગુર્જરગિરામાં—અને તે પણ નવીન નામધારી પ્રેમાનંદ ગ્રથિત વસ્તુનો પ્રયોગ કરવો એ કેવી હસારત ! ! ! તમે તો નાટક શબ્દને પણ નાતબહાર મૂકયો

છે. આખ્યાન અને તે ભજવવું ! શિવશિવ ! આપણે તો નથી સાંભળ્યું, નથી જોયું, કે નથી જાણ્યું. ગમે તેમ થાઓ, પરંતુ કહો કે તમે ઉત્તમ પાત્રની જે દેવગિરા, તેનો તો ગોટો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો, પણ સામાન્ય પાત્રની બાલભાષા વિષે શું બોલો છો ?"

તપત્યાખ્યાનમાં વ્રજવાસી અને મહારાષ્ટ્રીકૃત તિરસ્કારનું સૂચન નીચેની ઉક્તિમાં મળી આવે છેઃ–

પારિપાર્શ્વિક—"આર્ય...પેલો વ્રજવાસી અને મહારાષ્ટ્રી આ પ્રયોગનું ઉપહાસ કર્યા કરે છે, તે અમારાથી દેખી ખમાતું નથી...એ એમ કહી મને ચીડવે છે કે ગુર્જરગિરા અને ગુર્જરદેશ આખ્યાન ભજવવા યોગ્ય નથી. તો શું મારે એ એમનું નરાતાળ જૂઠું કથન શ્રવણ કર્યા કરવું એવી તમારી ઈચ્છા છે ? એ એમ હોય તો અપરાધની ક્ષમા માગી કહું છું કે એવી ઇચ્છાવાળા અધ્યક્ષોએ જ આ ભૂમિ ભારે મારી છે !"

આવી પ્રતિકૂલતા છતાં પણ પોતે શી પ્રેરણાથી પ્રેરાઈ નાટકો લખ્યાં તેના ઉત્તરમાં પ્રેમાનંદ પાંચાલીપ્રસન્નાખ્યાનમાં સૂત્રધારના મુખે નીચે મુજબ કાકુપ્રશ્ન કરે છેઃ—

સૂત્રધાર—"મારિષ ! ........વિધાતાએ શું આ રંગભૂમિ ભાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકકેય રસજ્ઞ નહિ નીપજાવ્યો હોય !"

એ સ્વભાષા પર ભાવ ધરનાર રસજ્ઞ તે પ્રેમાનંદ જાતે જ. એની જાજ્વલ્યમાન ભાષાભક્તિ નાટકોનાં ભરતવાક્યોમાં ભભકી ઊઠે છે. તપત્યાખ્યાનમાં નટની પ્રાર્થના છે કે

જેવો આ ગૂજરાત દેશ સહુમાં શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
(તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારુતર છે, બ્રહ્મે ન જાયે કહ્યો)

એવા દેશની જે ગિરા ગુણવતી નામે મહા ગુર્જરી
વાધો તે સુરસે કસે ગુણગણે જો પ્રિય વાંછો હરિ !'

પાંચાલીપ્રસન્નાખ્યાનમાં નટો પ્રાર્થે છે કે

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે ફેલાય ફાલી ઘણી !
સર્વે દેશવિદેશ ગુર્જરગિરા સોહાય સોહામણી !
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાપ્ત થઇ છે; આ થાય શિરોમણિ !
અર્પો તો વિભુ એ જ અર્પણ કરો એ આશ પ્રેમીતણી.

ત્યમ વળી રોષદર્શિકામાં પ્રાર્થના છે કે

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી;
પાદે પાદ રસાળ ભૂખણવતી થાઓ સખી ઉપરી;
જે ગિર્વાણ–ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો વરી !'
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન વિષે એ આશ પૂરો હરિ !

પ્રેમાનંદની ભાષાભક્તિ નીચેની ઉક્તિઓમાં પણ સારી રીતે પ્રકાશે છેઃ—"ગુર્જરગિરા પ્રાજ્ઞને માટે સાહિત્યશાસ્ત્રમાં વર્ણવેલા સર્વગુણાદિથી સંપૂર્ણ ભરેલી છે ( તપત્યાખ્યાન ). પ્રાણનાથ ! મારી કુશળતાને માટે ધન્યવાદ આપ્યા કરતાં ગુર્જરગિરાના માધુર્યને જ માન આપવું વધારે સુઘટિત છે (પાંચાલીપ્રસન્નાખ્યાન). મારી સખી (ગુર્જરગિરા) આર્યપુત્રે આરંભેલા કાર્યથી ઘણી ખુશી થઈ છે."

वरं विरोधोऽपि समं महात्मभिः એ ન્યાયે સંસ્કૃત સાહિત્યની સરસાઈમાં ઉજ્જવળ ભાષાભક્તિ જે સમુલ્લાસ પામી તેનું દેશભક્તિમાં સંક્રમણ થયેલું પણ પ્રેમાનંદમાં જોઈયે છિયે. એ સ્વભૂમિના પક્ષપાતે મોટે ભાગે ગોચરવાળું ચરોત્તર તે ચારુતર બન્યું ! અથવા અપૂર્વ સાહિત્યસમૃદ્ધિથી પ્રેમાનંદે જેને ચારુતર જ બનાવ્યું છે તેનું હવે મૂળ કાઢીને પણ શું કામ છે? રોષદર્શિકાસત્યભામાખ્યાનમાં ચારુતર ભૂમિમાં જન્મ પામનારને

શ્રીકૃષ્ણભગવાનને મુખે ભાગ્યવાન ભાખ્યો છે. તપત્યાખ્યાનમાં સૂત્રધારને મ્હોડે કહેવરાવ્યું છે કે "ગુર્જર દેશ તો સર્વ પ્રકારના કાર્યારંભને માટે દેશવિદેશમાં વિખ્યાતિ પામેલો જ છે." વળી એમાં જ આગળ વ્રજવાસી અને મહારાષ્ટ્રી પ્રતિપક્ષીનાં મુખ મ્લાન કરવા ઋતુવર્ણનના મિષથી ગુર્જર ભૂમિનાં નીચે મુજબ નટી વખાણ કરે છેઃ—

[૩૭]અવલોકો વિદેશી લોકો રોકો દૃષ્ટિ વર્ષામાં;
ના ભાળો [૩૮]નાભાળો આતુર ચાતુર ચાતક તરપામાં.

---

૩૭. સરખાવો દયારામની ષડ્ઋતુકાવ્યના વર્ણનની નીચેની કડીઃ—
પેર્યાં નીલાંબર જો ધરા લહી પિયુરસ માતી
ઇંદ્રગોપ એ ચૂંદડી ચીરમાં રંગ રાતી (૧૧)

તપત્યાખ્યાનમાં અંક ૨ શ્લોક ૫ જે શાલિની તેમાં યતિભંગ છે. તે કાલનિર્ણયમાં ઉપયોગી થવા સંભવ છે. રોપદર્શિકાના અં. ૨ શ્લોક ૨જા શાલિનીના પ્રથમ ચરણમાં પણ યતિભંગ છે.

ત્રણ નાટકો પૈકી તપત્યાખ્યાન પ્રથમ લખાયલું જણાય છે. જુઓ એની પ્રસ્તાવનાઃ

નટી–કેમ પ્રાણવલ્લભ! મહત કાર્યનો આરંભ કરી શો વિચાર કરો છો? તપત્યાખ્યાન સુહૃજ્જનો સમક્ષ કહી બતાવાયલું છે. (જુઓ સદર.)

સૂત્રધાર–લો ચાલો ત્યારે હું પણ આ સુહૃજ્જનોને કહી બતાવું કે હવે હું મારા કાર્યનો આરંભ કરું છું.

અલબત આગળ **પ્રયોગની** વાત કરી છે. પણ નથી લાગતું કે નાટકો ભજવાયાં હોય.

નાટકો પ્રેમાનંદે પુષ્કળ ગ્રંથો રચી છેવટના ભાગમાં રચ્યાં એવું નીચેના ઉતારાથી સમજાય છેઃ—

સંવરણ–આટલાં ફળ ઓછાં છે........

વસંતક–તમારે શાં ફળ થોડાં હતાં? **મહારાજ! મરતાં સુધી ધરાવાય નહિ........**

તપત્યાખ્યાન પૃ. ૧૮૭

૩૮. આકાશવૃત્તિવાળો.

નવયૌવન કોઈ નારી રહી લીલી સાડી ધારી,
**ભાત ઇંદ્રગોપ શું પાડી;** અષ્ટાદશ ભારની વાડી
વિચિત્ર રંગે વિહંગમ અનંત વહંત.

અસુધર પશુ મદ**મતાં રાતાં**તાતાં છે આ વરષામાં;
પતિપત્ની સંયોગીન રોગી ગ્રે'છે શુચિ સુખ પરશામાં
ધરવે ધાન્ય જઈયે વારી, પરવે માન્યની બલિહારી
આ નંદનવન ન્હોયે, અધિક ગુર્જરભૂમિ હોયે
વા શકે રંગભૂમિ ઝુમી ઝઝૂમા.

પ્રેમાનંદનાં આ કાવ્યનાટકો લોકમાં એના ઓખાહરણ, રણયજ્ઞ, સુદામાચરિત્ર આદિ આખ્યાન જેવાં જાણીતાં નથી થયાં. તેને લીધે કેટલાક વિદ્વાનો તેમના તરફ અનાસ્થાની દૃષ્ટિએ જુએ છે. વળી 'એક કાંકરીએ બે પંખી મારવાં' અને 'કાગડો કામઠીને ધીરે એવો નથી' જેવી અંગ્રેજી કહેવતોને મળતી ઉક્તિઓ એ અત્યાર સુધી અપ્રખ્યાત રહેલા ગ્રંથોમાં મળી આવે છે, તેને લીધે પણ તેમને પ્રેમાનંદની કૃતિ કહેતાં અચકાય છે. જો લોકમાં અમુક કાવ્ય જાણીતું ન થયું માટે તે ચોકસ કવિની કલમથી લખાયલું ન હોય, એવી વ્યાપ્તિ બાંધી બેસિયે, તો ગૂજરાતીમાં કાદંબરી રચવાનું માન ભાલણ ખોઈ બેસશે, ગોવિંદગમન અને સુરતસંગ્રામ રચ્યાનું યશોધન નરસિંહ મહેતાનું લૂટાઈ જશે; અને સામળની પણ મૂડી કેટલીક ડૂબવાનો પ્રસંગ આવશે. બીજી તરફ શિકારની કહેવતોના પ્રત્યે શંકાશીલ દૃષ્ટિથી જોવામાં આવે છે તે તો પ્રેમાનંદનાં બીજાં કાવ્યો ન વાંચ્યાનો પરિણામ છે. દ્રૌપદીહરણમાં શિકારનું સામાન્ય વર્ણન આપ્યું છે તે કોરે રાખતાં અષ્ટાવક્રાખ્યાનમાં જનકવિદેહની મૃગયાના વર્ણનનું પ્રકરણ કોઈ જોશે, તો સહેજ તેના જાણવામાં આવશે.

કે એ વિષે મૃગયાગ્રસિક મરાઠા મુસલમાન અને રજપૂતના સમયમાં થયેલો પ્રેમાનંદ નંદરબારના રાજાના સમાગમમાં શિકારની સારી માહીતી ધરાવતો હતો.

આ અનાસ્થાશીલ વિદ્વાનોના મુકાબલામાં એવા શ્રદ્ધાશીલ મનુષ્યો છે કે જેઓ પ્રેમાનંદના નામે ચઢેલા હરકોઈ કવિતાના ગ્રંથને પ્રેમાનંદની જ કૃતિ માને છે. પ્રેમાનંદના માથે ભાગેલાં કાવ્યોમાંનું એક જેને રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ દ્રૌપદીસ્વયંવર નામ આપે છે, તે છે. એ બૃહત્કાવ્યદોહનના છઠ્ઠા ગ્રંથમાં પ્રસિદ્ધ થયું છે. એમાં કર્તા તરિકે 'વડોદરાવાસી ચોત્રીસા કૃષ્ણસુત પ્રેમાનંદ' નું નામ છે. પરંતુ તે સુપ્રસિદ્ધ ભટ પ્રેમાનંદની કલમથી લખાયલું જણાતું નથી. એનું નામ પ્રકાશક દ્રૌપદીસ્વયંવર આપે છે ખરા, પરંતુ રચનાર તો તેને [૩૯]આદિ-પર્વ જ કહે છે. એ પર્વ પૂરું કરી તે પછીનું પણ પર્વ કવિ લખવાની સૂચના આપે છે. હવે પ્રેમાનંદે પણ ભારત રચ્યું છે. પરંતુ પ્રેમાનંદનું ભારત વ્યાસના મહાભારતના ક્રમને અનુસરે છે. તેથી ઊલટું તેને નામે ચઢાવી દીધેલા દ્રૌપદીસ્વયંવર એટલે વાસ્તવિક દૃષ્ટિએ આદિપર્વના કથાભાગમાં ડૂંડી ધેમાસુર કંકાલી અને કબીરાની સ્વપ્નમાં પણ ન કાને પડેલી કથાના ગોળા ગબડાવી દીધા છે! શૈલીની ભિન્નતા અને કથાભાગના તફાવત ઉપરાંત દેશીઓ પણ પ્રેમાનંદની નથી, પ્રસંગવર્ણન પણ તેનું નથી; અને પ્રતિજ્ઞા તો તેની નથી જ. આ આદિપર્વ

---

૩૯. જુઓ છેલ્લું (૪ થું) કડવું કડી ૧–૨

વૈશંપાયનને લાગી પાય સ્તુતિ કરે જન્મેજયરાય;
તમ કૃપાએ શ્રી રૂખીદેવ, આદ્યપર્વ સાંભળું અશ્વમેવ;
... ... ... ...
હવે કહો નૌતમ પર્વ, જેમાં સતીતણું ચરિત્ર અપૂર્વ.

ઉર્ફે દ્રૌપદીસ્વયંવર એક જ પ્રતને આધારે છાપ્યાનું લખ્યું છે, તે છતાં પહેલા જ કડવામાં ઢાળને બદલે ત્રુટક એવું પાઠાંતર આપ્યું છે। એ પર્વ રચ્યાની સાલ સંવત ૧૭૩૬ ના આસો વદિ ૨ ને બુધવાર આપી છે અને અસલ પ્રત ઊતાર્યાની સાલ સંવત ૧૬૮૫ ના શ્રાવણની જન્માષ્ટમી છે। એ પણ ડૂંડી ઘેમાસુર કંકાલી અને કબીરની કથા તુલ્ય જ વિલક્ષણ છે. આવું જ બીજું પ્રેમાનંદને માથે મારેલું કાવ્ય કે જોડકણું તે સ્વર્ગની નીસરણી છે. પંડિત રત્નેશ્વર જેવા જેના શિષ્ય હતા અને જે ઊંડા સંસ્કૃત સાહિત્યના જ્ઞાનની પદે પદે સાક્ષી આપે છે, તે એક ઊછરતા અજ્ઞાન જોડકણાં જોડનારને પણ ન છાજે એવું નમાલું લખાણ લખે તે તો માનવાને બુદ્ધિ કબુલ કરતી નથી. આવું જ બીજું એક દશમલીલા નામે ટૂંકું જોડકણું મને નાંદોદ તાબે લાછરસના શોધરસિક મહેતાજી છગનલાલ વિદ્યારામ તરફથી મળ્યું છે. એ પણ છે તો પ્રેમાનંદને નામે જ, પરંતુ પ્રેમાનંદની કૃતિ નથી. શંકરાચાર્યના સમયમાં અને તે પછી થનાર ભાવિક પુરુષોએ શંકરાચાર્યને નામે સ્તોત્ર, અષ્ટક, લહરી અને કાવ્યો લખેલાં આપણે જોઇયે છિયે, તેવી જ રીતે પ્રેમાનંદને નામે આ અને એવાં બીજાં પુસ્તકો લખાયાં હશે. પરંતુ રોષદર્શિકાસત્યભામાખ્યાન અષ્ટાવક્રાખ્યાન વગેરેનો તિરસ્કાર કરતાં જેટલે દરજ્જે અચકાવું જોઈ યે, તેટલે જ દરજ્જે આદિ-પર્વ કિંવા દ્રૌપદીસ્વયંવર, સ્વર્ગની નીસરણી વગેરેનો આંખો મીચીને સ્વીકાર કરતાં પણ ખંચાવું જોઇયે.

પ્રેમાનંદે કેટલાંક નિર્માલ્ય પુસ્તકો લખ્યાં છે. પણ તે કેવા સંજોગોમાં લખાયાં છે તે જોવાનું છે. એનું લક્ષ્મણાહરણ એની કલમને જેબ આપે એવું નથી. એ પોતે જ એને હાથલજામણ કહે છે. રા. સા. હરગોવિંદદાસ જણાવે છે તેમ 'લક્ષ્મણાહરણ

એ પ્રેમાનંદની કવિતાનો ઉત્તમ નમૂનો નથી. પરંતુ એનું ઉત્તમપણું બનાવટની ત્વરામાં રહેલું છે.' વિશેષમાં આપણે કહેવું જોઇયે કે પતરાજીની ખાતર નહિ પણ માયામય માધવ મિત્રને હાથે 'ઘૃતની ગંગા ચલાવી સાકરે પાજ બાંધી' બ્રહ્મ-લોકને તૃપ્ત કરવાની ખાતર સમર્થ કવિએ એક દિવસમાં છસેં પંક્તિનું એક કલાકમાં વંચાય એવું લક્ષ્મણાહરણ લખવાનું સાહસ કર્યું હતું. એ આખ્યાન તો 'રસ અલંકાર કાંઈ ન જાણે' એવા વણિક શેઠિયાનું મન મનાવવા રચ્યું હતું તેથી, અને એ રચ્યું ત્યારે પ્રેમાનંદ એક વર્ષથી માંદા હતા તેથી તેમાં સાવ-ધાનતાની ખામી જોવામાં આવે છે. પરંતુ વિ. સં. ૧૭૪૫ માં જ્યારે નંદરબારના રાજાની પ્રસન્નતાને અર્થે રાજગુરુ અને મિત્ર પ્રેમાનંદ આઠ દિવસમાં આશરે ત્રેવીસસેં પંક્તિનું દ્રૌપદીહરણ લખી કાઢે છે ત્યારે વધારે રચનાચાતુર્ય વાપરે છે; જો કે જાતિ અને વૃત્તમાં એ કવિની પહેલવહેલી જ કૃતિ હોવાથી યતિભંગ બહુ જોવામાં આવે છે અને વખતે શબ્દો પણ બગાડેલા અને માગ્યાતાગ્યા વાપર્યા જણાય છે. અંતરના ઉત્સાહથી સ્વસ્થ સ્થિતિમાં ત્વરાથી રચાયલા કાવ્યનો નમૂનો સામળશાહનો વિવાહ છે, જે કવિએ એક જ દિવસમાં લખી કાઢ્યો હતો એમ વલ્લભ કહે છે. પ્રેમાનંદની પ્રતિભાની પ્રખરતા અને કવિતા રચવાની સરળતા દ્રૌપદીહરણ અને સામળશાહના વિવાહથી પરખાઈ આવે છે.

અમુક ગ્રંથના કર્તૃત્વ સંબંધમાં પ્રેમાનંદ વિષે શ્રદ્ધા અશ્રદ્ધા જેમ પ્રવર્તતી જોવામાં આવે છે, તેમ તેની શૈલી વિષે વિરુદ્ધ વિચારો પ્રચલિત છે. પ્રેમાનંદનાં લોકપ્રિય આખ્યાનોની સરળ-તાને વખાણનારા સરળ શૈલીની પ્રશંસા કરે છે; ત્યારે તેનાં

નાટકો અને કાવ્યોનો આસ્વાદ લેનારા સંસ્કૃતમયી ગૂજરાતીનો પક્ષ કરે છે. અહિં કહેવું જોઇયે કે પ્રેમાનંદને પ્રિય તો સરળ શૈલી જ જણાય છે. તેના ઘણાખરા ગ્રંથોમાં એ શૈલીનો જ તેણે ઉપયોગ કર્યો છે. નાટક અને કાવ્યની શૈલી તો ભારતી વૃત્તિના રસિયા પંડિતજનને સંતોખવા અને પાંચાલીપ્રસન્નાખ્યાનમાં નટી કહે છે તેમ 'गुर्जराणां मुखं भ्रष्टम्' એ પદ લખતારના મુખમાં ધૂળ નાંખવા' પ્રેમાનંદે ખાસ કરીને કઠિણ અને પ્રૌઢ કરી છે. કરી છે કહેવાનું હારદ એ છે કે એ **કૃત્રિમ** છે. પ્રેમાનંદની એ કૃત્રિમ ગૂજરાતીથી ભૂલાવો ખાઇ સંસ્કૃતમયી ગૂજરાતીની હિમાયત કરે અથવા સંસ્કૃતયુગની આગાહી આપે, તે તો રાક્ષસી અને આહીરી ગૂજરાતીથી છેતરાઇ પ્રાચીન અને શુદ્ધ હોઇ વ્યુત્પત્તિવાદી અપભ્રંશની હિમાયત કરે અથવા જોડણીમાં વ્યુત્પત્તિપક્ષ માન આપવા યોગ્ય હોઈ અપભ્રંશયુગની સંભાવના કરે તેના જેવું અશ્રદ્ધેય કહેવાય. એમ જણાય છે કે સંસ્કૃત નાટકમાં પાત્રભેદે ભાષાભેદનો જે નિયમ છે તેના સમાદરથી પ્રેમાનંદે ભારતી વૃત્તિના ઉત્તમ પાત્રના સંસ્કૃતને જવાબ આપતી સંસ્કૃતમયી પ્રૌઢ ગૂજરાતી ઉપજાવી; માગધી અને શૌરસેની પ્રાકૃતના વૈચિત્ર્યનું કંઇક ભાન કરાવવા અપભ્રંશ પ્રાકૃત તથા જૈન પ્રાકૃતનો નમૂનો લેઈ આહીરી ઘડી કાઢી, અને ખત દસ્તાવેજના, વૈદ્યજ્યોતિષીના તથા ભાટચારણના ભ્રષ્ટ સંસ્કૃતની છાયા લેઇ રાક્ષસી યોજી લીધી. એ પ્રૌઢ ગૂજરાતી, આહીરી અને રાક્ષસી પૈકી એકે કોઈ કાળે કોઈની બોલી હતી જ નહિ. સહેજ પૂછિયે છિયે કે રોષદર્શિકાસત્યભામાખ્યાનમાં કૃષ્ણ ભગવાનને મુખે મહેમાનના ઊતારાને માટે અતિથિસત્કારગૃહ શબ્દ કઢાવ્યો છે તે ગત સંસ્કૃતયુગમાં કોઇએ વાપર્યો છે કે આગામી સંસ્કૃત યુગમાં બોલાશે? કોણ કહેશે કે શ્રીદામાની

આહીરીનો સયણઈ (=સજની) એ બોલ જૂની ગૂજરાતીનો છે, ઓલઈ (=ઓલી), ઇહાં થઇ (=ઇહાંથી) જૂની ગૂજરાતીનાં રૂપ છે ? રાક્ષસી ગૂજરાતી સંબંધમાં તો કોઇએ ભૂલાવો ખાધો નથી, ને કોઈ ખાય તેમ નથી. એ તો નજર પડતાંજ કૃત્રિમ જણાઈ આવે છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે નાટક કાવ્યનો અભ્યાસ કરતાં પ્રેમાનંદ કૃત્રિમ શૈલીમાં લખે છે એ વાત દૃષ્ટિબહાર ન હોવી જોઇયે.

નાટકની પ્રૌઢ ગૂજરાતીમાં ભારતી વૃત્તિના સંસ્કૃતનો આભાસ આવ્યો છે. વસ્તુસંકલનામાં શૂદ્રક અને વિશાખદત્તનું સંવિધાનચાતુર્ય ઊતર્યું છે, પાત્રભેદના નિરૂપણમાં પણ સંસ્કૃત-ની સાવધાનતા સચવાઈ છે, એમ ગીર્વાણ નાટચસાહિત્યની સુંદર છાયા પ્રેમાનંદનાં નાટકોમાં સંક્રાંત થઈ તેને શોભા આપનાર બની છે; ત્યારે તત્કાલીન ભવાઈની ગ્રામ્યતાની છાપ પણ તેના ઉપર પડ્યા વગર રહી નથી, એ શોચનીય વાત જણાવ્યા વગર ચાલતું નથી. આ ગ્રામ્યતા શોક્યોની ઉક્તિમાં આગળ પડતી જોવામાં આવે છે. કૃષ્ણ ભગવાનના અંતઃપુરમાં રુક્મિણી અને સત્યભામા વચ્ચે પણ અભણ અકુલીન સ્ત્રીઓને જ છાજે એવી ગ્રામ્ય ગાળાગાળી સાંભળિયે છિયે. પ્રેમાનંદે સંસ્કૃતના ઉત્તમ આદર્શના પરિચયને લીધે ભવાઇની અશ્લીલ-તાનો ત્યાગ કર્યો તેની સાથે તેની ગ્રામ્યતાનો પણ ત્યાગ કર્યો હોત, તો એનાં નાટકોનું મોટું કલંક દૂર થાત. પરંતુ એવી ગ્રામ્ય વાનીથી લોક વહેલા રાજી થતા. પ્રેમાનંદના મનની એ એક પ્રકારની નિર્બળતા કહો કે ગમે તેમ, પરંતુ શ્રોતા જેથી રાજી થાય એવા પ્રયોગ ઉત્તમ આદર્શમાં પણ તેનાથી વાપર્યા વગર રહેવાતું નહિ; એ વાપરતાં તે ઔચિત્ય અનૌચિત્યનો

વિચાર ભૂલી જતો, રસ પોષવાની સાવધાનતા તે ખોઈ બેસતો, પાત્રની યોગ્યતા જાળવવાની જરૂર વીસરી જતો. સામાન્ય વર્ગને માટે ટોળ ટીખળને પરિહાસનાં વચન અસ્થાને તે વાપરી જાય છે. 'સાધુ પિતાને મહા દુઃખ દેવા મુજને સીમંત શે આવ્યું'' એવું કહેનારી સાધુ પુત્રીને જ મ્હોડે લોકને રંજિત કરવા 'ઘડો ફૂટે રઝળે ઠીકરી મા વિના તેવી દીકરી' એવાં જોડકણાં જોડાવે છે. પ્રકરણને શોભા આપે તથા 'મોહવારુણી પી પડ્યો' એ ઉક્તિનું ઔચિત્ય દઢ કરે એવું વૈદર્ભીમાં

વેલ જાણે હેમની અવેવ ફૂલે ફૂલી
ચકિત ચિત્ત મારું ને ગયો દૂતત્વ ભૂલી.

એ કડીમાં યોજેલા રૂપકને અધવચ પડતું મૂકી આલંકારિકને અલંકારથી આંજવાના મિથ્યા મોહમાં 'સામસામા રહ્યા શોભે વ્યોમ ભોમ બે સોમ' વગેરે પંક્તિ ઉપર પંક્તિ ઊમેરી અલંકાર ઉપર અલંકાર ખડકવા મંડી જાય છે! આવાં પ્રમાદ-સ્થાનો એનાં કાવ્યોમાં શોધી કાઢવાં સહેલ છે. પરંતુ એવાં ન્હાનાં મોટાં ધાબાં છતાં પ્રેમાનંદ વલ્લભના બોલમાં 'પ્રતાપી પ્રભાકર' જ છે. એક બેઠકને માટે જોઇયે તે કરતાં વ્યાખ્યાન લાંબું થઇ ગયું છે, ને કોઇના દોષ જોવા રુચિકર પણ નથી, તેથી વલ્લભના જ વંદનવાક્યથી અટકું છું:

પ્રેમને કે આનંદને કે પરમાનંદ નમું
નમું કવિભૂષણને, કે પ્રતાપવાનને;
કૃષ્ણસુત પ્રેમાનંદ, કે રામચરણશિષ્ય,
વેદપાઠી, આગમના નમું પ્રેમ પાનને;
ચાતુરવિંશી મણિને, કે માધવમિત્ર નમું;
રત્ન-ગિરા-ગુર્જરને, નમું રૂડા વાનને;

નમું નમું નમું કયું; કયે પણ અંગે નમું !
વલ્લભ કવીશ તોય ધારે ના એશાનને,

વલ્લભ સાથે સંમત થઈ આપણે પણ કહિયે, કે આભારબુદ્ધિથી મુગ્ધ બન્યા સિવાય અર્થાત્ વાસ્તવિક યોગ્યતાના સ્વીકારપૂર્વક ભાષાપ્રેમની મૂર્તિરૂપ, કાવ્યાનંદના પ્રભવરૂપ, પર આનંદ જે બ્રહ્માનંદ તે પરમાનંદસ્વરૂપ, સંસ્કૃત–પ્રાકૃત–અતિપ્રાકૃત કવિઓમાં ભૂષણરૂપ, અકવિને કવિ બનાવે એવો પ્રતાપ ધરાવનારા, કૃષ્ણભટની ખ્યાતિ વધારનારા સપૂત, રામચરણ ગુરુનો આદેશ માથે ચઢાવનારા સચ્છિષ્ય, સ્વાધ્યાયનું અધ્યયન રાખનારા બ્રહ્મવર્ચસ્વી, શાસ્ત્રપુરાણનું પ્રીતિથી પાન કરનારા, ચોવીસા બ્રાહ્મણોમાં શિરોમણિ, ઘીની નદી ચલાવી સાકરની પાળ બાંધનાર માધવશેઠના મિત્ર, ગુર્જર ગિરાના ચૂડામણિ, શુદ્ધ સત્ત્વના પ્રાધાન્યથી સદૈવ પ્રસન્નમૂર્તિ જે પ્રેમાનંદ–તેમને નમસ્કાર ! એ વ્હાલા કવીશ્વરને કોઈ ને કોઈ રૂપની આંતરભાવનાથી ફરી ફરીને નમસ્કાર !

## અનુલેખ

પ્રેમાનંદની જયંતી ઉપર તા. ૩૦ મી જુલાઇએ અમદાવાદની સાહિત્યસભામાં વાંચેલો આ લેખ છે. એ એકમાર્ગી છે, એમાં પ્રેમાનંદના જીવનના પાંચ મોટા બનાવો વિષે જ ચર્ચા છે. એ એકમાર્ગી હોવાથી એમાં તપત્યાખ્યાન નાટકની પ્રસ્તાવનાનો ભ્રષ્ટ પાઠ 'વંગવાસી' બદલી નાંખી 'મહારાષ્ટ્રી' કલ્પ્યાનાં કારણો આપ્યાં નથી. એ જ એકમાર્ગીતાને લીધે પ્રેમાનંદે રચ્યાં ન છતાં તેને નામે ચઢેલાં બેત્રણ કાવ્યનાં પ્રસંગોપાત્ત નામ જ આપી સંતોષ માન્યો છે; પરંતુ પ્રેમાનંદનું ઓગણત્રીસ કડવાંનું ઓખાહરણ બાજ ખેડાવાળ રાજારામસુત ગોવિંદરામ–જે પ્રથમ કલ્યાણભક્તનો અને પાછળથી પ્રીતમનો શિષ્ય થયો હતો અને જે હરિશ્ચંદ્રાખ્યાનનો કર્તા છે–તેમને હાથે સંવત ૧૮૫૬ ના

આસો સુદિ ૭ ને ગુરુવારે કેવું વધીને છપ્પન કડવાનું થયું અને દયારામને હાથે તેથી પણ વધીને બમણું ત્રમણું થયું, એ વાતનું સૂચન સરખું કરાયું નથી. વળી નરસિંહ મહેતાના જીવનને લગતાં કાવ્યો વિષે પણ કહેવાનો અવકાશ મળ્યો નથી. સાહિત્યવિષયક ચર્ચા તો થઈ જ શકી નથી. જે પ્રસંગોનું અહિં નિરૂપણ કર્યું છે, તેમાંના **વિવાદાસ્પદ વિષયો ઉપર સંશોધકોને પ્રકાશ પાડવા વિનંતિ છે.**

## પરિશિષ્ટ ૧

### શંકાસ્પદ કૃતિઓ[1]

ભારત—સં. ૧૭૨૭–૨૩ આ કોઈ **બીજા** કવિની કૃતિ છે: 'એમાં દેશીનું વૈવિધ્ય નથી–ચમત્કાર નથી. આમાંનાં આખ્યાનો અને તેનાં તે જ વસ્તુનાં પ્રેમાનંદનાં આખ્યાનોમાં મળપતાપણું નથી. બલ્કે ધ્યાન ખેંચે એવો વસ્તુગત તફાવત છે. (તા. ક. હરગોવિંદદાસની યાદી પ્રમાણે પ્રેમાનંદનું ભારત ડેમી ઓકટેવો પૃષ્ઠ બે હઝારનું હોવું જોઈયે.)

*

દ્રૌપદીસ્વયંવર કિંવા આદિપર્વ, આ કોઈ **ત્રીજાની જ** કૃતિ છે.

ચોવીસો કૃષ્ણસુત પ્રેમાનંદ વટપદ્રનો.

ભગવદ્‌ગીતા ”

વિષ્ણુસહસ્રનામ ”

બભ્રુવાહનાખ્યાન ભાઈશંકરની કૃતિ છે. એ કદાચ પ્રેમાનંદના બાવન અનુયાયીઓમાંનો એક હોય.

*

---

૧ તા. ૧–૯–'૨૧ ના રોજ ગુજરાત કૉલેજમાં મિ. એમ. બી. શાહે આપેલા ભાષણના સંબંધમાં તૈયાર કરી રાખેલી બે ટિપ્પણીઓ અભ્યાસકને ઉપયોગી થાય એમ ધારી પરિશિષ્ટ ૧–૨ તરીકે મૂકી છે.

દશમલીલા પ્રેમાનંદશિષ્ય હરિદાસની કૃતિ છે.

સ્વર્ગની નીસરણી, કોઈકનૂં પ્રાસ રહિત નીરસ જોડકણું.

*

## તકરારી

હારમાળા, દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન, રોપદર્શિકાસત્યભામા-આખ્યાન, પાંચાલી પ્રસન્નાખ્યાન, તપત્યાખ્યાન.

## અનુપલબ્ધ

કું. પ્ર. માં કહેલા લક્ષપૂર ત્રણ ગ્રંથ, રઘુવંશ (વીરજીની સાક્ષી) ત્રિપુરવધાખ્યાન, સુદર્શનાખ્યાન, શુકજનકસંવાદ, ભીષ્મ-ચંપૂ, લોપામુદ્રાખ્યાન નાટક, દુષ્ટભાર્યાનાટક, કર્ણચરિત્ર મહાકાવ્ય, મહાભારત, કપિલગીતા (ભા. તૃ. સ્કં.), ભાગવત ૫ષ્ઠ સ્કંધ, ભાગવત અષ્ટમ સ્કંધ, હરિવંશ.

## પ્રેમાનંદનો જન્મ

સં. ૧૬૯૨ ના અરસામાં—કારણ (૧) મામેરૂં સં. ૧૭૧૭ માં રચાયૂં છે; (૨) શિષ્ય વીરજી અને હરિદાસ સં. ૧૭૨૫ માં અને સં. ૧૭૨૬ માં કામાવતી કથા અને શામળશાહનો વિવાહ અનુક્રમે લખે છે.

ઊગતી વયનૂં કાવ્ય—દાણલીલા. કારણ કડવૂં ૧૪ ગરબાની, કડવૂં ૧૨ સાખીની અને કડવૂં ૩ ભુજંગીની દેશીમાં.

## પ્રેમાનંદનૂં અવસાન

સં. ૧૭૭૪—૭૭ એ ગાળામાં ભારે મંદવાડ. જુઓ. કું. પ્ર. ૩. તેમાંથી ઊગરે છે.

સં. ૧૭૮૧ ના અરસામાં અરોગ છતાં અવસ્થાને લીધે પથારીવશ. જુઓ ય. પ્ર. ૧૪. સં. ૧૭૮૦ માં પ્રકૃતિ ઠીક અને કડવાંબદ્ધ કવિતા લખાતી હતી. જુઓ દુઃ. રુ. પા. ૨૮૮. કદાચ આ દશમ હોય.

સં. ૧૭૮૭ ના અરસામાં મરણ.

સં. ૧૭૮૧–૮૩ એ ગાળામાં છેલ્લું કાવ્ય ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધ. કારણ સુંદર ઉત્તરાર્ધ સં. ૧૭૯૦ માં પૂરું કરે છે. જુઓ ભાનુસુખરામ કૃત 'પ્રેમાનંદ' પૃ. ૪ માંનો ઊતારો.

*

દ્વાદશ માસ. હાથ પ્રત સં. ૧૭૫૮. પાકી વયની કૃતિ.
ભ્રમર પચીસી, પ્રૌઢ વયની કૃતિ.

*

## પરિશિષ્ટ ૨

### સરખામણી જોગ કવિ

**નરસિંહ**—પોતાના સમયમાં કવિ તરીકે ઓછો પ્રસિદ્ધ, પાછળથી ભક્ત તરીકે બહુ પ્રસિદ્ધ.

**પદ્મનાભ**—અખેરાજ સોનગિરાનો આશ્રય.

**ભાલણ**—સમર્થ કવિ તરીકે પ્રથમથી અત્યાર સુધી પ્રસિદ્ધ. એના પુત્ર ઉદ્ધવ અને વિષ્ણુદાસ. બીજાના ઓખાહરણમાં ભાલણનું પદ. પ્રેમાનંદ અને દયારામને જાણીતો. એનું નળાખ્યાન કોઈ લેઈ જાય છે તે પાછું આપતો નથી. એની વિદ્વત્તા–કાંદબરીનો અનુવાદ.

**અખો**—જ્ઞાનવાણી. સંત કવિની પરંપરાનો મુખ્ય. એના વખતમાં વેદાંતી કવિ તરીકે સારી રીતે જાણીતો.

**પ્રેમાનંદ**—પોતાના સમયમાં આસપાસ સારી રીતે કવિ તરીકે જાણીતો. એણે સુરત ને નંદરબારમાં કથા કરવી. નંદરબારના ઠાકોરનો પાછળથી આશ્રય. (જુઓ દ્રૌ. હ. સં. ૧૭૮૫) એની વિદ્વત્તા–रघुवंश, मार्कण्डेयपुराण,

એનું બાવન અનુયાયીઓનું મંડળ ઉત્તરોત્તર વધતી જતી ખ્યાતિ–વીરજી, હરિદાસ, ઉદ્ધવદાસ, રત્નેશ્વર, વલ્લભ, સુંદર, ભાઇશંકર, રત્નદાસ, બ્રહ્માનંદ છે. એની સર્ગશક્તિ–અષ્ટાવક્રાખ્યાન, માંધાતાખ્યાન, નાટકો. એની પ્રતિભા, ઓખાહરણ, અભિમન્યુઆખ્યાન, રુક્મિણીહરણ. એનું સંગીતનું વૈવિધ્ય એનો વેગ–લક્ષ્મણા-હરણ, શામળશાહનો વિવાહ (વલ્લભનો સાક્ષી); નાગર-નિંદા (ઊજાણીના અધૂરા કાવ્યની સાક્ષી); દ્રૌપદી હરણ ને અષ્ટાવક્રાખ્યાન.

એણે ઊભું કરેલું વિપુલ સાહિત્ય. પ્રેમાનંદનું પ્રભાવ-શાળી ગદ્ય (નાટકો), એની ખામીઓ અલંકારનો મોહ, શ્રોતારંજન, પીંજણ, ઝાંખાશ.

**વલ્લભ ચોવીસો**—એની વિચિત્રતા, શાસ્ત્રકવિ.

**સામળ**—લોકકવિ.

## સરખામણી જોગ કાવ્ય

| | | | |
|---|---|---|---|
| **નરસિંહ**— | ગોવિંદગમન | પ્રેમાનંદ | ભાગવત દશમ સ્કંધ |
| ,, | સુદામાચરિત્ર | ,, | સુદામાચરિત્ર |
| ,, | આપવીતી | ,, | મામેરું, વિવાહ, શ્રાદ્ધ, હૂંડી. |
| **પદ્મનાભ**— | કાહ્નડદે પ્રબંધ | ,, | અભિમન્યુઆખ્યાન, માંધાતાઆખ્યાન, (ઉત્તરવિભાગ). |
| **ભાલણ**— | સપ્તશતી | ,, | દેવીમાહાત્મ્ય (મા. પુ.) |
| ,, | નળાખ્યાન | ,, | નળાખ્યાન |

| | | |
|---|---|---|
| ,, | કાદંબરી (ભાષણ તરીકે) ,, | માર્કંડેય પુરાણ |
| ,, | ભાગવત દશમ સ્કંધ ,, | ભાગવત દશમ સ્કંધ |
| અખો— | અખેગીતા (ચડિયાતો) ,, | (અષ્ટાવક્રાખ્યાન) વિવેક-વણજારો, (ઊતરતાં) |
| વલ્લભ ચોવીસો— | કુંતી-પ્રસન્નાખ્યાન ,, | માંધાતાખ્યાન |
| ,, | યક્ષપ્રશ્નોત્તર ,, | નળાખ્યાન, નાગદમન (ભા. દ.) |

*

| | | |
|---|---|---|
| ,, | દુઃશાસન-રુધિરપાન ,, | અભિમન્યુ આખ્યાન, માંધાતાખ્યાન |
| ,, | યુધિષ્ઠિર-વૃકોદરસંવાદ ,, | હિરણ્યકશિપુવધ (ભા. સ. સ્કંધ) |
| સામળ— | શિવપુરાણ ,, | માર્કંડેય પુરાણ |

## પ્રેમાનંદની વિશિષ્ટતા

દેશીનું વિવિધપણું, રચનાની ચતુરાઈ, વિનોદીપણું, કવચિત્ અધમ પ્રકારનું, બોધ ગૌણ, રસચમત્કારપ્રધાન ગદ્ય, પ્રભાવશાળી (વેગ અસાધારણ) આત્મપરીક્ષા અને વિનય..

| ઝાંખાશ | કૃત્રિમપણું | પીંજણ |
|---|---|---|
| લક્ષ્મણાહરણ | ઋષ્યશૃંગાખ્યાન | માંધાતાઆખ્યાન (હાસ્યનું પીંજણ) |
| મદાલસાઆખ્યાન | (દ્રૌપદીહરણ) | |
| ચંદ્રહાસાખ્યાન | | |

# પરિશિષ્ટ ૩

## અ. ન. દ્વિવેદી

| | | |
|---|---|---|
| આમેરું | સં. ૧૭૧૭ આસો સૂ. ૯ રવિ | |
| ચંદ્રહાસ | ૧૭૨૭ જેઠ સૂ. ૭ સોમ | સિંહસ્થ વર્ષની સંધિ (રતિની કથા) |
| મદાલસા | ૧૭૨૯ ચૈત્ર વ. ૫ રવિ | |
| ઋષ્યશૃંગ | ૧૭૨૯ | ઓગણત્રીસો દૂકાળ |
| સુદામાચરિત્ર | ૧૭૩૮ શ્રાવણ સૂ. ૩ શુક્ર | (નંદરબાર) |
| શામળશાહનો વિવાહ | ૧૭૪૦ | સિંહસ્થ વર્ષની પૂર્ણાહુતિ |
| નળાખ્યાન | ૧૭૪૨ પોષ સૂ. ૨ ગુરુ | |
| સુભદ્રાહરણ | ૧૭૫૮ ફાગણ સુ. ૧૦ ગુરુ | |
| માર્કંડેય પુરાણ | ૧૭૬૫ | |
| અષ્ટાવક્ર | ૧૭૬૬ | |
| સુધન્વા | સંવત સત્તર ચોવીસ વર્ષે કાર્તિક સૂદિ નવમી ભૃગુવાર (સોસાયટી–રીવ્યૂઃ નંદરબાર) | |
| રણયજ્ઞ | સં. ૧૭૩૧ (કલ્પિત) ચૈત્ર સૂ. ૨ રવિવાર આમ સુધન્વાની પેઠે ચોવીસમાં ન હોય | |
| પાંચાલી | સં. ૧૭૭૭ (કું. પ્ર.) પહેલાં | |
| સત્યભામા | સં. ૧૭૬૦ (ઇંદુબિંદુ) પછી | કવીશ્વર કેરા કોડ કાંક પૂરા પડ્યા છે |

# પરિશિષ્ટ ૪

## પ્રેમાનંદ

આ તે લલિત સુમન મધુકણ સ્રવે શકે,
વા મધુરી ગુર્જરીની મીઠાશ મોઘી ઘણી ?

કિંશુક કુસુમ રક્તપીતવર્ણ વાસ વનું,
અનુદિન આ ગુલાબ ગુર્જર મહામણિ.

ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે
અકલ પરભૃત આ વાણી કો પ્રેમી તણી.

સુરભિએ સહકાર પ્રફુલ્લિત પૂર્ણ કીધા,
પ્રમુદિત દ્વિજ ગિરા સુરભિ સુહામણી.

## દયારામ

૧–૨. લલિત સુમન મધુકણ સ્રવે.

૩. કિંશુક ફૂલ પીતરક્તતા

૫. કુસુમિત ઉપવન કર્યાં ગુંજે ભૃંગ મદમાતા

૬. પરભૃત કલ બોલે

૭. પ્રફુલ્લિત દ્રુમ સહકારનાં

૮. દ્વિજ પ્રમુદિત ઝૂમે, લાજ સુખદ સુરભિતણો.

અષ્ટાવક્રાખ્યાનમાં બે સ્થળે आपस्तम्वનું સ્મરણ છે: તેથી પ્રેમાનંદ કૃષ્ણયજુર્વેદી આપસ્તંબ શાખાનો હોય.

# પરિશિષ્ટ ૫

## રત્નેશ્વર

ભાગવત પ્રથમ સ્કંધ અધ્યાયના આરંભે ગૂજરાતી વૃત્ત એક અથવા ક્વચિત્ અનેક; અંતે સંસ્કૃત શ્લોક એકઃ આ પદ્ધતિ છે. પ્રથમ સ્કંધના ઓગણીસ અધ્યાય છે. સંસ્કૃત શ્લોક અધ્યાયના આરંભે છાપ્યો છે, તે પૂર્વ અધ્યાયના અંતે જોઇયે. આખા સ્કંધમાં સંસ્કૃત શ્લોક ઓગણીસ છે; તેમાં ૩ શાર્દૂલવિક્રીડિત, ૪ દ્રુતવિલંબિત, ૩ ઉપજાતિ, ૨ ઇંદ્રવજ્રા, ૧ ઉપેન્દ્રવજ્રા, ૪ રથોદ્ધતા, ૧ અનુષ્ટુભ ને ૧ સુંદરી છે. એમાં ગૂજરાતી શ્લોક ૨૦ છે; તે પૈકી ૨ ઇંદ્રવજ્રા, ૬ ઉપજાતિ, ૫ દ્રુતવિલંબિત, ૨ ભુજંગી, ૧ વસંતતિલકા ને ૪ રથોદ્ધતા છે.

[ મૂળ નિબંધ છપાયોઃ બુદ્ધિપ્રકાશ, ૧૯૦૫-૬; પાછળથી સંશોધન થયું તે સહિત આ અહીં છપાય છે. ]

કથા તરફ વળે. પુરાણીઓ લોકોને સંતોષ આપી ન શક્યા. આપણું સાહિત્ય એટલે ધર્મકથા ને લોકકથા. જ્યાં સુધી ભક્તિને પુષ્ટિ મળે, જ્યાં સુધી આસ્થા મૂળ જેટલી રહે એવા ગ્રંથ રચાય ત્યાં સુધી, ભાષાંતરોની સફળતા. લોકકથામાં જેમ ગપોડા ઊમેરાતા તેમ ધર્મકથામાં થવા લાગ્યું હતું. નાકરના 'હરિશ્ચન્દ્રાખ્યાન'માં લક્ષ્મી માટે તપ કરવાનું લખ્યું છે, ત્યારે તારામતી સૂર્યની પ્રાર્થના કરે છે. ત્યાં વાનર પ્રગટ થાય છે, ને નાક કરડી ખાય છે. આમ ઋષિને વેશ્યાવાડે મોકલવા કે નાક કરડાવવું એ મૂળ પુરાણમાં નથી તેવા ગપોડા ગોઠવ્યા છે. કથાકારે આવી દશા કરી છે. શિવદાસ ને વિષ્ણુદાસે પણ આવી ભૂલભરેલી નકલ કરી છે. નાકર તો વાણિયો હતો ને સાંભળીને તે કવિતા કરતો; પણ આ બે નાગર હતા, તેથી કવિતામાં વિદ્વત્તા ઝળકી, પણ ભૂલો કાયમ રહી છે.

સંતકવિ ઉત્કર્ષ કરે, નઠારા અપકર્ષ જુઓ, તારામતી જ્યારે એના દીકરાને બાળવા જાય છે, ત્યારે વિશ્વામિત્ર તપોબળથી રાજાના ભંડારિયામાં હારની દોરી કરી નાંખે છે; ને તારામતી તેને અંબોડાની આસપાસ ભૂલથી વીંટાળે છે. તે ચોર ઠરે છે ને શિક્ષા પામે છે. પ્રેમાનંદે 'નળાખ્યાન'માં તે જ પ્રસંગ મૂક્યો છેઃ દમયંતી નહાવા બેસે છે, ત્યારે હાર ગૂમ થાય છે. વળી 'માર્કંડેય-પુરાણ'ના મદાલસા આખ્યાનમાંનો તત્ત્વજ્ઞાનવાળો ભાગ મૂકી દઈયે, તો કથાભાગમાં એવા ગપાટા છે. તેથી પુરાણીઓ પ્રેમાનન્દની નિંદા કરતા હતા. ભાલણની 'સપ્તશતી' એવી છે. ગૂજરાતી કવિઓની તે વખતે આ કારણે નિંદા થતી હશે; પ્રેમાનંદના 'વિવેકવણઝારા' ઉપર એવો આરોપ હતો; તેથી તે, તે વખતે વગોવાતો. પ્રેમાનંદની શિષ્યા—ઓરપાડની ઘણું

ફરીને અનાવલી બાઈ નાની હતી–તેણે આખો ‘ વિવેકવણઝારો ’ પોતે નવી પંક્તિઓ ઉમેરી નવેસર લખી કાઢ્યો; તે ૧૭૫૮ પહેલાં બન્યું.

પરંતુ પ્રેમાનંદનો હેતુ એવો હતો કે તત્ત્વજ્ઞાન જેમ બને તેમ વધારે ફેલાય. રત્નેશ્વરે ભાગવત લખ્યું, તેની સામે એવો આક્ષેપ હતો કે શ્રીધરની ટીકાને આધારે એ લખાયું. તેમાં શું મોટું કાપ કર્યું ? પણ ‘માર્કંડેયપુરાણ’ ઉપર કોઈ જાણીતી સંસ્કૃત ટીકા નથી, તેમાં ઊંડું તત્ત્વજ્ઞાન ને યોગનો ભાગ આવે છે, તો તેનું ભાષાંતર કરે, તો પ્રેમાનન્દ મોટો કવિ ગણાય—એમ વાત ચાલતી હશે. તેથી પ્રેમાનન્દને ‘ માર્કંડેયપુરાણ ’ લખવું પડ્યું: જુઓ,

“ આ પાસે વ્યાસ વાંચે સંસ્કૃત,
આ પાસે વિપ્રદેવ પ્રાકૃત. ”

પ્રેમાનંદે જ્યાં ઉતારો કર્યો છે, ત્યાં તે વાત જણાવી છે. ‘ માર્કંડેયપુરાણ ’માં હરિશ્ચન્દ્રાખ્યાનમાં એક ઉમેરેલું છે. રાણી અને રાજાને દુઃખ પડે છે, ત્યાં કરુણરસનું કડવું ઉમેર્યું છે. ત્યાં તે તેણે કબૂલ કર્યું છે, કે તે અધિક કરુણારસ માટે ‘ પુરાણીની બીકથી ’ અધૂરું રાખ્યું છે.

એક ઠેકાણે તે કહે છે: “ રત્ન સમો પ્રેમાનન્દ નહીં, માટે નમે પુરાણી પાય. ” અહીં ‘ રત્ન ’ નો અર્થ સ્પષ્ટ રીતે એક થાય છે, પણ ગૂઢ અર્થ બીજો ‘ રત્નેશ્વર ’ એવો થાય. પ્રેમાનન્દ પુરાણીઓની બીકે વડોદરું છોડી જાય તેવો નહોતો, એવો રત્નેશ્વરનો ઉલ્લેખ છે. બીજે ઠેકાણે તે કહે છે: “ સ્વભાવાવધંક નિંદકનો કાઢ્યો છે મેં કચ્ચરઘાણ, ” અહીં પુરાણી સાથેની તકરાર સ્પષ્ટ જણાય છે. પ્રેમાનન્દે પુરાણીઓ કરતાં ધર્મભાગ વધારે રસિક બનાવ્યો છે, ને સુંદર પદ્યમાં તે મૂક્યો. તેથી

પુરાણીઓ ચીડાયા. પ્રેમાનન્દનો ભાષાભિમાનનો કાળ શરૂ થયા પછી માર્કંડેયપુરાણ લખાયૂં હતૂં. તે કહે છેઃ "નવધા ભક્તિ મહા મોટી, પણ નાસ્તિકોને મન ખોટી......તેવા સંસ્કૃત નાસ્તિક સર્વ, કેવા તેમને ભાષાગર્વ ?" માર્કંડેયપુરાણની ઉત્પત્તિ વિશે આ મારી કલ્પનાને અંદરની હકીકતથી આમ સમર્થન મળે છે.

હવે પ્રશ્ન એ રહે છે કે તેની ૧૭૬૫ ની સાલ છે તે ખરી છે કે કેમ ? 'માર્કંડેયપુરાણ'માં પુરાણી સામે જ કટાક્ષ નથી; વેદાંતીઓ ને શાસ્ત્રીઓ સામે પણ છે. 'અષ્ટાવક્રાખ્યાન' વેદાંત માટે ખાસ લખ્યૂં–માર્કંડેયપુરાણ પછી બીજે વર્ષે લખ્યૂં. માર્કંડેયપુરાણમાં ૧૭૬૫ ની સાલ લખી છે, પણ તિથિવાર લખ્યા નથી. તેના કોઇ અજાણ્યા શિષ્યનૂં કાવ્ય મને જડી આવ્યૂં છે; તે 'હરિશ્ચંદ્રાખ્યાન'માં પ્રેમાનન્દનૂં નામ આવે છે. તેમાં ૧૭૦૪ ની રચ્યા સાલ લખી છે. પણ તેમાં લખ્યૂં છે, કે

"હરિકૃપાએ બાળકૃપાથી મળ્યો સતગુરૂ હાજર,
ભટ પ્રેમાનન્દ કવિએ કવી એ કથા, સંક્ષેપે કરી વિસ્તાર."

પ્રેમાનન્દનો આ નડિયાદનો કવિ ૧૭૦૪ માં શિષ્ય ન હોઇ શકે; કેમકે તે વખતે પ્રેમાનંદની ઉંમર ૧૪–૧૫ વર્ષની હતી. પણ જે તિથિ વાર આપેલાં છે તે પંચાંગ અન્વયે ગણતાં, ૧૭૭૪ નૂં વર્ષ બંધ બેસે છે. આમ ૧૭૭૪ વર્ષમાં આ કવિએ હરિશ્ચંદ્રાખ્યાન લખ્યૂં; તો તેના પહેલાં પ્રેમાનંદનૂં પુરાણ હોય જ, એટલે ૧૭૬૫ ની સાલ બરોબર બંધ બેસે છે.

પ્રેમાનંદને અનેક શિષ્યો અને શિષ્યાઓ હતાં. નવેકનાં નામ ને કૃતિઓનો મને પરિચય છે; વીરજી, હરિદાસ, દ્વારકાદાસ, રત્નેશ્વર ને રતનદાસ જાણીતા છે; બધાની કૃતિઓમાં પાત્ર–

નિરૂપણ ને રસની જમાવટ સરખી સરસ ન હોય: પણ એ શિષ્યો ઉપર એની અસર કેવી હતી તે જોઇયે; દ્વારકાદાસ એની રોજની બેઠકમાં બેસનારામાંનો હતો. દ્વારકાદાસે આખ્યાનોના શ્રવણમાં ૧૦ વર્ષની ઉંમર ગૂમાવી હતી. તે પછી તે પ્રેમાનંદના સમાગમથી કાવ્ય કરવા મંડ્યો. વીરજી, હરિદાસ સારા કવિ નહોતા તેથી 'નાનો શામળશાનો વિવાહ' પસંદ ન પડવાથી, પ્રેમાનંદને 'મોટો વિવાહ' લખવો પડ્યો. દ્વારકાદાસને શરૂઆતમાં કવિતા કરતાં આવડતી નહોતી, પણ પ્રેમાનંદે તેને સારો કવિ બનાવ્યો.

રત્નેશ્વર માટે તેને શ્રમ ન લેવો પડ્યો, માત્ર તેનું સંસ્કૃત મૂકાવ્યું. પરંતુ રતનદાસ ઉપર જૂદી અસર થઈ. રતનદાસે નાકર ઉપરથી 'હરિશ્ચન્દ્રાખ્યાન' લખ્યું છે, પણ તે બધું સુઘટિત છે, ને તેમાં વિશુદ્ધિ સારી છે. નાકરમાંથી લીધું છતાં ભાવના આટલી બધી ઊંચી કેમ? પ્રેમાનન્દની પોતાના શિષ્યો ઉપર અસાધારણ અસર થતી રહી. અને એણે એમને સન્માર્ગે પ્રેર્યા.

'માર્કંડેયપુરાણ' વિશે આટલો ખુલાસો કરી, તેનું કર્તૃત્વ સ્પષ્ટ થાય છે, એટલું કહી હું મારું વ્યાખ્યાન બંધ કરું છું.

એ ગુહ્ય રસ પ્રકાશ કીધો, ગમ પંડિતની જ્યાંય,
તે કૃપા કીધી કૃષ્ણજી નિજને કળિજુગ માંહ્ય.
ધર્મ જાણે જગત એવી બુદ્ધિ થઈ મુજને સહી,
ક્ષમાં કરજો, પરમ પંડિત ! વાંક માહારો છે નહીં.
સંવત્સર પચ્ચાસ, શ્રાવણ, શુકલ દશમીને દિને,
શુભાવસરે કર્યો પૂરણ સ્કંધ દ્વાદશ સ્થિર મને.[૨]

વળી દયારામની ગીતા જુઓઃ—

ગુર્જરગિરામાં પદબંધ બાળપણે કીધો મતિમંદ.
× × × ×
ગીતા કથી કથા પાવન સ્વપરકાજ રચી હરિજન.
પ્રભુરામ પિતાનું નામ, નર્મદાતટ વિપ્ર દયારામ,
રાજકોર મહાલક્ષ્મી માત, જેની કીર્તિ સ્વપુર વિખ્યાત.
ગીતા પ્રબોધી પ્રભુએ જ્યારે હું બાળવેષ હતો ત્યારે.

એ ઉપરથી જાણી શકાશે કે તેમણે ઉપલા બે પ્રબંધો બાળવયમાં કર્યા હશે; અને તેથી, તે સાહસકર્મ કહેવાશે. એ ઉલ્લેખથી કવિનો જન્મ સંવત ૧૮૩૩ હોવાનું માની શકાય છે.

આ પ્રમાણે કવિ દયારામ ચાંદોદમાં સં. ૧૮૩૩ ના ભાદરવા સુદિ અગિયારશે સાઠોદરા નાગર કુટુંબમાં જનમ્યા હતા. તેમના પિતાનું નામ પ્રભુરામ અને માતાનું નામ રાજકોર હતું, મહાલક્ષ્મી નહીં. એમના પિતા કારકુની કરતા હતા. ન્હાનપણમાં તેમને સામાન્ય વ્યવહારૂ શિક્ષણ મળેલું; સંસ્કૃતનું જ્ઞાન મળેલું નહીં, તે નીચેની નોંધ વાંચતાં જણાઈ આવશે.

૨. છેલ્લી પંક્તિમાં 'શુભાવસરે' બદલે 'શુક્રવાર' પાઠ હોવાનું સુયોગ્ય છે.

## સામાન્ય વ્યવહાર જ્ઞાન

હિંદી વૈદકનો ઉતારો કવિએ ભરૂચમાં મામા સૂરજરામને ઘેર કરેલો. એ હાથપ્રતની પુષ્પિકા નીચે પ્રમાણે છેઃ—

શ્રી શેસસાઈજીની કૃપાથી ગ્રંથ પુરણ કરો છે ॥ સંવત ૧૮૫૧ ના માહા વદી એકાદશી વાર રવીએ બ્રગુક્ષેત્ર માંહાં ગ્રંથ પુરણ કરો છે ॥ ઇદં પુસ્તકં લિખીતં ભટ પ્રભુરામસુત દયાશંકર જાતિ બ્રામણ સાઠોદરા નાગર ॥ પુસ્તક જેવી પ્રત્ય હતી તે પ્રમાણે લખું છે ॥ લખનારને દોસ ન દેસો ॥ અધીક ન્યુન્ય સંભાલી વાંચજો ॥ જે કોઇ વાંચે તો, લખે તો, ભણે તેને નમસ્કાર તો, જે શ્રીકૃષ્ણ છે ॥ ૪ ચોપડી કોઈ ચોરી લેસે તેહમને પરમેસ્વર પુછસે ॥ નિશ્ચે ॥

## પ્રાથમિક હિંદી કૃતિ

આ સમયની પ્રાથમિક હિંદી કૃતિ રેવાસ્તુતિ—રેવાસ્તુતિનું પદ આ પ્રમાણે છેઃ—

### रेवास्तुति

तिहारे सरन में तो आयो री रेवाजी।

भवतनया सुखदायक सरिता। तिहारो दास कहायो री, रेवाजी।
पतितपावनी, अधमउधारनी, तारनी नाम मोही पायो री, रेवाजी।
उत्तरवाहनी द्वय तट पावनी, विधि तेरो पार न पायो री, रेवाजी।
निर्मळ जल जोउ स्नान करत आय सकळ पदारथ पायो री, रेवाजी।
दास दयो माइ! दीन तिहारो प्रेम सहित पद पायो री, रेवाजी।

આ સ્તુતિ જોતાં જણાશે કે કવિનું હિંદી ભાષાનું જ્ઞાન તે સમયે બહુ સાધારણ હતું. ગૂજરાતમાં હિંદી સાહિત્યનો પ્રચાર

જૂના વખતથી ચાલ્યો આવે છે. ભજનો અને પદોની પ્રતિઓમાં ગૂજરાતી પદો સાથે હિંદી પદો પણ ઉતારેલાં હોય છે. કેટલાક ગૂજરાતી કવિઓએ પરિચયથી સામાન્ય રીતે હિંદી પદો રચેલાં સુવિદિત છે.

## નામનિવેદન સંસ્કાર

કવિને ૮ વરસે ઉપનયનસંસ્કાર થાય છે. તે જ વરસમાં તેમના પિતા સ્વર્ગવાસી થાય છે; તે પછી બીજે વર્ષે દેવકીનંદન મહારાજને હાથે નામનિવેદન સંસ્કાર તેમને થાય છે. આ સંબંધમાં ભક્તિવિધાન—भक्तिविधान—ના ઉતારા જુઓ:

जानकीजीके गर्भतें प्रगटे अति सुखकंद
दासकु मोद आनंद हित देवकीनंदन सुचंद ७३
अतिसुंदर आजानभुज; उरविशाल; कमनीय
छबी; विशाल नयन; हरे श्रीगोकुलके जीय ७४
गुरुपदपंकज सेवही, हरिकीर्तन गुनगान
वे पुनित मोहे कियो अनुभव प्रगट प्रमान ७५.

× × × ×

देवकीनंदन देवकीनंदन हिय ही आइ
श्रुतिसिच्छाके पंडित उपमा अन्य न जाहि ८६
पतितपावके लिये कर दरसनको व्याज
गमन करत परदेसको बिरद बहेकी लाज ८७
दरस अपूरब जीवनको, पाप संपूरन जाय
दरस दियो मांहापतितको अपनो बिरद सुभाय ८८

कृपावंत मय नाम द कीनो अपनो दास
बालभाव बूझ्यो न तव; हूओ नांहि प्रकाश ८९

× × × ×

## ગૂજરાતી અને હિંદી સાહિત્યનો દેવમંદિરમાં પરિચય

૧૨ વરસની વયે કવિનાં માતુશ્રી મરણ પામે છે. તે પહેલાં દેવકીનંદન રાજકોરને ગીતાનો બોધ કરે છે, અને બાળક કવિ દયારામ ઉપર તેની છાપ પડે છે. માતાના મરી જવા પછી કાકાની દીકરી ધનગવરી ખાવાપીવાની સવડ સાચવે છે. માની ફોઈની દીકરીની દીકરી ખબર લે છે. મામા સૂરજરામ રઘુનાથરામ સંભાળ લેવા વખતોવખત આવ્યા કરે છે. બાળક દયારામ મામાને ત્યાં પણ જાય છે.

કવિ દયારામભાઈને ગૂજરાતી અને હિંદી સાહિત્યનો દેવમંદિરમાં પરિચય થાય છે. કીર્તન સાંભળવાં, જૂનાં ગાવાં, નવાં કરવાં, તેમ જ જૂનાંને મળતી નવાંની રચના રચવી, એ તેમનો તે સમયનો વ્યાપાર જણાય છે. જુઓ, 'સાંભળ રે તું, સજની માહારી! રજની ક્યાં રમી આવીજી?' એ ગરબી ભાલણના ભાગવત દશમ સ્કંધના પદ ૧૬૮, 'કહે રે મુજને કામિની! તું કાં શ્વાસે ભરાણી જી?' ઉપરથી, દ્વાદશ માસ રત્નેશ્વરના દ્વાદશ માસ ઉપરથી; બોડાણા આખ્યાન સામળ ભટ્ટના રણછોડજીના શ્લોકો ઉપરથી. વળી ભાગવત દ્વાદશ સ્કંધ તથા ગીતા પણ પહેલાંની પદબંધકૃતિઓ ઉપરથી રચેલ લાગે છે.

### ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ

આ અરસામાં ધનગવરીનો સ્વર્ગવાસ થાય છે. બ્રહ્મસૂત્ર ઉપરના અણુભાષ્યની પ્રદીપ ટીકા લખનાર પેટલાદના ઇચ્છારામ

ભટ્ટજી શેષશાયીના દરસને ચાંદોદ જતાં તેનતળાવે થોભે છે. ત્યાં ચાંદોદથી ડભોઇ આવતા બાળકવિને તેમનો સમાગમ થાય છે. કવિ તેમને પૂર્વકૃતિ સંભળાવે છે. ભટ્ટજી પ્રસન્ન થાય છે. દયારામ તેમને શંકાઓ પૂછે છે, તેનું તેઓ સમાધાન કરે છે. ચિત્તની સ્થિરતા મેળવવા ભટ્ટજી બાળકવિને યાત્રાએ જવાનો ઉપદેશ કરે છે તથા બ્રહ્મસંબંધનો પણ ઇશારો કરે છે.

## કવિની આર્થિક સ્થિતિ

કવિની આર્થિક સ્થિતિ સારી નહોતી; કારણ કે તેમણે યાત્રાએ જવા માટે પોતા પાસે નાણું નથી, એમ ભટ્ટજીને જણાવ્યું હતું. ગુરુશિષ્યસંવાદના નીચે આપેલા ઉતારાઓમાં એ વાતનો ઉલ્લેખ કરેલો જણાશેઃ—

સર્વ શંકાનો નિર્ધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ઠ,
ભટ્ટજી મહારાજ કહાવે, ડાકોરધીશ જેના ઇષ્ટ;
ભગવદ્‌ભક્ત દયાનિધિ, સાક્ષાત શ્રીજી જેને
અથઇતિ વૃત્તાંત સહુ ભાખિયું મેં તેને.

પૃથક્કરણ કરી સર્વના સમજાવ્યા સિદ્ધાંત;
ઉરગ્રંથી ભાજી તેમણે, તવ થયો અભ્રાંત.
કર્મજ્ઞાન ઉપાસના વેદના ત્રણ કાંડ;
મર્મ તેનો સ્વલ્પમાં કહી ભાખ્યાં વિવિધ બ્રહ્માંડ.

× × ×

અવળચંડી વાણી માહારી, તદપિ મહાત્મા શાંત;
મેં સુણેલું તે નિવેદન કરી ભાખ્યો સર્વ વૃત્તાંત.
ત્રિકાલદર્શી મહાત્માએ દીધો આશીર્વાદ;
પૂર્વકૃતિ માહારી કહી સુણી પરમ આહ્‌લાદ.

વ્રજયાત્રા કરી આવ તું, બ્રહ્મસંબંધ તુજને થાશે;
મેં કહ્યું, નથી દ્રવ્ય તેટલું, શી પેરે મેં જવાશે ?
કૃપાકટાક્ષે અવલોકી દીધી વસ્ત.
તેણે કરી મેં કીધી યાત્રા ખરચ્યે ન થાય તે સ્વસ્થ.

× × ×

અષ્ટાક્ષર જપવા આજ્ઞા કરી, ન વસી ભ્રાંતિ અંતર જરી,
મહદાજ્ઞા મેં ચિત્તમાં ધરી, તેણે સહુ ચિંતા પરહરી.
મંત્ર સ્મરીને ડબ્બી ભરી, કહી 'અમૂલ્ય' આપી તે ખરી,
સર્વ ધામની યાત્રા કરી મહદ પાસે આવ્યો ફરી.
ડબ્બી ખોલી પાસે ધરી અચત મુદ્રા અર્પણ કરી,
જેણે માહારી ગરજ સહુ સરી, જિહ્વા સતત શ્રીકૃષ્ણ ઉચ્ચરી,
અતુલિત નામ પ્રભાવ અપાર, પ્રીતિ-પ્રતીતિ ધન્ય તે સાર !

આ પ્રમાણે સાધન વગરના દયારામભાઈએ ભટ્ટજીની પ્રસાદીથી અષ્ટાક્ષર મંત્રની સહાયતાથી તીર્થયાત્રા કરી.

દયારામભાઈનો કુલધર્મ વૈષ્ણવ હતો ને જ્ઞાતિધર્મ શૈવ હતો; એટલે હરિહરની એકતા તેઓ માનતા. પછી દેવકીનંદનાચાર્યે તેમને નામનિવેદન સંસ્કાર કર્યો, ઈચ્છારામ ભટ્ટજીએ તેમના સંશયો ટાળ્યા અને વ્રજયાત્રા કરવાનું ઉપદેશી અષ્ટાક્ષર મંત્ર આપ્યો અને શ્રીવલ્લભલાલજી મહારાજે બ્રહ્મસંબંધ આપ્યો.

કવિએ યુવાન વયમાં જૂના કવિઓનો અભ્યાસ કરેલો. સંસ્કૃતનું તેમને જ્ઞાન નહોતું તે વાત તો ઉપર આવી ગઈ છે, એટલે બીજા કવિઓને આધારે તેમણે લઘુ વયે બધું લખેલું. દેવમંદિરમાં ગવાતાં કીર્તનોને લીધે વ્રજભાષા પ્રત્યે પ્રીતિ અને પૂજ્ય બુદ્ધિ આ લઘુ વયમાં જ બંધાય છે.

## પદલાલિત્ય અને પ્રતિભાનું દર્શન

બાળપણની પ્રાથમિક ગૂજરાતી કૃતિઓમાં શેષશાયીની ગરબીમાં પદલાલિત્ય છે અને પ્રભાતિયામાં પ્રતિભાનું દર્શન થાય છે.

શેષશાયીની ગરબી પહેલી જુઓ:—

પ્રથમ પ્રણમું શ્રીગુરુના પાય રે શેષશાયી છોગાળા.
શ્રીવલ્લભ વિઠ્ઠલ વ્રજરાય રે " "
સદા શોભાવે વૈકુંઠ ધામ રે શેષશાયી સુખસિંધુ.
નિત્યલીલા નૂતન અભિરામ રે " "
મોટું મનહર મંદિર ભાસે રે શ્રીપતિ શેષશાયી.
દરશનથી પાપતાપ નાસે રે " "
વ્હાલો આનંદ-મંગલ-રૂપ રે શેષશાયીજી.
વિભુ અખિલ ભુવનના ભૂપ રે " "

હવે પ્રભાતિયું જુઓ:

માતા જગાડે:-જાગ્ય કાનુડા ! ગોંદરે ઊભી ગાય;
રહામારહામી સાદ કરે, કે માવા મેળા થાય.
વિઠ્ઠલ ! વ્હેલા રે જાગો.

વ્હાલા ! વ્હેલા વ્હેલા, જાગો, જાગો, નંદકુમાર !
જીવણ ! વનના મોરલા બોલ્યા, સુખનાં થયાં રે સ્હવાર
વિઠ્ઠલ ! વ્હેલા રે જાગો.

ગીર્વાણ વાણી બ્રાહ્મણ વાંચે, શાસ્ત્રી પુરાણી પ્રભાત
વેદધ્ધુની વેદિયાઓ કરે ને હરિજન કીર્તન ગાત,
વિઠ્ઠલ ! વ્હેલા રે જાગો.

ચકચક કરવા ચરકલાં લાગ્યાં, જન ચટલે ભેળા થાય,
વેણુ વજાડે, ધેન ખરાડે, ગોપીઓ મંગળ ગાય.
વિઠ્ઠલ! વ્હેલા રે જાગો.

દાતણ કરી અંગોળણ કરિયે, જમિયે શર્કરા ભાત.
તાહારે કારણ ઊભો, કાન્હુડા, ગોવાળાંનો સાથ.
વિઠ્ઠલ! વ્હેલા રે જાગો,

દાસ દયો ભૂતળ ભક્તિ રે માગે. દાસમાંએ હું દાસ.
દરસન દેજો, દિલમાં રહેજો, આપજો વૈકુંઠવાસ.
વિઠ્ઠલ! વ્હેલા રે જાગો.

## શ્રીનાથજીના દર્શનનો પ્રસંગ

દયારામભાઇ વ્રજની યાત્રાએ ગયા ત્યારે નાથદ્વારામાં શ્રીજી આગળ ભેટ ધરવા પોતાની પાસે કાંઈ ન હોવાથી દર્શનની બંધી થાય છે. આ પ્રસંગે કવિ કહે છેઃ—

શરણે પડયો છું રે શ્રીહરિ! નથી મારે અવર આશ વિશ્વાસ.
શ્રીવલ્લભના રે લાડીલા! અનન્ય આપ તણો હું દાસ. ૧

નથી કોઈ દેવી રે દેવનો, એક છે આપ તણો આધાર
ગુલામ ઘરનો રે રાવળો મનકર્મ વચને, નંદકુમાર! ૨

નથી સાધનબળ રે; ધર્મનું નથી બળ ભક્તિજ્ઞાન વિવેક,
સેવા સમરણ રે ના મળે; નથી સત્સંગ કર્યો ક્ષણ એક. ૩

બાનું તમારૂં રે જોઇને મુજને જગત કહે હરિભક્ત.
જીવણજી! જૂઠો રે હું છઉં; મુજમન નથી તમમાં આસક્ત. ૪

તે અંતે ઊઘડી રે વાગશે; પાસું દેશો જો મહારાજ.
બળવંત! બાનું રે લાજશે; હું નિર્લજને શાની લાજ? ૫

× × ×

જેહેવો તેહેવો રે રાજનો દીન લહી કરિયે કરુણાદાન
દાસ દયાની રે વીનતી કૃષ્ણ કૃપાનિધિ! ધરજો કાન. ૮

× × ×

દરસન દ્યોની રે દાસને, માહરા ગુણનિધિ ગિરિધરલાલ!
નાથ! નિવારો રે ત્રાસને આણો આપના ઉપર વ્હાલ ૧
નટવર નંદન રે નંદના! ભાવો મદનમનોહર રૂપ
ચિત્ત ન ચોટે રે માહરૂં અનુભવ વ્યાપક બ્રહ્મસ્વરૂપ ૨
ન જપું અજપા રે જાપને, ન ગમે સુણવો અનહદનાદ,
યજ્ઞ સમાધિ રે ના ગમે, ન ગમે સ્વર્ગ, મુક્તિના સ્વાદ. ૩
અન્ય-ઉપાસના રે ના ગમે વણ એક પૂરણ પુરુષોત્તમ.
સહુ ફીકાં લાગે રે સાધનો પડી મને પ્રેમભકિતમાં ગમ. ૪
મુને શ્રીવલ્લભ રે ગુરુ ગમ્યા સહુવિધ શ્રીકૃષ્ણજી સમાન.
જીવની સાધના રે ના જુએ, વ્હાલો કરે નિજાનંદ દાન ૫

× × ×

વૃંદાવનની રે કુંજમાં જ્યાં કરો જુગલકિશોર વિલાસ,
દાસ દયાની રે વીનતી, દાસી કરી રાખો મુને પાસ.

## નરભેરામનાં પદ સાથે સરખામણી

તે પછી દર્શનની છૂટી થાય છે. વ્રજ પછી દયારામભાઈ કાશીની યાત્રા કરે છે. દયારામની શ્રીનાથજીની ઉપરની વિનંતિ સાથે સમકાલીન નરભેરામનાં ગોમતીમાં સ્નાન કરવાની ના પાડવા વખતનાં પદ સરખાવવા જેવાં હોઈ અત્રે આપ્યાં છે.

(રાગ કાફી)

સરસ્વતી વસો જીભે રે; વેહેવારની વાતે વઢવું છે
ખાંતીલે ન્હાવું ખાળ્યું રે, તાતની હેડીએ ચઢવું છે. ટેક

ગોમતી ન્હાયાનું નાણું આપું, ત્યારે મારે તમારી શી પ્રીત ?
પિતા થઇ પુત્ર પાસે માગો છો, એ કિયા તે દેશની રીત ?
મારી રે ઉત્તર આપો રે ત્યાં સુધી સ્હામા અડવું છે. સરસ્વતી. ૧.

કેટલું નાણું આપ્યું દુર્વાસાએ ? બળિદ્વાર આવ્યા, જદુવીર,
તેમના પ્રેમ તમે જાણ્યા સુવર્ણના ? બીજા જાણ્યા કથીર ?
વિચારી જુઓ, વ્હાલા રે ! પછી પાયે પડવું છે. સરસ્વતી. ૨.

કાંચન દ્વારિકા પિતાને દેખાડી છાપ મોકલી, નાથ
શું જોઈ મોકલી, શું જોઈ ખાળી ? વ્હાલા ! કહો મુને વાત
ગુરુ પ્રતાપે કહે નરભો રે, એ ઓસડ કડવું છે. ૩.

× × ×

નાણું આપે નરભો રે, વાવરજે, છોગાળા !
ગાંઠ બાંધજે તાણી રે, ધોળી ધજાવાળા !

કપટી કેશવ જાણત, તો શાને આવત પચાસ જોજન !
સાંભળ્યું શ્રવણે જે સાધુને છાપે છે; માટે મળવા ધર્યું મન.
દરસન દ્યોને રે દૂર કરી પાળા.—નાણું આપે૦ ૧

દેખી ભેખ અજર નથી કરતા, છાપ આપો છો, હરિ !
પાગ ભાળી ખાળી છાપ, છબીલા. પરખ તો એવી કરી !
સમસ્યા લેજો સમજી રે જે કહી, કાન્હડ કાળા ! —નાણું આપે૦ ૨

હારે છે તું, નથી જ હરવતો. માટે હરિ ! હઠ મેલ.
કહે નરભો છોટાલાલપ્રતાપે, નથી આ તલમાં તેલ.
લેવાનું મુજ પાસે રે હરિહરિ—જપમાળા.—નાણું આપે૦ ૩

આ પ્રમાણે દયારામનું પૂર્વજીવન સમાપ્ત થાય છે.

## અનુલેખ

પ્રસ્તુત લેખમાં 'નામનિવેદન સંસ્કાર'ના પ્રસ્તાવમાં આપેલા અવતરણનો કડી ૭૪ સિવાયનો બધો એ ભાગ સોભાચંદકૃત ભક્તિવિધાન (રચના સં. ૧૬૮૧; હાથપ્રત સં. ૧૮૩૦) માં આપેલો છે, એમ દયારામ કાવ્યમણિમાળા, ભા. ૫ ના આરંભે આપેલા લેખમાં શાસ્ત્રી વસંતરામ હરિકૃષ્ણ જણાવે છે. સોભાચંદની કૃતિની હાથપ્રત ઊતાર્યા પછી ત્રણ વર્ષે સં. ૧૮૩૩ માં દયારામ જન્મે છે. તે જોતાં 'નામનિવેદન સંસ્કાર'ના પ્રસ્તાવમાં જે અવતરણ આપ્યું છે, તે અગ્રાહ્ય ઠરે છે. પરંતુ, કવિને એમના ૧૦ મા વર્ષમાં દેવકીનંદન મહારાજને હાથે નામનિવેદન સંસ્કાર થયેલો, તે તો ગ્રાહ્ય જ રહે છે. દયારામના દેવકીનંદન સોભાચંદના દેવકીનંદનથી ભિન્ન અને અર્વાચીન. જેમણે કવિનાં માતુશ્રીને ગીતાનો [illegible] કર્યો હતો, તે જ એ દેવકીનંદન મહારાજ.

[છપાયો: બુદ્ધિપ્રકાશ: ૧૯૨૮]

# ગુર્જર કવિતા સાહિત્ય[1]

"શાયરીના શરબત વિના ઝિન્દગીની લિજ્જત લૂખી છે,—ફીકી છે; જહાનના જહાંગીરોનાં અને ખેડાંના ખેડૂતોનાં હઈયાંનાં ફૂલ મોરે છે અને પ્રફુલ્લે છે કવિમેઘના અમૃતસિંચનથી."

આ કથનની મીઠી મઝા આપવાને અને લેવાને મળેલા કવિજનો અને રસિક શ્રોતાજનો! આજના અનેરા મેળાવડામાં અગ્રસ્થાન સ્વીકારૂં છૂં તે તમારા આદરનો અનાદર ન કરાય તેથી જ. બાકી આવા સમારંભમાં અગ્રણી થવાનો અધિકાર તો, જે રસ રેલી રેલાવી શકે અથવા ઝીલી ઝીલાવી શકે, તેનો છે. કવિસંમેલનના સભાપતિ થવૂં એટલે ગુર્જર સાહિત્યના ઉત્કર્ષ અર્થે આયુષ સમર્પનાર પ્રેમાનંદની અથવા સાર્ધ ત્રિકોટિ ગ્રંથની લિપિકૃતિ માટે રાજભંડાર ખુલ્લો મૂકનાર જયસિંહની યોગ્યતા ધરાવવી. એ અસાધારણ સંપત્તિ ક્યાં અને પ્રાચીન કવિઓના જીવન અને કવનનો સ્વપ્નદ્રષ્ટા ક્યાં? હૂં નથી છોટાલાલ, મોટાલાલ કે ન્હાનાલાલ; નથી હૂં ગુલશનનૂં બુલબુલ ને નથી હૂં દિલખુશનો શાયર, ત્યમ નથી હૂં લલિતપણાનો દાવો કરનાર ને નથી હૂં નોખા પ્રકારની બળવંત પ્રતિભા ધરાવનાર. મેં નથી ગૂંથી

---

1. તા. ૫ મી જુને મુંબાઇમાં ભરાયલા કવિસંમેલનના પ્રમુખ તરીકે આપેલૂં વ્યાખ્યાન.

રસમય કવિતામાં રઘુવીર અને સુકન્યાની નવલકથા; નથી જોડી ભક્તિએ નીતરતી ભજનિકા; નથી રચ્યા ઉલ્લાસ સ્ફુરતા ન્હાના ન્હાના રાસ; નથી ગાયાં બુલબુલ અને ચમેલીનાં ગીત; નથી રચી પ્રૌઢ તત્ત્વચિંતનમાં શોક શમાવતી સ્મરણસંહિતા; નથી ગુંજી મંજીરાના રણકાર બહેલાવતી કીર્તનાવલી; નથી ભાખ્યા કવિતામાં અનેક રીતે ભાત પાડતા ભણકાર. પ્રતિ-નિર્માણશક્તિ કેળવી કેટલાક અનુવાદ રચ્યા છે તે જ મારો સાહિત્યમાં ફાળો છે, જો મારો કહેવાય તો. તેમ છતાં કવિ જયદેવ પ્રત્યેની, મહાકવિ ભાસ પ્રત્યેની, વિશ્વકવિ કાલિદાસ પ્રત્યેની પૂજ્ય બુદ્ધિથી તમે મને પ્રમુખસ્થાન આપતા હો, તો મારે એટલું જ વિનયપૂર્વક જણાવવાનું છે કે તમે આંખને આંજી નાંખતા પ્રકાશના અદ્દ્ભુત દર્શનની, રોમે રોમ ભીંજાવનાર ઉષ્માના અપૂર્વ અનુભવની, નવીન પ્રેરણાવાળાં અજબ ચૈતન્યનાં પ્રબળ આંદોલનની ઉમેદ ઓછી રાખશો. તમે જાણો છો કે ચંદ્ર પરપ્રકાશી છે; સ્વપ્રકાશી સૂર્ય નથી. ચાંદની તો શીતળતા, સ્વસ્થતા, પ્રસન્નતા સમર્પનારી છે. તમે અર્પેલી ઉચ્ચ પદવિ સ્વીકારતાં મારું મન આશંકાય છે, તેનું હું આ ક્ષણે જયમત્યમ સમાધાન કરું છું. આજ પ્રસ્તાવ કવિઓના પૂજનનો છે એટલે કવિ-પદધારી દેવને સ્થાને દર્ભના આસને વિરાજે અને તેમનો ભક્ત પૂજકનું-યજમાનનું આસન લે, એ સમજથી હું સર્વની આજ્ઞાને વશ વરતી આ સ્થાન લેઉં છું.

કવિ એટલે રસસિદ્ધ ચિરંજીવી અને કવિનું સાહિત્ય એટલે ચિરંજીવી સાહિત્ય. આ મંતવ્ય લક્ષમાં રાખી આપણે પાછળ દૃષ્ટિ નાંખિયે અને જોઇયે, કે આપણી પાસે તેવું સાહિત્ય કેટલું છે. રાવબહાદુર હરગોવિંદદાસ કાંટાવાળા, સદ્દગત ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ અને બીજાં વિદ્વાનોએ તેમજ આનંદ-

કાવ્યમહોદધિ, સસ્તું સાહિત્ય વગેરે ગ્રંથમાળાના પ્રચાલકોએ બહોળું સાહિત્ય પ્રકાશમાં આણ્યું છે. એમ મનાય છે કે તેનાથી પણ અધિક બહોળો સંગ્રહ અપ્રગટ છે. આ પદ્યાત્મક રચનાનો મોટો ભાગ ભજન કીર્તન અને ઉપદેશનાં પદોની છૂટક કવિતાનો છે. તિથિ, વાર અને મહિના તો ગત કાળની કવિતાનો કક્કો મનાતો હોય, એમ તેમનાં અગણિત દોપિસ્તાં જે મળી આવે છે તે ઉપરથી સમજાય છે. તે પૈકી પ્રેમાનંદ, રત્નેશ્વર, દ્વારકા-દાસનાં અને દયારામ તથા બીજા કેટલાકનાં દોપિસ્તાં તો ઊડીને આંખે બાઝે એવાં છે, એઓની સફાઈ કોઈ ઓર જ છે. જે સુવર્ણની શાહીથી એ લખેલાં છે તે કોઈ કાળે ઝાંખી પડે એવી નથી. લિપિનો મરોડ પણ વિસ્મય પમાડે એવો છે. એ દોપિસ્તાં ઘૂંટી ઘૂંટીને વાર, તિથિ અને મહિનાના કેટલાએ છબરડા થયા છે. એ કાળની કવિતાની શાળામાં નામાં લખવાનો શિરસ્તો પણ ગીર્વાણ સાહિત્ય ઉપરથી ઊતરી આવ્યો હોય એમ બે ચાર ઉદાહરણથી જણાય છે. પ્રસિદ્ધ કવિ પ્રેમાનંદના પૂર્વે થયેલા ઉદ્ધવદાસનૂં અપ્રસિદ્ધ વિષ્ણુસહસ્રનામ તેનો પ્રાસાદિક નમૂનો પૂરો પાડે છે. એની સરખામણીમાં, બીજા પ્રેમાનંદ નામધારી કવિની અને દયારામની કૃતિઓ જે પ્રસિદ્ધ થઈ છે, તે ભક્તિની ધૂન મચાવવાને જ રચાયલી લાગે છે; એટલે તેમાં ઉદ્ધવદાસની છટા છે નહિ. દેવદેવીઓની ગરબીઓ, આરતીઓ અને ગરબા-ઓમાં પણ ભક્તિની ધૂન જ નજરે પડે છે, કવિત્વની છાંટ બહુ ઓછી છે. પૂર્વના સાહિત્યમાં આ ગરબા, ગરબી અને આરતીઓ બહુ છે. એ એકમાર્ગી છછરા કવિત્વવાળા સમૂહની ગતકાળની પ્રતિષ્ઠા ભવિષ્યમાં કેટલી ટકી રહેશે, તે બાબતમાં ભારે શંકા ઉપજે છે.

છૂટક પદકીર્તન પછી ધ્યાન ખેંચનારો મોટો જથો આખ્યાનોનો છે. સાહિત્યનાં આ ન્હાનાં મોટાં ઝરણાંનું મુખ્ય પ્રસ્રવણક્ષેત્ર महाभारत, रामायण અને पुराणना ગ્રંથો છે. આ પરોપજીવી આખ્યાનોનું મૂલ્ય કવનમાં સમાયલા કવિત્વથી અંકાય છે. એ કસોટીએ વિજયી નીવડનારાં બે ત્રણ આખ્યાન નરસિંહ મહેતાએ આપણને આપ્યાં છે; પ્રૌઢ વયનું સખા-ભક્તિથી ભરપૂર સુદામાચરિત્ર એક, ઉત્તર વયમાં તાદાત્મ્ય સેવતા પ્રેમમાં પચેલું ગોવિંદગમન બીજું અને ગણિયે તો યુવાવસ્થાના સખીભાવના આવેશથી ઊછળતું સુરતસંગ્રામનું આખ્યાન તે ત્રીજું. ત્યારપછી શ્રીકૃષ્ણની બાળલીલા ગાઈ ન ધરાયલા ભાલણે રામબાલચરિત્રમાં ભક્તહૃદય ખાલી કરી સ્વતંત્ર નિર્માણનું વત્સલરસનું એક કાવ્ય આપણને અર્પ્યું છે. અફસોસ એટલો જ છે કે તેની હાથપ્રત અધૂરી છે. તે પછી વડોદરાના નાકરનું નળાખ્યાન જે અદ્યાપિ છપાયું નથી, તે કસોટીએ ચડાવવા જેવું છે. એના સમયનું જૂનાગઢના શ્રીધરનું ગૌરીચરિત્ર ભાલણના શિવભીલડીસંવાદને ભૂલાવી દે છે. ત્યારપછી મુરારિનો રચેલો ઈશ્વરવિવાહ તેની મનોહર બાનીથી વાંચનારને આનંદ આપે છે. એને પડછે પાછળથી રચાયલો દેવીદાસનો ન્હાનો ઇશ્વરવિવાહ નિ:સત્ત્વ લાગે છે. આખ્યાનસાહિત્યમાં વિવિધતા અને વિશિષ્ટતાની ઝાંખી થાય છે તે તો પ્રસિદ્ધ પ્રેમાનંદની કૃતિઓમાં થાય છે. એક તરફ મૌલિક ઋજુ શૈલીમાં રચેલું પણ રસે ઊભરાઇ જતું ઓખાહરણ આકર્ષે છે. બીજી તરફ ભક્તહૃદયની માનુષી વૃત્તિઓ અને દૈવી ભાવનાઓ વચ્ચે યુદ્ધ ચીતરતું સુદામાચરિત્ર ચિત્તને ચકિત કરે છે. ત્રીજી તરફ સુભદ્રાહરણ અને રુક્મિણીહરણ સુઘટિત અપૂર્વ સંવિધાનથી આપણા મનનું હરણ કરે છે. એના રચેલા સાહિત્યમંદિરને માથે

ભાગવત દશમ સ્કંધ–પૂર્વાર્ધ સોનાના કળશરૂપ છે: ઉત્તર વયમાં સંતકવિ તરીકે પૂજાયલા પ્રેમાનંદની એ અંતિમ પ્રસાદી છે. સાહિત્યની રંગભૂમિ ઉપર એ કવિ ફરીને દર્શન દેનાર છે, એટલે એના વિશે વિશેષ ન કહેતાં પછીના આખ્યાનકારો તરફ વળિયે. આપણી નજીકના આ સમયમાં પ્રીતમ, દયારામ અને મુક્તાનંદ ભક્તિ અને કવિત્વના તાનમાં સરસાઈ કરતા જોવામાં આવે છે. તેમની સરસગીતા, પ્રેમરસગીતા અને ઉદ્ધવગીતા કસી સરખાવી જોશો. આ જ સમયમાં વિષ્ણુ અને વૈષ્ણવી માયા કિંવા શક્તિની લલિત અને ઉગ્ર લીલા રેવાશંકર અને રણછોડજી દીવાને કૃષ્ણની બાળલીલાના ચંદ્રાવળામાં લલકારેલી અને ચંડીપાઠના ગરબામાં ગજવેલી છે, તે પણ જોવા જેવી છે.

આખ્યાન નહિ છતાં આખ્યાનના રૂપમાં રચાયલાં થોડાંક રૂપક પણ ગતકાળના સાહિત્યમાં આકર્ષે છે. સૌમાં જૂનું જયશેખરસૂરિકૃત પ્રબોધચિંતામણિ છે. આ પાડ્ગુણ્યના બહુરંગી તાણાવાણાથી ગૂંથાયલૂં રૂપક પાછળથી રચાયલાં જીવનવાણિજ્યનાં રૂપકોથી બહુ ચડિયાતૂં છે. પ્રેમાનંદનો વણજારો એના પડછે ઝાંખોઝબ જણાય છે, અને જીવરામ ભટની જીવરાજ શેઠની મુસાફરી તો છેક જ નિઃસત્ત્વ લાગે છે. નિરાંતશિષ્ય દયાળે રચેલો સુરતીનો વિવાહ એક ન્હાનૂં પણ સુંદર રૂપક છે. પુરોગામી વછરાજની રસમંજરીની ઘટના રૂપકની છે અને આકાર વાર્તાનો છે.

રૂપકો બહુધા તત્ત્વજ્ઞાનનો વિષય આકર્ષક કરવાના ઉદ્દેશથી યોજાયાં જણાય છે. ઊંડૂં મનોહર તત્ત્વચિંતન તો અખા ભગતની કૃતિઓમાં જડે છે. પ્રીતમનૂં ચિંતન તેનાથી કંઈક ઓછૂં ગહન પણ અધિક રસમય છે. પુષ્ટિમાર્ગીય તત્ત્વજ્ઞાન

દયારામે રસિકવલ્લભમાં ઊતાર્યું છે. એમાં અખાની ગહનતા અને પ્રીતમની રસિકતાનો યોગ કંઈક કમી દીસે છે. નરસિંહ મહેતાનાં છૂટક પદ ઊંડા તત્ત્વજ્ઞાનથી પૂર્ણ છે. પરંતુ મહેતાની સ્વતંત્ર દળદાર તત્ત્વચિંતનની કૃતિ મળી નથી. ધીરાનાં જ્ઞાનમાર્ગનાં છૂટક પદે અને કાફીએ જે લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે, તે એનૂં સ્વરૂપ મેળવી શક્યૂં નથી.

પ્રેમાનંદે આખ્યાનસાહિત્ય વિસ્તાર્યૂં ત્યારે સામળ ભટે વાર્તાસાહિત્યમાં ભારે ઊમેરો કર્યો. એની વાર્તાઓનૂં વસ્તુ એણે પૂર્વના ગ્રંથસ્થ અને કંઠસ્થ સાહિત્યમાંથી લીધૂં જણાય છે. મધ્યકાળના મધ્યમ અને સામાન્ય વર્ગના રંજનાર્થે એ વાર્તાઓ રચાઈ છે. સામળ ભટના પૂર્વે નેમિવિજયે શીલવતીનો રાસ રચ્યો છે અને સમકાલીન પ્રેમાનંદસુત વલ્લભે મિત્રધર્માખ્યાનના નામે ઇંદુમિંદુની વાર્તા કવિતામાં લખી છે, એ બંનેમાં સામળ ભટ કરતાં વિશેષ આકર્ષકપણૂં જોવામાં આવે છે.

પાછલૂં અનુવાદસાહિત્ય દેશકાળના પ્રમાણમાં થોડૂં પણ ઠીક રચાયલૂં છે. નરહરિએ ભગવદ્‌–ગીતાનૂં અને યોગવાસિષ્ટનૂં રહસ્ય ગુર્જરી વાણીમાં ઊતારવા સફળ પ્રયત્ન કર્યો છે. ભાલણે कादम्बरीનો અનુવાદ રચી ગૂજરાતીનૂં ગૌરવ વધાર્યૂં છે. સંસ્કૃત મૂળનો પૂર્વ ભાગ બાણે અને ઉત્તરભાગ પુલિને રચ્યો હોવાથી એમાં ભાત પડે છે, જ્યારે અનુવાદ એકહત્થુ હોઈ એકધારી મનોહરતા ધરાવે છે. भागवतની અનુક્રમણિકા જેવા રૂપમાં બોપદેવે રચેલી हरिलीलाને ભીમે ઘટિત વિસ્તાર કરી; હરિલીલાષોડશકળાના નામે નવો જન્મ આપ્યો તે સારૂં કર્યૂં. પણ प्रबोधचन्द्रोदय નાટકના અનુવાદને આખ્યાનનૂં રૂપ શા માટે આપ્યૂં, તે સમજાતૂં નથી. અનુવાદની સમૃદ્ધિમાં વાસ્તવિક અને મૂલ્યવાન વધારો કરનાર પ્રેમાનંદ અને તેનો શિષ્ય રત્નેશ્વર છે. એકે

ગૂજરાતને માર્કંડેયપુરાણ આપ્યૂં છે અને બીજાએ શ્રીધરી ટીકાના આશયયુક્ત ભાગવત સમર્પ્યૂં છે. રત્નેશ્વરની સાવધાનતા વિદ્વાનો અને શાસ્ત્રીઓ વખાણે છે. શિવપુરાણના બે અનુવાદ મળે છે; પણ તે મહત્ત્વ ધરાવતા નથી.

ઐતિહાસિક વ્યક્તિના ચરિત્રનિરૂપણનાં કાવ્યોમાં જૂનામાં જૂનૂં ઉત્તમ કાવ્ય ઈડરવાસી શ્રીધરકૃત રણમલ્લછંદ છે. એ રચાયાને આજ પાંચસેં વરસ વીતી ગયાં છે, પરંતુ એ લાંબા ગાળામાં તેના જોટાનો એક પણ પવાડો રચાયો છે નહિ. રણ-મલ્લછંદ પછી અર્ધી સદી વીતતાં એ જ ગૂજરાતનના ક્ષેત્રમાં પદ્મનાભે કાન્હડદેપ્રબંધ રચ્યો. તે રોમાંચ ખડાં કરે એવું વીર-રસનૂં કાવ્ય છે. એમાં ઝાલોરના સોનગિરા ચોહાણ કાન્હડદેને ખૂનકાર અલાઉદ્દીન સાથે મંડાયલા પ્રાણાંત વિગ્રહનૂં અદ્‌ભુત વર્ણન છે. યુદ્ધવીર ઉપરાંત ધર્મવીરનાં ચરિત્ર પણ કેટલાંક લખાયાં છે. તેમાં પ્રેમાનંદનાં શામળશાહનો વિવાહ અને કુંવર-બાઇનૂં મોસાળું એ બે આદર પામી ચૂક્યાં છે. વલ્લભકૃત પ્રેમાનંદકથા બચી હોત, તો કદાચ તે કસોટીએ ચડાવવા જોગ નીવડત, પણ તે તો અત્યારે ઉપલબ્ધ નથી.

પૂર્વકાળના સાહિત્યની જપમાળા હવે પૂરી થવા આવી છે. માત્ર વિશિષ્ટ સાહિત્યના બે જ મણકા મૂકવા બાકી છે. આખ્યાન-સાહિત્ય બહુધા કથાભટની કથાના ધોરણે રચાયૂં હતૂં, ત્યારે આ નવા પ્રકારનૂં સાહિત્ય સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ધોરણે રચવામાં આવ્યૂં હતૂં. એ સાહિત્ય નાટક અને કાવ્ય એ બે ભાગમાં વિભક્ત મળે છે. ઉભય માર્ગનો પ્રવર્તક અને આચાર્ય પ્રેમાનંદ છે. નાટકક્ષેત્રમાં એની ત્રણ કૃતિઓ ઉપલબ્ધ છેઃ તપત્યાખ્યાન, પાંચાલીપ્રસન્નાખ્યાન અને રોપદર્શિકાસત્યભામા-ખ્યાન. એ ત્રણેમાં કર્તાએ પત્રાવલી નાંદી યોજી છે. પણ સંસ્કૃત

નાટકમાં સૂચ્ય વસ્તુનું નિરૂપણ વિષ્કંભક અને પ્રવેશક દ્વારા કરવામાં આવે છે, ત્યારે પ્રેમાનંદ તેને આધિકારિક વસ્તુ સાથે અંકમાં મેળવી દે છે. એમ કરતાં એના અંકના નોખાં દશ્ય (scene)-માં ભાગ પડી જાય છે. સમાપ્તિ તો કવિ ભરત-વાકયથી જ કરે છે. કાવ્યમાર્ગમાં પ્રેમાનંદની પ્રસાદી અષ્ટાવક્રાખ્યાન છે. એની અપૂર્વતા એ છે, કે દરેક કડવાના આરંભે એક અન્યોક્તિ મૂકેલી હોય છે તેમાં તે કડવાનું સમગ્ર વસ્તુ સૂચવેલૂં જોવામાં આવે છે. પ્રાચીન કે અર્વાચીન, સંસ્કૃત કે પ્રાકૃત કોઈ પણ કાવ્યમાં આ અન્યોક્તિની પ્રણાલિકા દૃષ્ટિ-ગોચર થતી નથી. નાટકના આરંભની પત્રાવલી નાંદી ઉપરથી કાવ્યના પ્રત્યેક કડવાને આરંભે અન્યોક્તિ મૂકવાની વિશિષ્ટ પદ્ધતિ કર્તાને સૂઝી આવી હોય એમ સંભવે છે. પ્રેમાનંદે પાડેલા નવા માર્ગે તેનો પુત્ર વલ્લભ પણ વળ્યો અને તેણે નવરસનિરૂપણનાં નવ સ્વતંત્ર કાવ્ય રચ્યાં. તે પૈકી રૌદ્રનૂં યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન, અદ્ભુતનૂં કુંતીપ્રસન્નઆખ્યાન, વીરનૂં દુઃશાસનરુધિરપાન અને કરુણનૂં યક્ષપ્રશ્નોત્તર પ્રસિદ્ધ થયાં છે. બીભત્સનૂં ધૃતરાષ્ટ્રકુરુક્ષેત્રદર્શન અને શાંતનૂં યુધિષ્ઠિર-વૈરાગ્ય માત્ર નામથી જાણીતાં છે. આમાંનૂં પહેલૂં કાવ્ય જે યુધિષ્ઠિરવૃકોદરસંવાદ, તે સાંભળી પ્રેમાનંદ એટલા પ્રસન્ન થયા હતા કે પુત્રે પિતા પાસે પાગડી પહેરવાનૂં માગ્યૂં તે સ્વીકારી પિતાએ પાગડી પહેરી હતી. પ્રેમાનંદ અષ્ટા-વક્રાખ્યાનના પ્રત્યેક કડવાના આરંભે અન્યોક્તિ મૂકે છે, ત્યારે વલ્લભ એના પ્રત્યેક કાવ્યના આરંભે વિશિષ્ટ રસને અનુગુણ પૂર્વકથન અને અંતે ઉત્તરમંગલ યોજે છે. ગણાવેલાં નાટક અને કાવ્યમાં કેટલીક ખામી ઉપર જ તરે છે, તે છતાં કવિત્વની કસોટીમાં તે પાર ઊતરે છે.

ઉત્તરાર્ધ સોળ માત્રાની ચોપાઈનૂં બને છે. પૂર્વાર્ધમાં સરખી રચનાનાં બે ચરણો છે; પ્રત્યેક ચરણના પૂર્વ ખંડમાં સોળ માત્રાની ચોપાઇનૂં ચરણ અને ઉત્તર ખંડ દુહાનો ઉત્તર ખંડ આવે છે. અહિં સૂચના દાખલ કહેવૂં જોઇયે, કે કુંડળીની યોજનામાં આખો ખંડ ઊથલાવવાનૂં ધોરણ છે તેને બદલે આરંભના કે અંતના સંધિનો જ ઊથલો દેવાનૂં રાખ્યૂં હોય, તો નિરર્થકતાનો દોષ ટળે.

અપભ્રંશકાળના ઉત્તર ભાગમાં જ્યારથી અર્વાચીન સાહિત્યનો આરંભ લેખી શકાય, તેવામાં અક્ષરબંધ પુનરુજ્જીવિત થાય છે. એ રચનાનાં અર્વાચીન વૃત્તો આવૃત્ત સંધિનાં છે. યતિનો ઘટિત વિનિયોગ કરી અનાવર્તી અક્ષરબંધની પદ્યરચના પ્રગટવી એ ભવિષ્યાધીન વાત છે. આવર્તી અક્ષરબંધ ખેડ્યાનૂં માન હિંદીને અને મરાઠીને છે. એ રચનામાં ત્રણ પ્રકારના સંધિ અત્યારસુધીમાં વપરાટમાં આવ્યા છે; એકાક્ષર, દ્ર્યક્ષર, ને ચતુરક્ષર. નીચેના અભંગમાં પહેલા બે સંધિનાં ઉદાહરણ છેઃ—

અભંગ

પાપવાસનાઓ થાય જ્યારે ક્ષય,
પામશે ઉદય પુણ્ય વૃત્તિ. (અભંગમાળા)

અહિં પહેલાં ત્રણ ચરણો દ્ર્યક્ષર સંધિની ત્રણ આવૃત્તિનાં બનેલાં છે. છેલ્લા ચરણમાં એકાક્ષર સંધિની ચાર આવૃત્તિ છે. પ્રત્યેક સંધિના આરંભમાં જોર પડે છે. ત્ર્યક્ષર સંધિના છંદો રચાયા જાણવામાં નથી. તેનો ખ્યાલ આપવા નવૂં ઉદાહરણ રચી નીચે આપ્યૂં છેઃ—

સ્વારથ ફેડીને એ પરમારથ આદરે ઉત્તમ;
જાળવી સ્વારથ આચરે છે પરમારથ મધ્યમ;

બગાડી પારકું સાધે છે નિજનો અરથ અધમ;
અરથ વણ બીજાનું બગાડે છે તે અધમાધમ.

અહિં પ્રત્યેક ચરણમાં ત્ર્યક્ષર સંધિની ૭ આવૃત્તિ છે; પ્રત્યેક સંધિનો પ્રથમાક્ષર પૂર્વવત્ જોરદાર છે. ચતુરક્ષર સંધિનૂં પ્રસિદ્ધ ઉદાહરણ કવિત પ્રકરણ છે. એમાં પણ સંધિના આરંભમાં જોરની વ્યવસ્થા છે.

આવર્તી અક્ષરબંધ વધારે ખેડાઈ શકે એમ છે. અનાવર્તી અક્ષરબંધની ભવિષ્યમાં આશા રખાય છે. અક્ષરબદ્ધ પદ્યરચના સરલ ને સાહજિક છે. એના અક્ષર-સંધિમાં માત્રાસંધિના જેવૂં જ નાનાત્વ આણવાનાં તત્ત્વો છે. સંભાળવાનું માત્ર એક જ છે તે એ કે રચના ફીકી (prosy) પડવી ન જોઇયે.

પ્રસિદ્ધ અને સર્વમાન્ય પદ્યરચનાઓ ઉપલા વિવેચનમાં આવી જાય છે. એક જ અપ્રસિદ્ધ પદ્યરચના વિશે કહેવૂં રહી જાય છે. એને આજ પર્યંત પદ્યરચનાના પ્રકારમાં સ્થાન આપવામાં આવ્યૂં નથી; એની નોંધ લેવામાં આવી નથી; એનૂં અસ્તિત્વ જ પરખાયૂં નથી. એ પદ્યરચના એની ભગિનીઓના મુકાબલામાં અત્યંત સાદી છે, તેથી કોઈનૂં ચિત્ત તેના તરફ ન ખેંચાય તે સ્વાભાવિક છે. ભાષાના શબ્દો અક્ષરોના બનેલા છે. તેને અવલંબીને અક્ષરબંધ પદ્યરચના પ્રગટે છે. શબ્દના અક્ષરો લઘુ કે ગુરુ રૂપના હોય છે. તેના આશ્રયે રૂપબંધ પદ્યરચના ઉદ્ભવે છે. વળી અક્ષરો વજન વિચારતાં એક માત્રાના કે બે માત્રાના હોય છે. તેને આગળ કરીને માત્રાબંધ પદ્યરચના પ્રસરે છે. શબ્દમાં આવેલા અક્ષરોમાંથી કોઈના ઉપર સ્વાભાવિક રીતે ભાર પડે છે ને બીજા ભાર વગરના હોય છે. આ ભારને આપણે પ્રયત્ન નામ આપિયે છિયે. પ્રયત્ન વગર કોઈ પણ નામ કે ક્રિયાપદ બોલાતૂં નથી. એ પ્રયત્ન ઇંગ્રેજી stress accent ને

મળતું છે. એને આધારે ઈંગ્રેજીમાં સાદી પણ અદ્ભુત પદ્યરચના ઊભી થઇ છે. ગૂજરાતીમાં પણ પ્રયત્નાત્મક પદ્યરચના તરફ યોગ્ય ધ્યાન વળાય, તો ચમત્કારી પરિણામની આશા રખાય છે. ભર્યા અને ખાલી અક્ષરની ગોઠવણમાં સંવાદનું તત્ત્વ રહેલું છે, તેની પીછાન પડવી જોઈયે. પ્રયત્નબંધનાં શિષ્ટ ઉદાહરણ છે નહિ. કહેવતો અને લોકગીતમાં તેનો પ્રયોગ દૃષ્ટિગોચર થાય છે.

ચાર મળે ચોટલા, ત્યાં ભાગે ચોટ એટલા

એ ગ્રામ્ય કહેવત પ્રયત્નાત્મક બંધમાં છે. વળી

આવ રે વરસાદ ઢેબરિયો પરસાદ
ઊન્હી ઊન્હી રોટલી કારેલાનું શાક;
આવ રે વરસાદ નેવલે પાણી
નઠારી છોકરીને દેડકે તાણી.

એ લોકગીત પણ પ્રયત્નાત્મક બંધમાં છે. આંકના ઘડિયાની પણ પ્રયત્નાત્મક ચાલ જોવામાં આવે છે. નીચેનું હિંદી ઉદાહરણ પણ એ જ બંધનું છેઃ–

भंग पीनेमें दो नफा :—
अखियां लाल और दिल सफा.

ઉપલાં ઉદાહરણોમાં ભર્યા એટલે ભારવાળા અક્ષરની સંખ્યા પ્રત્યેક ચરણમાં મુકરર છે; પણ ખાલી અક્ષર બાબત કંઈ નિયમ નથી. નીચેનું ઉદાહરણ વિક્રમોર્વશીયમાંથી લીધું છે, તે પણ પ્રયત્નબંધમાં છે.

રહેવા દો આપની અકડાઈ ને ફક્કડાઈ ને ઊગારો ભૂખ્યા
બ્રાહ્મણનો જીવ.

આ ઉદાહરણમાં વિશેષતા એ છે કે એમાં ચોથા સંધિ પછી યતિ છે. અહિં પણ ખાલી અક્ષરના સંબંધમાં કંઈ નિયમ નથી, સંધિ ન્હાના મોટા છે, તે સહજ ધ્યાનમાં આવે એમ છે. પ્રકરણ તદ્દન નવૂં હોવાથી એક ઉદાહરણ વધારે આપૂં છૂં:—

સાહિત્યનું સર્વસ્વ રસ છે.
કાવ્ય દૃશ્ય હો કે શ્રાવ્ય,
લેખ ગદ્ય હો કે પદ્ય,
બંધ પ્રૌઢ હો કે પ્રસન્ન,
શૈલી વ્યસ્ત હો કે સંક્ષિપ્ત;
પાત્રથી ને વસ્તુથી,
પાઠ્યથી ને ગેયથી,
ઈષ્ટ છે
એક જ :—
રસની જમાવટ,
આર્દ્રતા અવની પર ઠલવાય
કે હિમાલયે હિમાલય બંધાય,
ઉષ્ણતા દાવાનળ સળગાવે
કે ફૂંકથી ફૂલડાં પ્રફૂલાવે,
વાયુની લહરી રોમરોમ કંપાવે

કે રોમરોમ નર્તાવે,
રીતે આ કે એ
નવનવો રંગ જ જામે છે.

અહિં એક ચરણમાં સમાપ્ત થતી વ્યાપ્તિથી બંધની શરૂઆત થાય છે. તેના સમર્થનનાં વાક્યોમાં ઉદ્દેશ્ય ને વિધેય લક્ષ ખેંચનારી યતિથી નોંખાં પડ્યાં છે. બંધ સરળ ને વિચારશ્રેણી-ને જ અનુસરતો છે. ઉત્તર ભાગમાં જ્યાં ચરણો ભારે થતાં જાય છે, ત્યાં અંત્ય યમકની સહાયતા લીધી છે; પણ તેને અઘટિત પ્રાધાન્ય મળવા દીધૂં નથી.

પ્રયત્નાત્મક પદ્યરચનાનાં આ રીતે ભાષામાં તત્ત્વ વિદ્યમાન છતાં તેનો અનાદર કરી શબ્દગત સ્વભાવસિદ્ધ પ્રયત્નને વીસારી મૂકી પરભાષાની નકલ થાય, તે સફળ ન નીવડે એમાં કંઇ નવાઈ જેવૂં નથી. ઇંગ્રેજી પદ્યરચના કેટલેક અંશે ગૂજરાતીમાં ઉતારી શકાય એવી છે; પણ તે શબ્દગત પ્રયત્નને માન આપીને ઉતરાવી જોઇયે. શબ્દના પ્રયત્નનો તિરસ્કાર કરી શબ્દોને મારી-મચરડી ઇંગ્રેજી પદ્યરચનામાં એનો પ્હેલો ઉપયોગ કરનાર કવિ પ્રેમાનંદ છે. રોષદર્શિકાસત્યભામાખ્યાન નાટકની પ્રસ્તાવનામાં જે નટીનૂં ગાયન છે, તેમાં એ શ્રુતિએ તરે છે. એ પદ્ય નીચે આપૂં છૂં:—

**નવનીત**

નવનીત નવલકિશોરે ચોર્યૂં ચોર્યૂં ચપાચપ હોરે
નવ રીત નવલ નિચોરે કાર્યે કાર્યે હદે રુપ કોરે;
નવભીત નવલ ચિકોરે અંગો અંગે કુચેષ્ટિત મોરે;
નવનીત નવલ ચકોરે ધારી ધારી યુવામણિ ચોરે.

અહિં પ્રત્યેક ચરણના દસમા અને ચૌદમા રૂપ પછી યતિ છે. એમાં કવિએ વાપરેલા નવનીત શબ્દ ઉપરથી એ છંદને નવનીત નામ આપિયે છિયે. આ છંદમાં પ્રથમ યતિ જે દસમા રૂપ પછી મૂકી છે, તે બે ગુરુથી બનેલા સંધિને તેની બીજી બે આવૃત્તિથી નોંખો પાડવા માટે છે. ચૌદમા રૂપ પછીનો જે કડકો છે, તેના આરંભમાં વધારે પડતો લઘુ છે. એનૂં નડતર મટાડવા ચૌદમા રૂપ પછી યતિ રાખવી પડી છે. પ્રથમ દસ અક્ષરોનો ખંડ વિસંવાદી થતો અટકાવવાને ત્રીજા રૂપનો પ્લુત ઉચ્ચાર કરવો પ્રાપ્ત થાય છે. આથી કરીને નવનીત છંદ પ્લુતગર્ભ રૂપબંધનૂં ઉદાહરણ બને છે.

માત્રાબંધમાં અને અક્ષરબંધમાં પ્લુતતત્ત્વને સ્થળ આપવાનૂં માન આપણા દક્ષિણી બંધુઓને છે. દિંડી એ એક માત્રાબદ્ધ રચના છે. એનૂં ઉદાહરણઃ—

દિંડી

મોહફંદ નાંખિ જાય કાં ઉડી તૂં—
તરૂડાળ ? પંખિ ! બાળ છાં હજી તૂં,
મધુર કિલકિલાટ ગાન સાંજ વ્હાણે
વિવિધવરણ મેઘશરણ કાં ન માણે ?

આમાં દાલ સંધિની પાંચ આવૃત્તિ પછી 'ચ' સંધિ આવે છે. એ 'ચ' સંધિનું પ્રથમ દુકલ પ્લુત બોલવાનૂં છે, માટે ત્યાં દીર્ઘ સ્વરનો ઉપયોગ અર્થાપન્ન છે. 'ચ' સંધિનૂં બીજૂં દુકલ ચરણને અંતે હોવાથી પૂર્વના દીર્ઘનો પ્રતિધ્વનિ બની દીર્ઘ કિંવા ગુરુ જ હોવો ઇષ્ટ છે. આ રીતે દિંડીના ચરણમાં દાલ સંધિની પાંચ આવૃત્તિ પછી બે ગુરુ સિદ્ધ થાય છે. એમાંનો ઉપાંત્ય ગુરુ પ્લુત છે. હવે અક્ષરબંધમાં પ્લુતનો પ્રયોગ જોઇયે. એને માટે પૂર્વે આપેલો અભંગ ફરી લેઇયે છિયેઃ

અભંગ

પાપવાસનાઓ થાય જ્યારે ક્ષય,
પામશે ઉદય પુણ્ય વૃત્તિ.

અહિં પ્રત્યેક ચરણનો ઉપાંત્ય અક્ષર પ્લુત છે.

પ્લુત ઉચ્ચારણનો કાળ સંગીતમાં ત્રણ માત્રાનો ઠેરવ્યો છે, 'ઉચ્ચારે ઓળખાય' એ પંક્તિમાં 'ઓ'ની એક માત્રા ગણવામાં સંગીતની કાળમાન વ્યવસ્થાનો આશ્રય લેવો પડે છે. આ રીતે પદ્યરચના ઉપર સંગીતની અસર થતી આપણે જોઇયે છિયે.

પદ્યરચના ઉપર બળવત્તર પ્રતાપ અલંકારપ્રસ્થાનનો પડ્યો છે. અંત્ય યમક, જેને સામાન્ય રીતે પ્રાસ (rhyme) કહિયે છિયે, તેનાથી પદ્યરચના પૂર્વે તદ્દન મુક્ત હતી. યમક અલંકારના અનેક પ્રકાર ગણાવ્યા છે, તેમાંનો એક અંત્ય યમક છે. શબ્દાલંકારરૂપે અંત્ય યમક ભારવિના किरातार्जुनीय માં દર્શન દે છે. પ્રાકૃતમાં તે અલંકારરૂપે જ રહે છે. અપભ્રંશમાં તેનૂં બળ વધી પડે છે; કારણ કે અલંકારપ્રસ્થાનનૂં બળ પણ વધી જાય છે. આઠ દસ સૈકામાં તો એનાં મૂળ એટલાં ઊંડા જામી જાય છે કે આજ તે કાઢવાં મુશ્કેલ થઇ પડ્યાં છે. તેમ છતાં કહેવૂં જોઇયે કે અંત્ય યમક પદ્યરચનાનૂં અંગ નથી, શણગાર જ છે.

પદ્યરચનાનાં લક્ષણ બાંધનાર મૂળે ગણકો હોય એવૂં અનુમાન થાય છે. ઉપર નીચે એક બીજાથી છેટાં બે બિંદુ તેને જોડી લેતાં જે સીધી લીંટી થાય, પિંગળમાં લઘુનૂં ચિહ્ન છે, ને તે જ બે બિંદુને વાંકી લીટીથી સાંધી લેઇયે ને ગૂજરાતી ડકાર જેવૂં ચિહ્ન થાય, તે ગુરુનૂં ચિહ્ન છે. હવે સીધી લીટી બે બિંદુ વચ્ચેનૂં ટૂંકામાં ટૂંકૂં અંતર બતાવે છે ને વાંકી લીટીએ લીધેલૂં માપ મોટૂં થાય છે; એ ભૂમિતિનો એક જાણીતો સિદ્ધાંત છે.

એ સિદ્ધાંતનો ઉપયોગ લઘુ ગુરૂનાં ચિહ્ન ઘડવામાં ગણક વગર બીજૂં કોઈ કરે નહિ. વળી મયરસતજભન એ આઠ ગણ પણ ગણકોએ બાંધ્યા લાગે છે. ત્રણ અક્ષરનાં રૂપનો ગણિત પ્રમાણે પ્રસ્તાર કરિયે, તોએ આઠ ગણ આવી રહે છે. પદ્યરચનાનો આત્મા સંવાદ છે, તેને ન લેખવી અમુક માત્રા અગર અક્ષરનો પ્રસ્તાર કરતાં જે જે માત્રાની કે અક્ષરની ગોઠવણી ઉપજે આવે તે તે બધા છંદ જ, એવૂં લેખનાર કવિ ન હોય—ગણક જ હોય. પિંગળનૂં ગણિતપ્રકરણ સંવાદને પદ્યરચનાનૂં જીવન સમજનારની દૃષ્ટિમાં મિથ્યા પાંડિત્યરૂપ છે. આલંકારિકે અલંકારના ચમત્કાર તરફ લોકરુચિ વાળી કાવ્યસાહિત્યને હાનિ પહોચાડી છે; ને ગણકે ગણિતની પ્રક્રિયાથી બુદ્ધિને ચકિત કરી પદ્યરચનાને હાનિ પહોચાડી છે.

ગણિતના ખેલ અજાણ્યાને સંવાદનૂં પિછાન થવા નથી દેતા, ત્યારે અનિશ્ચિત જોડણી જાણનારને પણ સંવાદમાં ક્વચિત્ ભૂલ ખવડાવે છે કે શ્રમ પહોચાડે છે. સંસ્કૃત પદ્યબંધનો સંવાદ સ્વયંભૂ છે, એટલે કે વગર બતાવ્યે આપોઆપ બેસે છે; તેનૂં કારણ જોડણીને પદ્યબંધમાં માન મળે છે તે છે. ગૂજરાતીમાં તદ્ભવ અને તદ્‌ભિન્ન શબ્દની જોડણી નિશ્ચિત નથી. તત્સમની જોડણી સ્થિર જેવી છતાં પદ્યરચનામાં સ્વચ્છંદે હ્રસ્વને દીર્ઘ અને દીર્ઘને હ્રસ્વ બનાવી દેવામાં આવે છે. જોડણી સ્થિર થઈ પદ્યરચનામાં તેની પવિત્રતા ભક્તિપૂર્વક જળવાશે, એવો દિવસ ગૂજરાતી સાહિત્યમાં કદી આવશે? ચાલુ બોલીમાં એક શબ્દ અમુક પ્રકારે બોલવો, ને તે જ શબ્દ પદ્યરચનામાં મારી મચરડી જુદા જ પ્રકારે બોલવો એ શૂં કાનને વિસંવાદી લાગતૂં નથી? ગૂજરાતી જોડણી નિશ્ચિત થવાનાં સુચિહ્ન તો કંઈક

દેખાય છે ખરાં. કવિઓની સંવાદરસિકતા ઉત્તેજિત થાઓ ને પદ્યરચનામાં પણ ઈષ્ટ ફેરફાર થવાનો સમય પાસે આવો !

ઉપર કહ્યું કે પદ્યરચનાનો આત્મા સંવાદ છે. રચના બંધ બેસતી આવવી તે સંવાદ. ગદ્યમાં સંવાદ નથી; શાથી જે તેમાં બંધ બેસતી રચના છે નહિ; વાક્ય કોઇ પણ જાતના બંધન વગર કેવળ વિચારશ્રેણીને અનુસરે છે. આથી अनिबद्धं गद्यम् એમ કહેવામાં આવે છે. પદ્યરચનામાં અક્ષરનો, રૂપનો, માત્રાનો કે પ્રયત્નનો નિયમ હોય છે. અક્ષરસંવાદથી અક્ષરબંધ, રૂપસંવાદથી રૂપબંધ, માત્રાસંવાદથી માત્રાબંધ ને પ્રયત્નસંવાદથી પ્રયત્નબંધ, એમ ચાર પ્રકારની પદ્યરચના આપણી ભાષામાં પ્રચારમાં આવી છે. અક્ષરબંધ અવેસ્તા ભાષામાં પણ છે; પરંતુ તે અનાવર્તી જ છે. રૂપબંધ પ્રાચીન ગ્રીક ભાષામાં પણ છે; પરંતુ તે આપણી રૂપરચનાને મુકાબલે શિથિલ છે. માત્રાબંધ ફારસી આરબીમાં પણ છે; પરંતુ તે ચિત્રાત્મક જ છે. પદ્યરચનાના આ ત્રણ પ્રકાર અહિં જેટલે દરજ્જે ચમત્કારક વિસ્તાર પામ્યા છે તેટલે દરજ્જે અન્યત્ર જોવામાં નથી આવતા. એકલો પ્રયત્નબંધ જ આપણે ત્યાં બીજાવસ્થામાં દર્શન દે છે, જ્યારે ઇંગ્રેજીમાં તે અદ્‌ભુત વિસ્તાર પામ્યો છે. એ પણ આ ફળદ્રુપ ભૂમિમાં અનુરૂપ વિકાસ પામો !

અહિં પદ ગરબી દેશી વગેરે રચના વિશે કહેવા જેટલો અવકાશ નથી, એ સમૂહને લયબદ્ધ પદ્યરચના કે લયબંધ નામ આપવું ઘટે છે. આ અને ઉપર કહેલી ચાર પ્રકારની પદ્યરચના તે સાહિત્યસાગરના મંથનથી પ્રગટેલાં પાંચ દેવવૃક્ષ છે. એ રસિક વિબુધવર્ગને અમરફળ ચખાડી સ્વર્ગનું સુખ આપનારાં થાઓ.

[ છપાયુંઃ બુદ્ધિપ્રકાશઃ ૧૯૦૮ ]

# પદ્યબંધની કસોટી અને બીજા પ્રશ્નો[1]

ભાઈ રામનારાયણ પાઠકે મને અધ્યાપકનો અધ્યાપક કહ્યો; પણ વસ્તુતઃ તો હૂં અભ્યાસકનો અભ્યાસક છૂં. આ સંબંધમાં જો અનુચિત ન ગણાય—અને નહિ જ ગણાય—તો મારી થોડી વાત કહી દઉં. બાવીસ વરસની ઉંમરે મને સખત મંદવાડ આવ્યો, અને એ મંદવાડમાંથી આ અભ્યાસને માટે જ હૂં બચ્યો અને અભ્યાસી થયો.

મને ઘણા પ્રશ્નો પૂછવામાં આવ્યા છે, તેમાંથી બહુ જ અગત્યના એવા પ્રશ્નો પહેલા ચર્ચીશ. 'પદ્યબંધની કસોટી' એવો એક પ્રશ્ન મને પૂછવામાં આવ્યો છે, એ પ્રશ્ન વિચારિયે. પદ્યનો વિચાર માગી લે છે, કે rhythm એટલે શૂં? ભાષાનૂં જેવૂં બંધારણ તેવો તેનો પદ્યબંધ. અંગ્રેજીમાં પ્રયત્ન (accent) પર જ વજન આપવામાં આવ્યૂં છે. પ્રયત્ન બદલાય એટલે અર્થ પણ બદલાય એવી એ ભાષાની રચના છે. એવી રચનામાં પ્રયત્ન જ નિયામક તત્ત્વ હોઈ શકે. માટે ત્યાં સંવાદ અથવા ઘરગથ્થુ શબ્દ વાપરિયે તો તેમના પદ્યબંધ પ્રયત્નમેળ છે જ્યારે આપણે ત્યાં અક્ષરમેળ છે. એંગ્લો-સેક્સનમાં મેળ જુદી જાતનો હતો. એનો મેળ વૃત્તિ (alliteration) ઉપર હતો. આમ મેળ જુદા હોવાનૂં કારણ એ છે કે તેમની ભાષામાં એક પ્રકારની ન્યૂનતા

---

૧. ગૂજરાત મહાવિદ્યાલયમાં વ્યાખ્યાનસત્રને અંગે પૂછવામાં આવેલા કેટલાક પ્રશ્નો ઉપર વિવેચન કરેલૂં એ ઉપરથી લખાયેલો લેખ.

છે. તેમની પાસે સ્વરસમૂહ નિશ્ચિત નથી એટલા માટે એ લઘુ ને ગુરુ વચ્ચે ભેદ બતાવી શકતા નથી; જ્યારે આપણે ત્યાં એમ નથી. આપણે ત્યાં સ્વરસમૂહ નિશ્ચિત છે. આપણે ત્યાં (વરડી) અક્ષર-syllable સ્વરસહિત વ્યંજન છે. એનું એક પ્રયોજન જાણવા જેવું છે. આપણે ત્યાં લહિયાઓની મજૂરી અક્ષર પર ગણાય છે. ત્રણ ચાર રૂપિયે હજાર અક્ષરો લખી આપે એ તેમની ગણતરી અને મજૂરી. શબ્દ એ અક્ષરસમૂહ છે અને પ્રત્યેક અક્ષરમાં રૂપનો ભેદ છે. એ ભેદ સ્વરને આધારે છે. સ્વર લઘુ હોય તો લઘુરૂપ, ગુરુ હોય તો ગુરુરૂપ. આપણા પદ્યબંધોમાં જૂના કાળથી જોઇયે, તો પહેલો પ્રકાર એ છે કે જેમાં આ રૂપનો વિચાર છંદોમાં નિર્ણીત થાય છે. ત્રીજો પ્રકાર એ માત્રામેળ. ચોથા પ્રકારના પદ્યબંધોમાં કાલમાન પ્રાધાન્ય પામે છે, જેમાં અક્ષરની રચના કાલમાનને આધારે થાય છે. સંગીતમાં જેમ કાળનું માન છે, તેમ અહીં પણ મધ્યમમાન-પુરઃસર અક્ષરોની રચના હોય છે.

આપણે પહેલો પ્રકાર લેઇયે. આ પ્રકાર વેદનાં સૂક્તોમાં દૃષ્ટિ-ગોચર થાય છે. એ પ્રકાર સહેલામાં સહેલો છે. એ કવિતા શી રીતે ઉદ્દ્ભવી એ તો તમે સૌ જાણો છો. આપણને તેમ તેમને પણ વિનોદની જરૂર હતી. ઉપરાંત યજ્ઞસમારંભમાં પણ આવા કોઈ પદ્યબંધની જરૂર હતી. ઋગ્વેદમાં એક હજારને આશરે સૂક્તો છે; અને તેમાં ત્રણ છંદો પ્રધાનપણે છે. તે ગાયત્રી, ત્રિષ્ટુભ્ અને અનુષ્ટુભ્. હું તમને તેના થોડા આંકડા આપી આગળ ચાલીશ. એ જરૂરના છે; ગાયત્રી છંદમાં ૨૫૦૦+૩૦૦=૨૮૦૦ ઋચાઓ છે, ત્રિષ્ટુભ્ જગતીની ૫૬૦૦ છે; જ્યારે અનુષ્ટુભ્ની ૮૫૭ ઋચાઓ છે, એટલે કે ૮૫૭ છંદો છે. છંદ એટલે

અંગ્રેજીમાં આપણે જેને stanza કહિયે છિયે તે. સ્મરણને માટે છંદની રચના ઘણી અનુકૂળ છે. તમે સૌ જાણો છો કે આપણું સાહિત્ય એ સ્મૃતિસાધ્ય હતું. એટલા માટે એ stanza પદ્યરચનામાં ખૂબ અનુકૂળ પડ્યા. છંદમાં ચાર ચરણ હોય. પ્રેમાનંદ-પુત્ર વલ્લભે શામળના મુખે કહેવરાવ્યું કે 'કવિતા ચોચરણી આંતરી.'

અહીં એક શંકાનો વિચાર કરી લેઇયે. એક વિદ્વાને એ ચાર ચરણનો ખુલાસો આપતાં કહ્યું છે કે પશુ (ગાયને) ચાર પગ હતા; એટલે આપણા છંદોમાં પ્રથમ છંદ અનુષ્ટુભ્ ચાર ચરણનો થયો. પણ આપણને વેદમાં એથી જૂની ત્રણ ચરણની ગાયત્રી મળે છે. એ રીતે જોતાં ગાયત્રી એ આદિભૂત છંદનું સ્થાન પામે છે. વળી गायत्री અને अनुष्टुभ् એ શબ્દોની વ્યુત્પત્તિ વિચારો. તેમને મન ગદ્ય અને પદ્ય વચ્ચે પ્રથમ ભેદ એ પદ્યની ગાઈ શકાય એવી રચના એ છે. માટે જ 'ગાયત્રી' એટલે 'ગાઈ શકાય એવી વાણી' એ તેમના પ્રથમ છંદનું નામ છે. સ્તુભ્ (સ્ત્રીલિંગ) એટલે ચરણ.[2] એક ચરણ વધ્યું એ અનુષ્ટુભ્. આમ વિચારતાં પણ અનુષ્ટુભ્ એ પ્રથમ છંદ જણાતો નથી. થોડો ઇતિહાસ જોતાં પણ આ ઉપર વિશેષ પ્રકાશ પડે છે. તમે જાણો છો કે વેદની પેઠે પ્રાચીન લેખાતું સાહિત્ય એ પારસીઓનો ધર્મગ્રન્થ અવેસ્તા છે. અને એ અવેસ્તાનો જૂનામાં જૂનો ભાગ ગાથા છે. ગાથાના છન્દો વૈદિક છે. પણ અવેસ્તા એ વેદ કરતાં અર્વાચીન છે. આપણે વેદ, અવેસ્તા, મહાભારત,

---

૨. વૈદિક સંસ્કૃત અને શિષ્ટ સંસ્કૃતમાં આ બોલ સ્વતંત્ર શબ્દ તરીકે વપરાતો નથી પણ માત્ર अनुष्टुभ् અને त्रिष्टुभ् એ બે શબ્દોમાં જ બચેલો છે.

રામાયણ અને ધમ્મપદના છંદો સરખાવી જોઇયે. અવેસ્તાની ગાથામાં છંદ આઠ અક્ષર અને અગિયાર અક્ષરનો છે. આઠ અક્ષરના છંદને પરિચય ખાતર આપણે 'ગાયત્રી' એવું નામ આપિયે. તેના ગાથાત્રિષ્ટુભ્‌ને છ ચરણ છે. મહાભારત અને ધમ્મપદમાં દોઢ ત્રિષ્ટુભ્, દોઢ અનુષ્ટુભ્ વગેરે મળે છે. પારસિકો જૂની પદ્યકળા જોડે લઈ ગયા. જૂના બે છંદો તેમણે વાપર્યા, ગાયત્રી અને ત્રિષ્ટુભ્. બધૂં વિચારતાં તરત જ સ્ફુરે છે કે અવેસ્તામાં છ ચરણની ઘેડનો એક 'સ્ટાંઝા' થાય છે.

વૈદિક કાળમાં ત્રિષ્ટુભ્ એ બહુ જ લોકપ્રિય છંદ દેખાય છે. ઇન્દ્રનાં વીર્યવાન સૂક્તો એ છંદમાં ગવાયાં છે. આ બધૂં વિચારતાં આપણે સમજી શકીશૂં કે અનુષ્ટુભ્ એ નવો થતો છંદ છે. ત્રણ ચરણ, ચાર ચરણ અને છ ચરણમાં 'સ્તુભ્' છંદનો વિકાસ છે.

ત્યારે પહેલો પ્રકાર આપણે જોયો. તેમાં મેળ એ કેવળ સંખ્યાત્મક છે. પણ એ જ કાળમાં રૂપબંધનનૂં બીજ રોપાય છે. અને એ બીજનો વિકાસ શિષ્ટ સંસ્કૃત કાળમાં ઉત્તરોત્તર વધતો જાય છે. મેં કહ્યૂં કે વૈદિક અનુષ્ટુભ્‌માં આઠ અક્ષરની સંખ્યાનૂં જ જ્ઞાન છે; પણ તેમાં છેલ્લા બે અક્ષર વિશિષ્ટ બને છે. ઇંગ્રેજીની માફક finishing syllable નો પ્રકાર પ્રચારમાં આવે છે. પેલી પ્રસિદ્ધ ઋચા अग्निमीळे पुरोहितं માં આ વિશિષ્ટિ રૂપ છે. પ્રથમ તો એ મેળ સુંદર થાય અને ચરણાન્ત સમજાય, એટલા માટે તે પ્રવેશ પામેલૂં દેખાય છે. પણ આ નિયમરૂપ નથી. એ બધે ઠેકાણે લાગૂં પડતૂં નથી. જુઓ તો અત્યારે જ્યાં અનુષ્ટુભ્‌માં પાંચમો લઘુ છે ત્યાં જ ગુરુ જડે છે. આપણે જોઈ શકિયે છિયે કે એ પ્રાચીન કાળમાં રૂપનો ખ્યાલ ચોક્કસ

સ્વરૂપે નથી જ. વળી એ રૂપ નહિ એટલે યતિ તો ક્યાંથી જ હોય ? યતિના જ્ઞાન માટે તો છંદનું બહુ જ ઝીણું જ્ઞાન વિકાસ પામેલું હોવું આવશ્યક છે. સંધિનો ખ્યાલ પૌરાણિક (epic) કાળનો છે. છંદમાં અક્ષર અગિયાર થયા એટલે સ્વાભાવિક રીતે એ ટુકડા પડવા માંડ્યા. વિરામ વગર આટલા બધા અક્ષરો એક સાથે વાંચી શકાય નહિ–ગાઇ શકાય નહિ; માટે સહેજ વિરામ એ આવશ્યક વસ્તુ થઈ. એ વિરામ કોઇએ ચોથે અક્ષરે, કોઈએ પાંચમે એમ લીધો. " नैतद् विद्मो कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः " ત્યાં ચોથે પાંચમે અક્ષરે સહેજ વિરામ દેખાય છે, પણ છંદઃશાસ્ત્રનો વિકાસ તો રૂપ યતિ અને સંધિના ખ્યાલથી જ આપણે માપી શકિયે. માત્ર ચરણની વૃદ્ધિથી નવા છંદો ઉત્પન્ન થાય એમ આપણે કહી શકિયે નહિ. ગાથામાં ૭ ચરણ થયાં પણ એ નવી સૃષ્ટિ ન કહેવાય. તેમણે તો માત્ર ચરણ વધાર્યાં. જેમ એક લેખક અત્યારે પૃથ્વીનાં ચૌદ ચરણ કરે છે, પણ એ કાંઇ નવી સૃષ્ટિ ન લેખાય. સંસ્કૃતના આ રૂપબંધના વિચારનો વિકાસ થતાં નવા થયેલા છંદો વિચારિયે તો અત્યારના અભ્યસ્ત શિખરિણી વગેરે કૌતુકમયી ચેષ્ટા જ લાગે.

દરેક ભાષામાં અક્ષરબંધની પ્રથમ ઉત્પત્તિ થયેલી છે. મરાઠીમાં અભંગ, ગૂજરાતીમાં કવિત અને બંગાળીમાં પયાર. સાધારણ રીતે આ છંદો ચાર અને બે અક્ષરના સંધિના આવર્તનથી બને છે. જ્યાં સંધિ અધૂરો રહે છે ત્યાં વિરામ લેવો જ પડે છે. આવા આવૃત્ત સંધિનો છંદ પહેલ વહેલો ભાસમાં જડે છે. અને તે દંડક. ભાસનો चण्डवृष्टिप्रपात દંડક ૨૮ અક્ષરનો છે. પ્રચંડ વૃષ્ટિનું તેમાં વર્ણન હોવાથી એટલા અક્ષરના એ દંડકનું નામ જ ત્યાર પછી ચણ્ડવૃષ્ટિપ્રપાત એવું પડી ગયું. દંડક પ્રકરણના છંદો ૨૮ થી માંડી છેક ૯૯૯ અક્ષર સુધીના છંદઃશાસ્ત્રમાં

લખ્યા છે. પાઠ્ય કવિતામાં આ જાતનાં આવર્તન અને યતિનો ખૂબ ઉપયોગ કરી શકાય. મનહર છંદમાં ચાર ચાર અક્ષરના સંધિનાં આવર્તન આવે છે. અભંગમાં બે અક્ષરના સંધિનાં આવર્તન થાય છે. એક અક્ષરના સંધિનું આવર્તન થઈ ન શકે; જેમકે—સારંગી છંદ. તેમાં ભિન્નતા અને એકતાના સંયોગથી ઉત્પન્ન થતો આનંદ પ્રગટતો નથી. તેમાં કેવળ એકતા છે. સંગીતમાં મૂકતાં સ્વરના ભેદનો આનંદ સારંગીમાં સાધ્ય બને. સર્વલઘુ અને સર્વગુરુ એવા પ્રકારના છંદો એ માત્ર બુદ્ધિના ચમત્કાર છે. પ્રેમાનંદસુત વલ્લભે આવી એક રચના કરેલી છે. બે અક્ષરના સંધિ પછી ત્રણ અક્ષરનો સંધિ આવે એમાં સંધિએ સંધિએ યતિ લેવી પડે. એ સંધિનો એક પણ અક્ષરમેળ આપણા સાહિત્યમાં નથી. પાંચ અને સાત અક્ષરના સંધિ પણ નથી. ચાર અક્ષરના સંધિને સંગીતવાળા આઠ અક્ષરનો કરે. સંગીતમાં એ અનુકૂળ છે. આ રીતે આપણે કેવળ સંખ્યાત્મક છંદો જોયા. તેમાં વૈદિક સમયમાં એ છંદોમાં ચરણાંતભિન્નતા જોઈ.

હવે આપણે રૂપમેળ પદ્યબંધમાં આવી પહોંચિયે છિયે. લઘુગુરુને ધ્યાનમાં રાખીને જે છંદઃશાસ્ત્ર સંસ્કૃતમાં વિકસ્યું છે તે અદ્ભુત છે. તેમાં તરેહતરેહના છંદો થયા છે. તે વખતે આવર્તનનો પ્રકાર પણ અજાણ્યો નહિ હોય તેમ લાગે છે. ભુજંગપ્રયાત નામનો છંદ ભાસમાં મળે છે, એ તેની સાક્ષી આપે છે. રૂપનો ખ્યાલ પણ બરાબર વિકસેલો છે, કારણ કે ભાસમાં ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાનો ભેદ પાડેલો જોવામાં આવે છે. રૂપના સૂક્ષ્મ જ્ઞાન સિવાય એ ભેદ સંભવે જ શી રીતે? યતિનો ખ્યાલ તે સમયે શી રીતે આવ્યો તે જાણવા જેવું છે. જ્યાં બે સંધિ બરાબર બેસે નહિ ત્યાં તેમણે સંવાદ સાચવવા

સારૂ યતિ મૂકી. આ ખ્યાલ પાછળથી ભૂલી જવાયો. પ્રેમાનંદના રોપદર્શિકા આખ્યાનની પ્રસ્તાવનામાં એક છંદને 'ગીતિ' એવું મારીમચરડીને નામ આપવામાં આવ્યું છેઃ "નવનીત નવલ કિશોરે, ચોર્યું ચોર્યું, ચપાચપ હો રે."

આપણે કાલિદાસના છંદો તપાસિયે. તેણે કાવ્યમાં ટૂંકા જ છંદો વાપર્યાં છે. એ સમયનો વિચાર કરિયે તો આ વસ્તુ સમજાઈ જશે. તે વખતે લોકો પ્રાકૃતની સાથોસાથ સંસ્કૃત સમજી શકતા. તે વખતે બહુ સમાસવાળા છંદો આવી શકે એમ જ હતું નહિ. વધારેમાં વધારે કાલિદાસે તેર અક્ષરનો છંદ વાપર્યો છે. માત્ર વૈચિત્ર્યની ખાતર જ સર્ગને અંતે ભિન્ન છંદ આવે છે એ તો આપણે સૌ સમજિયે છિયે એટલે એ વિશે નહિ બોલું. પણ નાટકમાં એમ નથી. ત્યાં તો કાલિદાસ સ્રગ્ધરા જેવો એકવીસ અક્ષરનો છંદ વાપરે છે. લોકોને ગાયન તો હાલે ગમે છે અને તે વખતે પણ ગમતું; કારણ કે વૈવિધ્ય વધારે તેમ આનંદ પણ વધારે. એ વૃત્તિનો લાભ લઈ પુરાતન રંગભૂમિએ છંદશાસ્ત્ર પૂરેપૂરું ખીલવ્યું. હાલની રંગભૂમિ શું કરે છે? તમે યુવાનો તેનો નિર્ણય કરજો. હું તો હવે વૃદ્ધ થયો.

હવે પદ્યબંધની કસોટી. रघुवंशમાં થોડો અને कुमारसंभवમાં ન વપરાયેલો વ્યાપક છંદ વસન્તતિલકા ऋतुसंहारમાં દેખા દે છે. એ કસોટીના આધારે કહેવું પડે છે કે એ વર્ણનાત્મક કાવ્ય રઘુકારને માથે ખોટું ચડ્યું છે. આર્યાગીતિમાં લખાયલા नलोदय[3]નું પણ તેમ જ છે. પદ્યબંધની કસોટીનું એક બીજું ઉદાહરણ આપું. पार्वतीपरिणय નામનું એક નાટક છે. એ નાટક

---

૩. આ યમકકાવ્યના કર્તાનું નામ હાલમાં જાણવામાં આવ્યું છે. એ નવમા શતકના કેરલ કવિ વાસુદેવની કૃતિ છે.

બાણને નામે ચડયૂં છે. બાણ સાતમા સૈકાના પૂર્વાર્ધમાં મૂકાય છે. એ પાર્વતીપરિણયમાં ગીતિનો ઉપયોગ થયલો છે. હવે આપણે ગીતિનો વપરાશ જોઇયે. કાલિદાસના શાકુન્તલમાં ગીતિનો બે વાર ઉપયોગ થયો છે. પ્રથમ પ્રસ્તાવનામાં અને પછી ત્રીજા અંકમાં. પહેલી ગીતિમાં વિરામ માત્ર ચરણે આવે છે અને બીજી ગીતિમાં ચરણની અંદર બાર માત્રાએ આવે છે. આ જાતનો વપરાશ ઠેઠ બારમા સૈકા સુધી નથી. आर्यासप्तशतीમાં બારમી માત્રાએ વિરામ આવે છે. આને પથ્યા આર્યા કહે છે. હવે કહો કે જેમાં ગીતિનો વપરાશ ઘણો છે તે બાણની કૃતિ શી રીતે હોય? ટૂંકમાં, કયા છંદોનો વપરાશ હતો, કયા છંદો પ્રધાનપણે વપરાતા હતા એ જો નક્કી કરી શકિયે તો પદ્યબંધની કસોટી કામ લેવાય.

હવે આપણે છેલ્લો પ્રકાર જે કાલબંધ તે ઉપર આવિયે. તમારા પ્રશ્નોમાં એક પ્રશ્ન એવો પણ છે કે 'મીરાંબાઇનાં કાવ્યો શી રીતે પારખવાં?' આ બન્ને પ્રશ્નો સાથે ચર્ચિયે. આપણી જૂનામાં જૂની કવિતા પંદરમા સૈકાના આરંભ સુધી જ જઈ શકે છે; એથી આગળ જઈ શકતી નથી. તે અરસામાં રચાયલૂં त्रिभुवनदीपकप्रबंध (પ્રબોધચિંતામણિ) નામનૂં એક મહારૂપક આપણને મળે છે. પ્રબોધચંદ્રોદય ઉપરથી જો કે એ તૈયાર કરવામાં આવ્યો છે, તોપણ એ એક સ્વતંત્ર જૈનકાવ્ય છે. પ્રેમાનંદના વિવેકવણજારા કરતાં એ વધારે રસિક છે. આ કાવ્યમાં પહેલવહેલાં પદ બોલ મળે છે. પદનૂં જ બીજૂં નામ દેશી છે. માર્ગ અને દેશી એ બે નામો અનુક્રમે પિંગળને અનુસરીને લખાયલી કવિતાને આપવામાં આવ્યાં છે. તેનો આરંભ ચૌદમાં સૈકાથી થયલો જોવામાં આવે છે. દેશીનૂં આપણે સ્થૂલ પૃથક્કરણ કરિયે. પદમાં નરસિંહનાં ત્રણ

કાવ્યો લખાયલાં છેઃ ગોવિંદગમન, સુરતસંગ્રામ અને સુદામા-ચરિત્ર. છેલ્લાં બેમાં ૨–૧–૨ (દા–લ–દા) નો સંધિ અને તેનાં સાત આવર્તન અને છેડે એક ગુરુ છે. તમે જે પ્રભાતિયાં વિશે પ્રશ્ન કર્યો છે તે રાગનૂંયે નામ નથી તેમ છંદનૂંયે નામ નથી, પણ પ્રભાતમાં ગાવામાં એ પદ આવતાં હોવાથી તેને 'પ્રભાતિયૂં' એવું નામ આપવામાં આવ્યું છે. એને આપણે હાલ ઝૂલણા છંદ એવૂં નામ આપિયે છિયે એયે ભૂલ છે. દેશીને માર્ગનૂં નામ આપી શકિયે નહિ. આ ભેદ પછી ભાલણમાં આપણે એક બીજો પ્રકાર જોઇયે છિયે; અને તે કડવાનો. કાદંબરી જેવા કાવ્યના પદ–પદ–જેવા નાના નાના કકડા પાડી ન શકાય. એ કડવૂં એ ઇંગ્રેજી canto અને સંસ્કૃત સર્ગ જેવૂં છે. કાવ્યબંધરૂપે પદનો પ્રકાર સોળમા સૈકામાં લગભગ સમાપ્ત થાય છે, અને કડવાનો પ્રકાર પણ સત્તરમા સૈકાપર્યંત ચાલે છે. ત્યાંથી આગળ જઇયે છિયે તો રાસ, પ્રબંધ, રાસડા, પોવાડા, વગેરે આવે છે. પ્રેમાનંદના સમયમાં જ વળી એક બીજો પ્રકાર શરૂ થયો હતો, અને તે ગરબો. એ ગરબા જૂની પ્રથાને અનુસરીને થાય છે. ગરબો એ શબ્દ હૂં તથા રા. નરસિંહરાવભાઈ જુદી જુદી રીતે વ્યુત્પન્ન કરિયે છિયે. એઓ કહે છે કે दीपगर्भः घटः એમાંથી दीप પદ છૂટી ગયૂં અને ગર્ભમાંથી गरवो શબ્દ આવ્યો. હૂં गर्भ એ શબ્દ ઉપરથી જ એ લઉં છૂં. गर्भनो[૪] અર્થ 'ઘડો' અથવા 'ઘડું' થાય

૪. જુઓ मानसोल्लास શ્લોક ૧૦૪૧–૧૦૪૨

गर्भेषु पिहितं धान्यं क्षेत्रसस्यशिखाहतम्।
आपणे पुञ्जितं यच्च खले राशीकृतं च यत्।
तत्सर्वं ह्रियते यत्तु रिपुराष्ट्रेषु संस्थितम्।
दण्डकोऽसौ धान्यहरणा देशदुर्भिक्षकारकः॥

છે. મૂળ એ શબ્દ કાવ્યવાચક નહોતો, પણ પાત્રવાચક હતો. અનેક છિદ્રવાળા ઘડાને 'ગરબો' કહે છે. આખા ઘડામાં છિદ્ર પડાવવાં તેને 'ગરબો કોરાવવો' કહે છે. આવા ગરબાનો નિર્દેશ "માએ સોનાનો ગરબો માથે લીધો કે રંગ મા રંગતાળી" એ લોકગીતમાં દૃષ્ટિગોચર થાય છે. નવરાતરમાં એવો ગરબો માથે લઈ અથવા વચમાં સ્થાપી કૂંડાળું વળી ગાવાનો રિવાજ અદ્યાપિ છે, તે ઉપરથી દેવીની સ્તુતિ અને પરાક્રમનાં નવરાતરમાં ગવાતાં કાવ્યોને પણ 'ગરબો' એ સંજ્ઞા મળતી જણાય છે. [૫]પ્રથમ વલ્લભ મેવાડાએ ગરબો લખ્યો. આ ગરબામાંથી ટૂંકી એકત્રિત રસની ગરબી પ્રગટી.

ત્યારે ગૂજરાતી પંદ્યબંધનો વિકાસ આપણે આ રીતે જોયો પદ, कडवूं, गरबो, गरबी. હવે હું પૂછું છું કે ગરબીવાળી કવિતા મીરાંની હોઈ શકે? એની સાથે બીજાં પણ કારણો છે તે તમારી આગળ મૂકું છું. પ્રથમ તો મીરાં રાજસ્થાનની વતની હતી. મીરાંનું એક સળંગ કાવ્ય 'નરસિંહ મહેતારો માહ્યરો' નામનું એ ભાષામાં પ્રસિદ્ધ છે. એમની પોતાની ભાષા હિન્દી હતી. વળી તે વખતે બીજી ભાષાના કવિઓ એ ભાષામાં કવિતા કરતા. આવે સમયે મીરાં ગૂજરાતીમાં કવિતા કરે અને તેમાંયે ગરબીમાં એ બનવું અસંભવિત છે. મીરાંની કવિતા વિશે એક બીજી વાત બનવા જેવી છે. એમ થાય છે કે કોઈ સારા કવિની કવિતા બીજો કવિ પોતાની ભાષામાં ઊતારે છે અને પાછળ નામ એ મૂળ કવિનું મૂકે છે. "ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો" એ કબીરને નામે પ્રસિદ્ધ પદનો આવો જ ઇતિહાસ છે.

---

૫. જુઓ રણછોડજી દિવાનના 'ચંડ । ના ગરબા.'

હવે આપણે દેશીનાં માપ તપાસિયે. દેશી કડવાના ત્રણ વિભાગ પડે છે; રાગસૂચક મુખબંધ, ઢાળ, અને વલણ અથવા ઊથલો. રાગ એ સંગીતનો વિષય છે. મુખબંધ ઉપર આશાવરી કેદારો મેવાડો આખા કડવાના રાગનું નામ આપવામાં આવે છે. ઢાળ ત્રણ પ્રકારના છે. બે પ્રકારના સાધારણ અને એક પ્રકારનો અસાધારણ–અપવાદ–રૂપે છે. પહેલો પ્રકાર એ હરિગીત જેવો છે. હરિગીતની પહેલી બે અને છેલ્લી બે માત્રા મૂકી લઈયે તો એ પ્રકાર બને. ૨–૧–૨–૨ (દા–લ–દા–દા) તેનાં ત્રણ આવર્તન અને ગુરુલઘુ આવવાથી પહેલા પ્રકારની ઢાળની પંક્તિ બને છે. બીજો પ્રકાર તે ચોપાયા જેવો છે. તેમાં ૨–૨–૨–૨–નાં અને ત્રણ પછી ૨–૨ એ પ્રમાણે કાલમાન અનુસાર માત્રા આવે છે અને તે ચંદ્રહાસ આખ્યાનમાં પ્રેમાનંદે વાપર્યો છે.

[ છપાયું: બુદ્ધિપ્રકાશ: ૧૯૨૬ ]

દિ. બ. કેશવલાલ ધ્રુવ સન્માનસમારંભ

# પ્રત્યુત્તર

સન્માનસમારંભના માનવંત અધ્યક્ષ મહાશય,
સન્માનસમારંભસમિતિના શ્રીમાન પ્રમુખ
અને મંત્રીઓ, ઉત્સાહી પ્રવર્તકો તથા નિમંત્રિત
સમવૃત્તિ ધરાવનાર સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

ગુરુપૂર્ણિમા ઊજવાઈ, યથાવિધિ પૂજાવિધાન થયૂં અને ગુરુર્બ્રહ્મા આદિ મંત્રોચ્ચાર પણ થઈ ગયા. પછી અસાડો મેઘ ગાજ્યો અને વરસ્યો. એના પ્રૌઢ નાદે વાતાવરણ ભરી નાંખ્યૂં અને એની સહસ્ર ધારાએ ભૂમિ રસબસ કરી દીધી. એના તેજના ચમકારા આંખ આગળ ચમકયા કરે છે. તેના અનુસંધાનમાં એક અલ્પ શ્રવણ કે શ્રાવણનૂં સ્રવણ.

જીવનના પાંચ દાયકા કેળવણીખાતામાં ગાળી હૂં છૂટો થયો છૂં. સારૂં થયૂં કે હૂં એ ખાતામાં જોડાયો. મને મૂળથી વિદ્યા ઉપર પ્રીતિ; અને જૂના જમાનામાં વિદ્યાવૃદ્ધિનો અવકાશ આપતૂં તો માત્ર એ ખાતૂં જ આપતૂં હતૂં. એ અનુકૂળતાને લીધે મેં મારો અભ્યાસ આગળ ને આગળ ધપાવ્યો. આજીવિકા મેળવવા અને વર્તમાનપત્ર કે કાવ્યનાટક વાંચવા ઉપરાંત માણસે કોઈ ઊંચૂં ધ્યેય રાખવૂં ઘટે છે; તદનુસાર જીવનની બીજી વીસીના આરંભમાં સાહિત્યસેવા ઊઠાવવાનો મેં સંકલ્પ

કર્યો હતો. તે પણ મેં અવસરસર આચારમાં મૂક્યો. ખરા દિલની સેવા સજાવતાં મારી નિરીક્ષકદૃષ્ટિ અને પરીક્ષકદૃષ્ટિ ઊઘડી, સારૂં અને નરસૂં, સંબદ્ધ અને અસંબદ્ધ, ખરૂં અને ખોટૂં નિર્ધારવાની તુલામાં તોળી જોવાનૂં હૂં ધીરે ધીરે શીખ્યો. ચોકસીની કસોટીની પાટી ઉપરની લિસોટાની ગૂઢ લિપિ પણ ઉકેલવા કંઈક શક્તિમાન થયો. ભૂસ્તરવિદ્યાના અભ્યાસકની પેઠે એક થરથી બીજામાં અને બીજાથી ત્રીજામાં, એમ નવનવા કુતૂહળથી ઊંડા ઊંડા ઊતરવાની આવશ્યકતા પણ સમજ્યો. એવે વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં પ્રવર્તમાન ભાષાઓ સ્થાન પામતાં એને અંગે હૂં ગૂજરાત કૉલેજમાં ગૂજરાતીનો અધ્યાપક નીમાયો. મારા વૃત્તિપરાયણ જીવનનો એ ઉત્તર કાંડ દસ વરસની અવધે પૂરો થયો છે. તે ગાળાની સેવા જો સફળ નીવડી હોય, તો કેળવણીખાતામાં મારૂં જોડાવૂં, અભ્યાસકાળનૂં વિદ્યાધન વધારવાનો અવકાશ મળવો, સાહિત્યસેવાનો સંકલ્પ સિદ્ધ થવો અને મગજની અણખીલેલી શક્તિઓ ખીલી નીકળવી, એ સર્વ સંજોગોને લીધે જ સફળ નીવડી છે. એ સફળતા કર્મચારીને તો કર્તવ્ય બજાવ્યા પૂરતા આત્મસંતોષનો અધિકાર આપે છેઃ અને એ અધીકારની રૂએ મારૂં કર્તવ્ય કદી પણ ન વીસર્યાનો બલ્કે બરાબર સમયે કાળજીથી તે કર્ત્તવ્ય બજાવ્યાનો મને સંતોષ છે. મારે મુખે હૂં કહૂં નહિ, પણ ગૂજરાત કૉલેજ પોતે જ્યારે મને સન્માન સમર્પવા પ્રવૃત્ત થાય છે ત્યારે પ્રસંગવશાત્ કહૂં છૂં કે મારા વિદ્યાર્થીઓને અનિયમિતપણાથી અથવા પ્રમાદથી મેં કંટાળો કે નિરાશા ઊપજાવેલ નથી. કૉલેજ મારૂં સન્માન કરે છે, તે સ્વીકારવાને હૂં બંધાયલો જ છૂં. એમાં પ્રતીક તરીકે વ્યક્તિને આગળ કરી કર્તવ્યનિષ્ઠાની પૂજા હોય, તો તે નિત્યોપાસનાની મૂર્તિ પ્રતિના ભક્તિભાવથી હૂં સ્વીકારૂં

છું, અને એ કર્તવ્યનિષ્ઠાના ઊંચા આસનની બેઠક પાસે વિશિષ્ટ સેવાને લેઇને આ વ્યક્તિને સ્થાન આપ્યૂં હોય, તો ભક્તિભાવમાં સંપૂર્ણ આદરભાવની અંજલિ ભેળવૂં છૂં. મારા કર્તવ્યના અંતિમ ક્ષેત્ર તરીકે ગૂજરાત કૉલેજને મારા હૃદયમાં સદાસર્વદા સ્થાન હો. એનાં પવિત્ર પગથિયાં ઉત્તરકાળની સેવાનાં પગથિયાંએ ચડવા મને બળ આપો !

આ સન્માનનો સમારંભ મને કંઇક વાચાળ બનાવે છે. વૃદ્ધ પુરુષોને માથે વાચાળપણાનો આરોપ રહે છે. પરંતુ હૂં તો, સૌ જાણતા હશે, કે થોડાબોલો છૂં, પરંતુ અણધાર્યા આનંદના પ્રસંગમાં મૂગાની પણ વાચા છૂટે છે. મારે પણ તેમ બન્યૂં છે. મારા સાદા એકધારા બિનજાહેર જાહેરજીવનમાં ભાત પાડતા ત્રણ અસાધારણ પ્રસંગ આ વરસમાં ઊભરાઈ આવ્યા છે; મહારાજા સયાજીરાવ ગાયકવાડ પ્રાઇઝનો પહેલો, ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના બુદ્ધિપ્રકાશના અભિનંદનઅંકનો બીજો અને ગૂજરાત કૉલેજ તરફના સન્માનસમારંભનો ત્રીજો. પ્રગતિપ્રેમી તેવા જ વિદ્યાપ્રેમી મહારાજની સારસ્વત પૂજનની વ્યાપક યોજના સૌના જાણવામાં હશે. શ્રીમન્મહારાજને હાથે પૂજાયલા શ્રીયુત રવીંદ્રનાથ ટાગોર, રાધાકુમુદ મુકરજી, સી. વી. વૈદ્ય આદિ પ્રસિદ્ધ સાહિત્યકારોનાં નામ પણ તેવી જ રીતે જાણવામાં હશે. એમના પછી પ્રસ્તુત પ્રાઈઝ ગૂજરાતી સાહિત્યની સારી (meritorious) સેવા બજાવ્યાના નિમિત્તે મને આપવામાં આવ્યૂં છે. એ ઇનામ ગૂજરાતી સાહિત્યકારોમાં પહેલવહેલૂં આ વ્યક્તિને મળ્યૂં છે. નિષ્કામ સાહિત્યસેવાનૂં યદૃચ્છાપ્રાપ્ત આ ફળ હૂં પ્રફુલ્લિત હૃદયે સ્વીકારૂં છૂં. તે પહેલો પ્રસંગ. તે પછી બીજો પ્રસંગ બુદ્ધિપ્રકાશના- અભિનંદનઅંકનો.

એ અંકમાં શ્રીયુત નરસિંહરાવભાઈના અને મારા સંબંધમાં વિવિધ લેખકોએ જે સ્વતંત્ર ઉદ્‌ગાર કાઢ્યા છે, તે માટે હું તેમનો આભારી છું, તે ઉપરાંત ભવિષ્યની પ્રજા પણ તેમની આભારી થશે. નરસિંહરાવભાઈ અને હું બાવન વરસ ઉપર એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડિયા બન્યા હતા, તે પ્રસ્તુત અંકમાં પણ જોડિયા બન્યા છિયે; તેથી મને ખાસ આનંદ થાય છે. ત્રીજો પ્રસંગ તો આજ પ્રવર્તમાન જ છે. કૉલેજના પ્રેમભક્તિમંડળના, ગૂજરાતી બી. એ. વર્ગના અને અતિરિક્ત સૈકાંબંધ વિદ્યાર્થી, કૉલેજના પ્રિન્સિપલ તથા પ્રોફેસરો સમેત એકત્રપણે, એક એકલશૃંગી સરખા અતડા જણાતા નિષ્પ્રાણવત્ શાંત કર્મચારીનો સ્નેહજળથી આજે અભિષેક કરે છે, તે એને મન સ્વપ્નમાં પણ નહિ અને કલ્પનામાં પણ નહિ એવો અવનવો બનાવ છે. શ્રીમાન્ પ્રિન્સિપલના સદ્‌ભાવભર્યાં વિદાયગિરીનાં વચનોનો રણકાર હજુ તાજો જ છે; ભાવભર્યો પ્રોફેસરોનું મારા પ્રત્યે ચિરકાળનું સૌજન્ય સ્મૃતિપટ ઉપર લીલું જ છે. પણ સમગ્ર કૉલેજનાં બ્હેનભાઇઓના ભક્તિભાવનો અનુભવ તો આજ નવો જ છે. એમને સૌને આ જીવનભરના વિદ્યાર્થીનું સ્નેહપૂર્વક નિમંત્રણ છે કે સંસ્કૃત ગૂજરાતી સાહિત્યના તલસ્પર્શી અભ્યાસમાં, પ્રાચીનકાળને લગતી શોધખોળમાં, શબ્દશાસ્ત્રમાં અને પુરાતન સાહિત્યના સંશોધનમાં રસ લેનારને માટે મારાં દ્વાર સદાએ ખુલ્લાં છે. મારામાં જે કંઈ છે તે મારાં બ્હેનભાઈઓનું જ છે. હું કૉલેજનો ગૂજરાતી લેક્ચરર મટચો છું અને તમે વિદ્યાર્થી મટશો કે મટચાં હશો. પણ આપણો આ સંબંધ તો ચાલુ જ સમજજો. મારા સાથી પ્રોફેસરોને અને પ્રિન્સિપલને તો મારાં ન કરમાનારાં આભારપુષ્પ સમર્પું છું. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ફારસી, અરબી, અંગ્રેજી અને એંગ્લોસેક્સનના સંબંધમાં તેમના

તરફથી વખતોવખત જે કીમતી માહીતી મને મળી છે તેનૂં ઋણ એ પુષ્પોથી વળે એમ નથી. લાખોનૂં દેવૂં લાખોની સાખ સૂચવતૂં હોય, તો મારે એ દેવૂં વાળવાની જરૂર પણ જણાતી નથી.

હવે હૂં સર્વને આકર્ષનારા પ્રવચન ભણી વળૂં છૂં–ખેંચાઊં છૂં. એમાં ન્હાનાભાઈ ભારે મીઠાશભર્યા વચનમાં એમનાથી વચે મોટાનૂં મોટાપણૂં આગળ કરે છે અને ઉત્તર જીવનને ઉદ્દેશીને શુભેચ્છાઓ ઉચ્ચારે છે. એ શુભેચ્છાઓ હૃદયના ઉલ્લાસથી વધાવી લેઊં છૂં. તે મારી ક્ષીણ થતી દૃષ્ટિમાં તેજ પ્રેરો અને મારી લથડતી ગતિમાં નવી શક્તિ અને નવો વેગ પૂરો. હૂં મારા સેવાધર્મને ભવિષ્યમાં વળગી રહેવાય ત્યાં સૂધી વળગી રહેવા માગૂં છૂં. મારે માથે કેટલૂંક ઋણ છે, જેમાંનૂં એક ભાલણની કાદંબરીના ઉત્તર ભાગનૂં સંશોધન છે. એક રીતે અનુવાદ-માર્ગમાં ભાલણ કવિ મારો ગુરુ છે. મારે આજનો દૃષ્ટાંત ધ્યાનમાં લેઇ તે પેઢીભરનૂં ઋણ વાળવૂં જ જોઇયે. ગૂજરાત કૉલેજનાં બ્હેન–ભાઇઓ એ વિષયમાં મારી આંખ ઊઘાડે છે. બીજૂં, ભાસ અને જયદેવની તો મારાથી થઇ તેવી સેવા મેં ઊઠાવી. પણ પ્રેમાનંદની યોગ્ય સેવા મારાથી થઈ નથી; એ વાત મને ખૂંચે છે. એ બાબતમાં પણ હૂં મારી ફરજ બજાવી છૂટવા ઊમેદ રાખૂં છૂં. ન્હાનાભાઇના આશીર્વાદથી આ કામો પાર પડો. સરસ્વતીના વિશ્રામઘાટે હૂં શીતળ વાયુ સેવવા નથી માગતો; તેમ નિત્યસ્નાનનૂં વ્રત લેવાની પણ શક્તિ નથી ધરાવતો. માત્ર વારપર્વે તેના પવિત્ર જળમાં ડૂંબકૂં મારવાની લાલસા રહી છે. એ અભિલાષા તૃપ્ત થાય તે ઘણી વાત. બાકી મારા અનુવાદો જોઈ જવાનૂં કાર્ય તો ઊભૂં છે જ. એ અનુવાદોમાં પ્રકાશને પ્રકાશને કંઇ ને કંઈ ન્યૂનતા મને જડે છે. તેની જવાબદારી

મારે શિર હોઈ, જડી આવેલી ન્યૂનતા હૂં ટાળવા તત્પર રહૂં છૂં. કોઇ કહેશે કે વારંવાર ફેરફાર કરવાની એ તો ટેવ પડી! હા, ટેવ કહો તો તેમ, અસ્થિર મન ગણો તો તેમ, શબ્દોની રમત લેખો તો તેમે. ટેવ સારી કે માઠી પડી તે ન પડી થાય છે? અને તે આટલી ઉમ્મરે? માટે નભાવી લેજો. શૂં કરૂં?—

શુદ્ધ શુદ્ધતર શુદ્ધતમે
બુદ્ધિ લુબ્ધ મમ મુગ્ધ ભમે!
રમ્ય રમ્યતર રમ્યતમે
કલ્પના રમતિયાળ રમે!

અરે અરે! शान्तं पापम्। मर्षयामि दुष्कृतम्। હૂં પટંતરે મારા ગુણ ગાતો નથી? ત્યારે તો હૂં બોલવૂં અધવચ બંધ કરૂં. એક જ ઊર્મિ દાબી દબાતી નથી; તે એ કે, અધ્યક્ષ મહાશયના પ્રવચનમાં એમણે શ્રીમુખે જણાવ્યૂં છે તેમ, ગૂજરાત કૉલેજ કૉલેજ મટીને ગૂજરાત યુનિવર્સિટી થાઓ! બીજા શબ્દમાં કહૂં, તો ગૂજરાતી ભાષા તેના સ્વતઃસિદ્ધ હકથી એ મહા-સારસ્વતપરિષદમાં સર્વોપરિ સ્થાન પામો!

| | |
|---|---|
| તા. ૧૧ મી ઑગસ્ટ ૧૯૩૪<br>અમદાવાદ | પૂર્વકાળમાં તમારામાંનો,<br>અત્યારે વિદાય લેતો<br>કેશવલાલ હર્ષદરાય ધ્રુવ |

# નાગર બ્રાહ્મણો અને તેમના વિભાગ.

આ આપણો અનેક નગરવાળો રળિયામણો ગુર્જર દેશ એક વાર ગાઢા વિશાળ અરણ્યથી છવાયલો હતો. ફળ, ફૂલ સમિધ આદિની સુલભતાને લીધે બ્રહ્મારણ્ય ને કવચિત્ ધર્મારણ્યને નામે ઓળખાતો હતો. એ અરણ્યની નિર્જન ભૂમિમાં બ્રહ્મક્ષેત્ર કિંવા બ્રહ્માની ખેડનો પ્રદેશ, કુમારિકાક્ષેત્ર કિંવા સરસ્વતીના કાંઠાનો સિદ્ધપુર આસપાસનો પ્રદેશ, ધર્મક્ષેત્ર કિંવા મોઢેરાની આસપાસનો પ્રદેશ, ભૃગુક્ષેત્ર કિંપા ભરૂચની આસપાસનો પ્રદેશ, વાલાકક્ષેત્ર કિંવા ભાલનો પ્રદેશ ઈત્યાદિ ઊજળી વસ્તીવાળાં થાણાં ભિન્નભિન્ન સમયે સ્થપાયાં ને આબાદ થયાં. તેમાં ક્રમે ક્રમે મોટાં નગર પણ ઊભાં થયાં. આ પ્રાચીન નગરોમાંનું એક આપણા સર્વનું મૂલસ્થાન જે વડનગર તે છે. એ જૂનાગઢ સ્તંભતીર્થ અને ભૃગુકચ્છથી અર્વાચીન પણ વલભિપુર અને અણહિલપુરથી પ્રાચીન છે. જૂનાગઢમાં તો મૌર્ય ચક્રવર્તી ચંદ્રગુપ્તના પૌત્ર અશોકનો સૂબો તુપાસ્ય ઈસવી સન પૂર્વે ત્રીજા સૈકામાં રહેતો હતો. જેણે પાટણની સહસ્ત્રલિંગની સમોવડી કરનારૂં સુદર્શન સરોવર ત્યાં બંધાવ્યું હતું, એવું બીજા શતકના શક સત્રપ રુદ્રદામાના એ સરોવરની મરામતના શિલાલેખમાં આપણે વાંચિયે છિયે. વળી ઈસવી સનના આરંભનાં શતકમાં વેલાદીપના સ્તંભતીર્થ અને નર્મદા ઉપર ઝઝૂમતી ભેખડો ઉપરનું ભૃગુકચ્છ જળવટ વ્યાપારનાં પશ્ચિમનાં મોટાં મથક હતાં, એવું ટોલેમીના

ભૂગોળવર્ણનમાં નોંધેલું છે. વડનગર તો ઈસવી સનના પાંચમા શતકના પૂર્વાર્ધમાં વસ્યું હોય, એવું અત્યારસુધીમાં જાણમાં આવેલી હકીકત ઉપરથી અનુમાન થાય છે.

જેને હાલ આપણે વડનગર કહિયે છિયે, તેનું પ્રાચીન નામ આનંદપુર છે. એનો સ્થાપનાર ઉત્તરાપથનો કનકસેન કહેવાય છે. કર્નલ ટૉડ જણાવે છે કે તે કોશલ દેશનો હતો. તે વખતે ગુપ્ત વંશના રાજાઓ ઉત્તર હિન્દુસ્તાનમાં સમ્રાટ્ પદવી ધરાવતા હતા. તેમનો મૂળ પુરુષ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય ઈસવીસનના ત્રીજા સૈકામાં થયો. તેણે, તેના પૂર્વજોની રાજધાની જે પાટલિપુત્ર, તે પાછી હાથ કરી હિમાલયની તળેટી સુધી બધો દેશ જીતી લેઈ ગુપ્ત સંવત પ્રવર્તાવ્યો; જેનો આરંભ ઇસવીસન ૩૧૯ થી થાય છે. એનો પુત્ર સમુદ્રગુપ્ત મહાપરાક્રમી અને દિગ્વિજયી નીવડયો. તેણે ઉત્તરનાં રાજ્યો તાબે કર્યાં, એટલું જ નહિ, પણ વિંધ્યાચળ વટાવી દક્ષિણના અનેક રાજાને પણ નમાવ્યા. એનો પુત્ર દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય પિતાના જેવો પ્રતાપી હતો. તેણે જૂનાગઢ ઉપર ચઢાઈ કરી શક સત્રપોની ત્રસેં વર્ષની જામેલી સત્તા નાબૂદ કરી. એના પુત્ર કુમારગુપ્તે પિતાની કીર્તિ સારી રીતે જાળવી. પરંતુ તે પછી ગુપ્ત રાજાઓ નબળા નીવડયા, તેમના સમયમાં, દ્વિતીય ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યે પૂર્વે મેળવેલા વિજયથી ઉત્તેજિત થઈ, ગુપ્ત રાજાઓનું ઉત્તરનું નિવાસસ્થાન અયોધ્યા છોડી કનકસેન આપણા આનર્ત દેશ ઉપર સવારી લેઈ આવ્યો. તેણે સ્થાનિક પરમાર રાજાને હરાવી પૂર્વોત્તર સીમાનો પ્રદેશ હાથ કરી લીધો; ને આનંદપુર વસાવી ત્યાં પોતાની રાજધાની સ્થાપી. પરાક્રમી પુરુષ વિજયથી ધરાતા નથી. પ્રભુ-શક્તિ ને ઉત્સાહશક્તિવાળા રાજાઓ નવનવા દેશ જીતી નામ

મેળવે છે. આ રીતે કનકસેને સૌરાષ્ટ્રમાં પેસી વાલા રજપૂતોના મૂળ પુરુષોને હરાવી તેમનું વાલાકક્ષેત્ર જીતી લીધું. કનકસેનથી ચોથી પેઢીએ વિજયપુર( વિજાપુર )નો વસાવનાર વિજયસેન થયો. તેણે ભાલનો મુલક વેગળો પડવાના કારણથી અથવા તો સૌરાષ્ટ્ર લાટ વગેરે દેશ સર કરવાના લોભથી છેવાડું પડતું આનંદપુર તજી દેઇ વલભિપુર વસાવ્યું ને ત્યાં પોતાની રાજધાની કરી. તામ્રપત્રોમાં વિજયસેનનો सेनापति भट्टार्क એવે નામે નિર્દેશ છે. કનકસેન અને તેની પાંચ પેઢીના અનુયાયીઓ જો કે સ્વતંત્ર હતા, તો પણ અર્વાચીન કાળની મૂગલ શહાનશાતના નવાબોની પેઠે ગુપ્તવંશના મહારાજાઓનું ઉપરિપણું સ્વીકારવામાં માન સમજતા. તેઓ પોતાને રાજા નહિ પણ ગુપ્ત મહારાજાઓના सेनापति કહેવરાવતા, એટલું જ નહિ, પણ તેમના પ્રત્યેની પૂજ્ય બુદ્ધિથી રાજવ્યવહારમાં તેમણે ગુપ્ત સંવત જ સ્વીકાર્યો હતો.

પૂર્વોક્ત આનંદપુર અને વલભિપુરની સ્થાપના સાથે આપણા બે વિભાગની ઉત્પત્તિનો ઇતિહાસ સંબંધ ધરાવે છે. કનકસેને નવું રાજ્ય શસ્ત્રબળે મેળવ્યું. તે પ્રદેશમાં મોટે ભાગે જંગલી ભીલ અને જુજ ભાગે લડાયક રજપૂત સિવાય બીજી વસ્તી ન હતી. આથી રાજધાનીને આબાદ કરવા ઉત્તરમાંથી બ્રાહ્મણ વણિક વગેરે તેણે તેડાવ્યા. એ બ્રાહ્મણો કયાંથી આવ્યા તેનો ઉત્તર નગર ખંડમાંથી મળતો નથી. પરંતુ આપણા ડૂંગરપુરા બંધુઓ આજ પણ પોતાને અહિચ્છત્રનિવાસી લખે છે તેમાંથી નીકળી આવે છે. એ બ્રાહ્મણો પાંચાલ દેશના અહિચ્છત્ર નગરના વતની હતા. એ નગર હિમાલયની તળેટીમાં આવેલું હતું; અને તે એક વખત પ્રાચીન નગરોમાં પ્રખ્યાતિ ભોગવતું હતું, તથા પાંચાલનું પાટનગર હતું. શાલાખંડમાં લખે છે કે ( આવી રીતે

લક્ષ્મી અને વિષ્ણુ ભગવાનના વિવાહના પ્રસંગે શ્રીમાળો ઉત્પન્ન થયા કહેવાય છે ) હિમાલયને ઘેર પાર્વતીના વિવાહના પ્રસંગે શંકર ભગવાને નાગર બ્રાહ્મણને ઉત્પન્ન કર્યો, તે હિમાલયની તળેટીના નગરમાં એ શિવશક્તિના ઉપાસક બ્રાહ્મણોના નિવાસને અવલંબીને લખ્યું જણાય છે. મૂલસ્થાનમાં નાગના ઉપદ્રવની કથા નગરખંડમાં જે આપી છે, તેનું મૂળ પણ અહિચ્છત્ર નામમાં સમાયું છે. આ શહેર પાંચાલનું પાટનગર હતું, તેથી ખાસ કરીને નગર નામથી ઓળખાતું. આવી રીતે જામનગર કિંવા નવાનગર જે જામસાહેબની રાજધાની છે તે અત્યારે સામાન્ય રીતે નગર કહેવાય છે. વળી ઈસવી સન પૂર્વેના ચોથા ત્રીજા અને બીજા સૈકામાં પાટલિપુત્ર મગધનું જ નહિ, પણ આખા ભરતખંડનું પાટનગર હતું. તેથી ચાણક્ય વાત્સ્યાયન કામસૂત્રમાં તેનો ખાસ કરીને નગર[1] નામથી નિર્દેશ કરે છે અને પાટલિપુત્રના પૌરજનને નાગર નામ આપે છે. નગરખંડની સામાન્ય નાગર સંજ્ઞા પણ આ રીતે ઉત્પન્ન થઈ જણાય છે. અહિચ્છત્ર નાગરોએ ક્યારે મૂક્યું, તેનો ખાતરીપૂર્વક નિર્ણય થઇ શકતો નથી. પરંતુ સેનાપતિ ભટાર્ક વિજયસેન જે ગુપ્ત સંવત ૧૯૦ માં એટલે ઈ. સ. ૫૦૯ માં થયો કહેવાય છે, તેનો કનકસેન પ્રપિતામહ થાય. પિતા અને પિતામહનો રાજ્યકાળ સરેરાશ વીસથી પચીસ વર્ષ ગણતાં પ્રપિતામહ કનકસેન ઈ. સ. ૪૫૦ ના અરસામાં એટલે પાંચમા શતકના મધ્યમાં થયો

---

૧ પાટલિપુત્ર આવી પ્રસિદ્ધિ ઇસવી સનના આરંભ પછી પામ્યું ન હતું. આથી તેને ખાસ કરીને નગર કહેનાર વાત્સ્યાયનને ચાણક્યથી ભિન્ન માની ઈસવી સનના આરંભનાં સૈકામાં મૂકવો તે ખોટું છે. હેમાચાર્ય અને પુરુષોત્તમ ચાણક્ય અને વાત્સ્યાયન એક જ ગણે છે તે ખરાબર છે.

એમ કહી શકાય. એ હીસાબે આનંદપુરનું સ્થાપન[૨] અને અહિચ્છત્રના નાગરોનું આગમન ઈ. સ. ૪૫૦ માં થયું ઠરે છે. જે અરસામાં પશ્ચિમમાં નાગર જ્ઞાતિ ઉત્પન્ન થઈ, તે અરસામાં પૂર્વમાં કાયસ્થ જ્ઞાતિ પ્રગટી જણાય છે.

આનંદપુર મટી વલભિપુર જ્યારે રાજધાની થયું, ત્યારે આનંદપુરના નાગર બ્રાહ્મણોમાંથી કેટલાકને વિજયસેન પોતાની જોડે લેઈ ગયો. એ લોકોને તેણે વલભિપુર પાસે વસાવ્યા. આ તેમનું નિવાસસ્થાન પશ્ચિમનગર કિંવા પછેગામ કહેવાયું; તથા આનંદપુર છોડીને આવેલા આ નાગરો પાછળથી પ્રશ્નોરા એ નામથી ઓળખાયા. અત્યારે પણ, વલભિપુરનાં ખંડેર નજીક વળા ગામ છે, તેની પાસેના પછેગામમાં તેમની સારી સંખ્યા છે, એમ સાંભળ્યું છે. આ નવા વસાવેલા ગામની સરખાવટમાં આનંદપુર વૃદ્ધ એટલે જૂનું કે વડું શહેર હોવાથી વૃદ્ધનગર કિંવા વડનગર કહેવાયું ને ત્યાં રહેલા નાગર બ્રાહ્મણો પાછળથી વડનગરા એ નામથી નોખા ઓળખાયા.

ઉપરના હીસાબે પશ્નોરા—પશ નોરા કે પ્રશ્નોરા ઈસવી સનના છઠ્ઠા શતકના આરંભમાં નોખા પડયા; ને પશ્ચિમનગર કે પછેગામ ઉપરથી નવી સંજ્ઞા પામ્યા. કેટલાકને એમ પણ કહેતાં સાંભળ્યા છે કે તેઓનું નામ ગામ ઉપરથી નહિ પણ ધંધા ઉપરથી પડયું

---

૨ કવિ દલપતરામ ડાહ્યાભાઈ જ્ઞાતિનિબંધમાં प्रवराध्याय ની નીચેની પંક્તિઓ ટાંકે છે:—श्रीमदानन्दपुरमहास्थानीयपञ्चदशशतगोत्राणां संवत् २८३ पूर्वतिष्ठमानगोत्राणां समानप्रवरस्य निवन्धः। આ પંક્તિ એટલી અશુદ્ધ છે કે એના ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી તેમ તે ઉપરથી કંઇ અનુમાન કાઢી શકાતું નથી.

છે. તેઓ જ્યોતિષીનું કામ કરતા ને પ્રશ્ન જોતા, તેને લીધે તેઓ પ્રશ્નોરા નામથી ઓળખાયા. અહીં શંકા એટલી જ ઊઠે છે કે બીજા વિભાગોનાં નામ ગામથી પડયાં છે, તો પછી આ એક જ વિભાગનું નામ વૃત્તિ ઉપરથી પડયું હોય એ કેમ બને? વળી પ્રશ્ન શબ્દે જ્યોતિષના પ્રશ્ન એવો અર્થ લેવો ને તે ઉપરથી જ્યોતિષશાસ્ત્રની લક્ષણા વિનાપ્રયોજન કરવી એ પણ માન્ય રહે એવું નથી. વળી સંજ્ઞાનો પૂર્વભાગ પ્રશ્ન લેઇયે, તો ઉત્તરભાગ શો લેવો?[3] એ બધી મુશ્કેલીઓ વિચારતાં આ કલ્પના કબૂલ રાખી શકાતી નથી. બીજા કેટલાકનું માનવું એવું છે કે પૃશ્નિપુર પૃશ્નિનગરના તેઓ વતની હતા તેથી પ્રશ્નોરા કહેવાયા.[4] અહિં પ્રશ્ન એટલો જ ઊઠે છે કે પૃશ્નિપુર તે કયું? મને તો એમ લાગે છે પછેગામ કે પચ્છનોર બોલને જ સુધારીને કોઇએ પૃશ્નિનગર નામ ઊપજાવ્યું હશે. આવી રીતે સામાન્ય લોક જેને આણદું (आनापद्र) કહે છે તેને સુધારીને આજે આપણે આણંદ કહિયે છિયે; અને ખરપા કે ખાંપા રબારીનો વ્રજ એટલે નેસડો મૂળે હશે તેને, જાણે કાપડના વણજનું મૂળથી મથક હોય તેમ, કપ્પડવણુજ કહિયે છિયે.

વલભિપુરનાં ખંડેરમાં અનેક શિવલિંગ અને નંદી મળી આવે છે. શંકરનાં બાણ મોટાં અને આખાં રહેલાં હોય છે, જ્યારે નંદી બહુ ભાગે ખંડિત જોવામાં આવે છે. તામ્રપત્રોમાં સેનાપતિ भट्टार्क વગેરે પણ પરમ માહેશ્વર લખાયા છે. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે કનકસેન વગેરે પણ શંકર

---

૩ પ્રશ્નપૂરક એવો શબ્દ જ્યાતિષમાં લેવો?

૪ नागरपुष्पांजलि ના प्रथमांक માં नागर ब्राह्मण वृत्तान्त આપ્યો છે તેમાં આ કલ્પના છે.

ભગવાનના ઉપાસક હતા. આથી ઈસવીસનના દસમા શતકમાં શૈવ મૂળરાજે જેમ શૈવ બ્રાહ્મણોને રુદ્રમાળની સ્થાપનાને અંગે ઉદીચી એટલે ઉત્તર દિશાએથી તેડાવ્યા, તેમ શંકરભક્ત કનકસેને આનંદપુરની સ્થાપનાના સમયે અહિચ્છત્રથી હાટકેશ્વરના ઉપાસક નાગર બ્રાહ્મણોને તેડાવ્યા અને તેના પ્રપૌત્ર વિજયસેને તેમને પાછા વલભિપુરની સ્થાપનાના અવસરે પછેગામમાં વસાવ્યા એ સહેજે સમજી શકાય છે. આવી રીતે જૂના કાળમાં આ દેશમાં ભિન્ન ભિન્ન સમયે રાજા રાણા અને ઠાકોરોના તેડયા આવેલા બ્રાહ્મણોનાં અનેક થાણાં વસ્યાની હકીકત કલ્પના અને દંતકથાના અદ્‌ભુત ઊમેરણ સાથે પુરાણોના વિભાગોમાં અને સ્વતંત્ર ગ્રંથોમાં મળી આવે છે. આ દેશમાં પૂર્વે અનાર્ય લોકોની વસ્તી હતી, તે કારણથી બીજા મ્લેચ્છદેશમાં જનારને માટે ધર્મશાસ્ત્રમાં જેમ પ્રાયશ્ચિત્ત ઠરાવ્યું છે, તેમ સિંધુ સૌવીર સૌરાષ્ટ્ર વગેરેમાં જનારને પુનઃસંસ્કાર આપવાનું લખ્યું છે. અહિં જૂના કાળમાં કોળી ભીલ વગેરેની પલ્લી એટલે વાડા તથા ભરવાડ રબારી વગેરેના વજ એટલે નેસડા જ માત્ર હતા. ઘણાં ગામોને છેડે અલ આલ એલ ઓલ વગેરે અને અજ આજ એજ ઓજ વગેરે અક્ષરસમૂહ જોવામાં આવે છે તે આ અતિ પ્રાચીન સ્થિતિની નિઃશબ્દ સાક્ષી પૂરે છે.

આનંદપુર પ્રાચીન અને મૂલભૂત સ્થાન હતું. તેને લીધે તે પૂજ્ય અને પવિત્ર મનાઈ તીર્થ ગણાવા લાગ્યું અને તેનું માહાત્મ્ય અનેક ચમત્કારી કથાઓ દ્વારા વધતું ને વધતું ગયું; જે બધી ધ્યાનમાં લેતાં તેને નગરખંડમાં ચમત્કારપુર નામ આપ્યું છે તે સુઘટિત લાગે છે. જેમ આનંદપુરનાં અનેક નામ પૌરાણિક ગણાવે છે, તેમ સામળભટ ખંભાતનાં પણ કનકાવતી ત્રંબાવટી વગેરે નામ કવિકલ્પનાથી ઘડી કાઢે છે.

આનંદપુર અને પછેગામની વસાહત પછી આપણા ઇતિહાસમાં વિસળનગરની સ્થાપના આપણને ઉપયોગી છે. એ નગર પહેલા ભીમદેવને હરાવી પ્રથીરાજ ચોહાણના પૂર્વજ વિસળદવે વસાવ્યું હતું. તે વખતે પડોશમાં આવેલા વડનગરથી વિદ્યા તેમ જ આચારને માટે પ્રસિદ્ધિ પામેલા નાગર બ્રાહ્મણોને તેડાવીને તેણે વિસળનગરમાં વસાવ્યા. તેઓ પાછળથી વિસળનગરા કહેવાયા. વિસળનગર ઇસિવી દસમા શતકની સમાપ્તિએ સ્થપાયું. કેટલાકનું કહેવું છે કે વિસળનગરનો સ્થાપનાર વિસળદેવ ચોહાણ નહિ પણ વિસળદેવ વાઘેલો હતો એ કહેવું માનવા લાયક નથી. વિસળદેવ વાઘેલાના સમયની તવારિખ એક કરતાં વધારે ગ્રંથમાં આપેલી છે. તે પૈકી એકેમાં વિસળનગર વસાવ્યાનું સૂચન નથી. વળી દર્ભાવતી (ડભોઇ)નો તેણે જીર્ણોદ્ધાર કર્યો, તેવો વિસળનગરનો જીર્ણોદ્ધાર કર્યાનું પણ જાણવામાં નથી. અર્થાત્ વિસળનગરા નાગરની ઉત્પત્તિ વિસળદેવ ચોહાણના સમયમાં લેખિયે છિયે.

ઉપર પ્રસંગવશાત્ કહેવામાં આવ્યું કે વિસળદેવ વાઘેલાએ દર્ભાવતીનો જીર્ણોદ્ધાર કર્યો હતો. એ પ્રસંગે ષષ્ટિ એટલે સાઠ નાગર બ્રાહ્મણનાં કુટુંબને વડનગરથી તેણે ડભોઇ તેડાવ્યાં હતાં. પૂર્વે વિજયસેને પ્રશ્નોરાના મૂળપુરુષોને વલભિપુર પાસે વસાવ્યા હતા; તેમ આ વખતે વિસળદેવ વાઘેલાએ વડનગરથી આવનાર સાઠ કુટુંબોને ડભોઈ પાસે વસાવ્યાં. એ સાઠ કુટુંબની વસાહતનું ગામ ષષ્ટિપદ્ર કિંવા સાઠોદરું કહેવાયું ને ત્યાં વસનારા સાઠોદરાને નામે ઓળખાયા. સંવત ૧૭૫૧ માં જે ગામ નડિયાદરું લખાતું તે હાલ નડિયાદ બોલાય છે, તેમ સાઠોદરું પણ આજે સાઠોદ નામથી જાણવામાં છે. એની સ્થાપના તેરમા શતકના અરસામાં થઈ છે.

મૂળ નિવાસસ્થાન જે વડનગર, તેમાંથી નીકળેલાં આ ત્રણ વહેણ ઉપરાંત બીજાં ત્રણ વહેણ પણ નીકળ્યાં છે. એ વહેણ ગૂજરાત કાઠિયાવાડની દિશા છોડી રાજસ્થાન તરફ ફંટાયાં છે. એમાંનું એક ચીતોડની અને બીજું કૃષ્ણાનગર કિંવા કિસનગઢની સ્થાપના સાથે સંબંધ ધરાવતું હોય તેમ ચિત્રોડા અને કૃષ્ણોરા નાગરને નામે ઓળખાય છે. આ વિશે ખાતરીથી કંઈ કહી શકાય એમ નથી. છેલ્લું વહેણ મૂલસ્થાનના સમૂહથી નોખું ન પાડતાં તેની શાખારૂપે જ રહ્યું. એ વહેણ તે ડૂંગરપુરમાં જઈ રહેનાર ડૂંગરપુરા નાગરોનું, જેઓ પોતાને ગિરિપુરા પણ લખે છે. એમની ઉત્પત્તિનો સમય પણ નક્કી કરવાનાં સાધનો પ્રકાશમાં આવ્યાં નથી.

ડૂંગરપુરા નાગર બંધુઓ પોતાના નામને અહિચ્છત્રનિવાસી વિશેષણ લગાડે છે, તેમ આભ્યંતર વિશેષણ પણ લગાડે છે. એ વિશેષણ, તેમનામાં સંપ્રદાયસિદ્ધિ શુદ્ધ સારી રીતે જળવાઈ રહી છે—જેથી તેમના સમૂહમાં બાહ્ય વિભાગ ઉત્પન્ન થવા પામ્યો નથી, એવું જણાવવા માટે હશે. બાકી નાગરોમાં આભ્યંતર અને બાહ્યનો ભેદ સામાન્ય છે. એ ભેદ આચારશુદ્ધિના અભિ-માનથી પડેલો જણાય છે. એવો ભેદ ખેડાવાળ અને ખેડવા બ્રાહ્મણોમાં પણ છે. પરંતુ તે સંબંધમાં એક વિલક્ષણતા ધ્યાનમાં લેવા જેવી છે. તે એ છે કે નાગરોમાં બાહ્ય જ્યારે ઊતરતા ગણાય છે, ત્યારે ખેડાવાળમાં બાજ કિંવા બાહ્ય ઊંચા અને ભીંતર કિંવા આભ્યંતર નીચા મનાય છે. વળી નાગરોમાં બાહ્ય સમૂહના સંબંધમાં જેવી નિંદાની વાતો ગવાય છે, તેવી બાજ ખેડાવાળ કે બાજ ખેડવાના સંબંધમાં સાંભળવામાં નથી. તે ઉપરથી એમ ચોખું સમજાય છે કે બાહ્ય નાગરો વિશે જે

ખોટી ખોટી વાતો પ્રચલિત છે તે અભિમાને ઉપજાવી કાઢેલી છે. આભ્યંતર અને બાહ્યનો ભેદ ઘણો જૂનો છે. નગરખંડમાં પણ તેની નોંધ છે. છેક વર્તમાનકાળમાં પાટણના વડનગરા એક ત્રીજો સમૂહ ઉત્પન્ન થયો છે, જે ત્રીજો હોવાના કારણથી તેયડને નામે ઓળખાય છે. ઉત્પત્તિના કાલક્રમને અનુસરી તે બાયકથી પણ ઊતરતો ગણાય છે.

મનથી માનેલી શુદ્ધતાનો ટેક બ્રાહ્મણોએ પોતાપણું અને પારકાપણું જણાવનારી આભ્યંતર અને બાહ્ય સંજ્ઞાથી દર્શાવ્યો, ત્યારે વૈશ્યોએ સ્વીકારેલી વસાનું લેખું કરનારી વીસા દસા સંજ્ઞા બ્રહ્મ-ક્ષત્રિયોએ પણ સ્વીકારી. બ્રાહ્મણો વૈશ્યો ને બ્રહ્મક્ષત્રિયોના ઉક્ત ભેદ પડવાનાં કારણ એકસરખાં નજીવાં અને હસી કાઢવા જેવાં છે.

જ્યારે નાગરો અને તેમના પેટાવિભાગની ઉત્પત્તિના સંબંધમાં વસ્તુસ્થિતિ ઉપર પ્રમાણે છે, ત્યારે માંહોમાંહે મિથ્યા ભેદબુદ્ધિ ક્યાં સુધી રાખવી ? એક સોનાની પાટમાંથી એક વખતે એક, બીજે બીજું, ત્રીજે ત્રીજું એમ અનેક નગદ ઘરેણાં થયાં, તે જુદે જુદે નામે ઓળખાયાં; તેટલા માટે શું તે સોનું મટી ગયાં ? કાશી યાત્રા કરી દાદાના દાદા ગંગાજળ લેઈ આવ્યા ને તે પછીના પૂર્વજો પણ ગંગાજળ ભરી આવ્યા. એ જુદા જુદી ગંગાજળીનું ગંગાજળ શું જુદું પડી ગયું ? અથવા તો એકની શુદ્ધતા વધારે ને બીજીની ઓછી થઈ ગઈ ? પ્રયાગવડ જ્યારે શતસહસ્રી સજીવન શાખાએ ફાલી રહ્યો હશે, ત્યારે એક શાખા શું વધારે પવિત્ર ને બીજી ઓછી પવિત્ર ગણાતી હશે કે ? ઘટાકાશ મહાકાશ કે મહાકાશનો દૃષ્ટાંત વિચક્ષણ વેદાંતનિપુણ શ્રોતા વર્ગને યાદ દેવરાવવો પડે એવો નથી. અજ્ઞાન અને અહંતાનું આવરણ ભેદાવા માંડ્યું છે. અંતશ્ચક્ષુ ઊઘડી ચૂક્યાં

છે. અહિં તેમ જ અન્યત્ર પરસ્પર બંધુભાવનું આકર્ષણ વધવા માંડયું છે, તે આવા મેળાવડા પોતે જ બતાવી આપે છે. હવે તો तसेन तत्समयसा घटनाय योग्यम् એ ફલીભૂત થવું બાકી છે. તે પણ સિદ્ધ થવાનો સમય મહેશ્વરની કૃપાથી સમીપ આવો !

બંધુઓ ! મેં તમને મારી એકરસની કાલ્પનિક કથનીથી ઠરાવ્યા કરતાં વધારે રોકયા છે. હું તમને હજુ પણ વધારે રોકું. પણ તેમ કરું તો તમારે માટે અનેક રસની મુદ્દાની સામગ્રી તૈયાર રાખનાર ગૃહસ્થનો હું અપરાધી થાઉં. આ કારણથી હું આટલેથી જ અટકું છું. અને આપની બધાની રજા પણ લઉં છું.

[ છપાયું: પ્રજાબંધુઃ ૧૯૦૮ ]

## બન્ને ભાગની

# શબ્દસૂચી

**સૂચના**—અહીં બંને ભાગની સૂચી સાથે આપી છે. શબ્દોની બાજૂમાં જ્યાં કશો નિર્દેશ ન હોય ત્યાં તે શબ્દ ભાગ ૧ લાનો સમજવો. ભાગ ૨ જાના શબ્દોનું સૂચન પૃષ્ઠના અંકો પૂર્વે (ભા. ૨) થી કર્યું છે.

**ચિત્રરચનાવાળા છંદ**

# અંગ્રેજી નામોની સૂચી